# બીજમારગી ગુપ્ત પાટ–ઉપાસના

અને

## કંઠસ્થ પરંપરામાં જળવાયેલી મહાપંથી સંતવાણી

ડૉ. નિરંજન રાજ્યગુરુ



ગુજરાત સાહિત્ય અકાદમી
ગાંધીનગર

# બીજમારગી ગુપ્ત પાટ–ઉપાસના
અને
# કંઠસ્થ પરંપરામાં જળવાયેલી મહાપંથી સંતવાણી

ડૉ. નિરંજન રાજ્યગુરુ





ગુજરાત સાહિત્ય અકાદમી
ગાંધીનગર

મહાપંથી સંતકવિઓની વાણીમાંથી પસાર થતાં એક ખ્યાલ એવો સ્પષ્ટ થયો છે કે જેસલ-તોરલ, લાખો-લોયણ, ખીમરો-દાડલદે કે કહળુભા-ગંગાસતી જેવાં સંતયુગલો-ભક્ત દંપતીઓ જરૂર થયાં હશે. પરંતુ તેમના નામાચરણ સાથે ગવાતી તમામ ભજનરચનાઓ એમના દ્વારા જ સર્જાઈ હશે એવું ન કહી શકાય. એમાં પાછળથી થયેલા અનેક નામી-અનામી સર્જકો દ્વારા રચાયેલાં ભજનો પણ ઘૂસી ગયાં છે, એમાંની કેટલીક રચનાઓ તો સંસ્કૃતના જાણકાર, શાસ્ત્રપુરાણોના અભ્યાસી, વેદાન્ત અને યોગમાર્ગની પરિભાષાના જાણકાર કોઈ સાધુ કે બ્રાહ્મણ પુરુષ આખ્યાનકાર દ્વારા જ રચાઈ હોવાની પૂરેપૂરી શંકા ઊઠે છે. આવી રચનાઓમાં બીજમાર્ગ, નિજાર, મહાપંથ કે પાટધર્મની સાધના અને સિદ્ધાંતોને ઠેકાણે શાસ્ત્રપુરાણોમાં વર્ણવાયેલ તત્ત્વદર્શન અને વેદાન્તની પરિભાષાનો સીધો ઉપયોગ થયો છે. વળી એમાં સાધનાની કોઈ ચોક્કસ સળંગસૂત્રતાનો પણ અભાવ છે. એટલે પ્રસ્તુત સંપાદનમાં સમાવેલા દરેક સર્જક સંતકવિઓને નામે મળતી તમામ રચનાઓને સ્થાન નથી આપ્યું. પરંતુ જેમાં મહાપંથી વિચારધારા હોય કે પાટઉપાસના સંબંધી ક્રિયાકાંડ કે સાધનાનું આલેખન હોય એવી પરંપરિત વિષયવસ્તુ ધરાવતી ભજનવાણીનો જ સમાવેશ કર્યો છે. કેટલાક બીજમારગી કે મહાપંથી સંપ્રદાયમાં ન હોય છતાં, પોતાનો સંપ્રદાય તદ્દન જુદો હોવા છતાં પાટધર્મની વાત કરી હોય એવા સંતકવિઓની વાણી અને કેટલાક પાટધર્મનો વિરોધ કરનારા સંતકવિઓની પાટવિરોધક વાણીને પણ અહીં સમાવી લેવામાં આવી છે. ટૂંકમાં બીજમાર્ગ, સનાતનધર્મ, મહાપંથ. નિજારધર્મ વગેરે સંજ્ઞાઓ સાથે જેમને સંબંધ છે એવી-એટલી જ ભજનરચનાઓને અહીં સંપાદિત કરવામાં આવી છે.

અહીં જે જે સર્જક સંતકવિઓની ભજનવાણી સમાવવામાં આવી છે તેની અન્ય રચનાઓ જે જે જૂનાં ભજનસંપાદનોમાંથી મળી આવે છે તે ગ્રંથોની સંદર્ભયાદી પણ ગ્રંથને અંતે આપી છે જેથી જિજ્ઞાસુઓ એ કવિઓની તમામ રચનાઓની જાણકારી મેળવી શકે.

બીજમારગી ગુપ્ત પાટ–ઉપાસના અને કંઠસ્થ પરંપરામાં જળવાયેલી મહાપંથી સંતવાણી નિરંજન રાજ્યગુરુ, ૧૯૯૫ ISBN-81-7227-018-6

પ્રકાશક :
ડૉ. હસુ યાજ્ઞિક
મહામાત્ર,
ગુજરાત સાહિત્ય અકાદમી
ગાંધીનગર-૩૮૨ ૦૧૭

આવરણ : હર્ષદ ત્રિવેદી



પ્રથમ આવૃત્તિ : ૧૯૯૫

પ્રત : ૫૦૦

મૂલ્ય : ૫૦ રૂપિયા

મુદ્રક : ભગવતી મુદ્રણાલય, અજય ઇન્ડ. એસ્ટેટ, દૂધેશ્વર, અમદાવાદ

# અર્પણ

જેમણે સંશોધનની સાચી કેડીએ ડગલાં ભરાવ્યાં....

મારા વિદ્યાગુરુઓ સર્વશ્રી

■ ડૉ. નાગજીભાઈ કે. ભટ્ટી

■ ડૉ. હરિવલ્લભ ભાયાણી

■ શ્રી જયંતભાઈ કોઠારી

અને

■ સ્વ. શ્રી જયમલ્લ પરમારના ચરણોમાં....

# પ્રકાશકીય

ગુજરાત સાહિત્ય અકાદમીએ એના પ્રારંભથી જ ગુજરાતના વિવિધ પ્રદેશના લોકોની પરંપરામાં ધબકતા લોકસાહિત્યને સંશોધિત રૂપમાં પ્રકાશિત કરવાનું લક્ષમાં રાખ્યું છે. આથી તો ગુજરાતના ભિન્ન વિભિન્ન જાતિ-જ્ઞાતિઓના જીવનચક્ર અને ઋતચક્ર સાથે સંકળાયેલ લોકરચનાઓને તેના મૂળભૂત રૂપમાં ઉપલબ્ધ કરાવવાનો ઉપક્રમ અકાદમીને સતત દૃષ્ટિ સમક્ષ રાખ્યો છે. આ માટે અકાદમીએ ડૉ. હરિવલ્લભ ભાયાણીના મુખ્ય સંપાદકત્વે પદભજન સૂચિકરણની યોજનાનો આરંભ કર્યો અને તેમાં લોકકંઠે વિહરતાં પદભજનોના સંચયો સ્વરાંકન સાથે પ્રકાશિત કર્યા, આ પ્રવૃત્તિમાં અકાદમીને ડૉ. શાંતિલાલ આચાર્ય, ડૉ. ભગવાનદાસ પટેલ પ્રો. કનુભાઈ જાની, ડૉ. બળવંત જાની અને ડૉ. નિરંજન રાજ્યગુરુ જેવા અભ્યાસીઓનો સહકાર મળ્યો, એને પરિણામે અકાદમીએ અગાઉ ક્યારેય કોઈના પણ ધ્યાન પર નહોતી આવી અને પ્રકાશિત નહોતી થઈ તેવી સામગ્રી અભ્યાસીઓ માટે સુલભ બનાવી આપવામાં પહેલ કરી. ડો. ભગવાનદાસ પટેલને બે વર્ષ માટે અકાદમીએ ફેલોશિપ આપી અને ખેડબ્રહ્મા વિસ્તારનાં પ્રકાશનો કર્યાં ડૉ. ભગવાનદાસ પટેલને તેમના સંશોધન, સંપાદનના પ્રકાશનમાં આર્થિક સહાયક કરી આ લખનારે ડૉ. ભાયાણી સાથે ગુજરાતના વિવિધ પ્રદેશ અને જાતિ-જ્ઞાતિઓનો મૌખિક પરંપરાના સાહિત્યનું ધ્વનિમુદ્રણ કર્યું અને તેના ગેય ઢાળોના સ્વવરાંકન કર્યાં. વિવિધ અભ્યાસીઓ, ક્ષેત્રકાર્ય કરનાર તથા કલાકારો પાસેથી મુખપરંપરાની રચનાઓ મેળવી તેને અકાદમીના ઓડિયો યુનિટમાં રાખવામાં આવી. લોકસાહિત્ય માળા મણકા ૧ થી ૧૪ અંતર્ગત રચનાઓના વિષયાનુસારી સંપાદિત પુનઃમુદ્રણ ગુજરાતી લોકગીતમાં કૃષ્ણચરિત, રામચરિત પાંડવકથા, કથાગીતો, જીવનચક્ર સંલગ્ન રચનાઓ અને ઋતુચક્ર સંલગ્ન રચનાઓ પ્રગટ કરવામાં આવી મણકાની આ અમૂલ્ય સામગ્રીનો પહેલી જ વખત ડૉ. ભાયાણીના માર્ગદશનમાં સમગ્રદર્શી, લોકતાર્કિક અભ્યાસ સંસ્થાકીય યોજનારૂપે આરંભાયો. આ પ્રકાશનોમાં ડૉ. ભાયાણી અને આ લખનારના ભૂમિકાલેખ અંગ્રેજીમાં આન્તર રાષ્ટ્રીયસ્તરે પણ રજૂ થયા અને આવકાર પામ્યા. ડૉ. એલન અને ડૉ. શેપીરો જેવા અમેરિકન વિદ્વાનોએ ડૉ. ભાયાણીના માર્ગદર્શન અને અકાદમી પ્રકાશિત આ સામગ્રીને આધારે ગુજરાતી રામાવળા અને રામાયણના શ્લોકો પર વિદેશની

યુનિવર્સિટીઓમાં સંશોધનો માટે સામગ્રી, પ્રેરણા, પ્રોત્સાહન પૂરાં પાડ્યાં પેરિસમાં મહારાષ્ટ્ર રાજસ્થાન અને ગુજરાતના ખાયણાં વિષે ડૉ. માલિઝોની સહાયે અભ્યાસ આરંભાયો તેમાં અકાદમીએ સામગ્રી સંદર્ભો-ગુજરાતી ખાયણાંની ઝેરોક્ષ વગેરે પૂરાં પાડ્યાં. મણાર મુકામે કથનશૈલી પર સપ્રયોગ વ્યાખ્યાનો નિદર્શન યોજાયાં અને કથનશૈલી પર પુસ્તક પ્રગટ થયું. ભીમોરા મુકામે પરંપરાગત ભજનોનું નવયુવાન સંશોધકોનો સાથ સહકાર મળ્યો અને સંસ્થાગત રીતે પ્રત્યેકને આ પ્રવૃત્તિમાં સાંકળી શકાયા.

ગુજરાત સાહિત્ય અકાદમીની પદભજન સૂચિકરણ યોજના અન્વયે ડો. હરિવલ્લભ ભાયાણીના વાત્સલ્યપૂર્ણ ઉત્સાહિત માર્ગદર્શનમાં જે સંશોધકોએ દિક્ષા લીધી તે માંહેના જ નવયુવાન ઉત્સાહી સંશોધક તે આ ગ્રંથના લેખક ડૉ. નિરંજન રાજ્યગુરુ છે. છેલ્લા પાંચ-સાત વર્ષમાં ગુજરાતી લોકભજનોના જે શાસ્ત્રીય સંશોધનો અને અભ્યાસો થયા તેમાં ડૉ. નિરંજન રાજ્યગુરુનું અર્પણ 'નિઃશંક બહુમૂલ્ય છે એનું કારણ એ છે કે તેઓ ખુદ સારા ભજનગાયક છે અને આ પરંપરાનો તેમને પ્રત્યક્ષ સંબંધ છે. ડૉ. નિરંજન રાજ્યગુરુને પણ અકાદમીએ ભજન માટેની ફેલોશિપ આપી હતી. આના પરિપાક રૂપે જ આ એક ઉત્તમ આ ક્ષેત્રનો ગ્રંથ અકાદમી પ્રગટ કરી શકી છે. ત્યારે તેના લેખકનો અને અકાદમીની આ પ્રવૃત્તિ સાથે અંગભૂત રીતે જોડાયેલા સહુ કોઈનો આભાર માનું છું. અકાદમી પ્રમુખ શ્રી મનુભાઈ પંચોલી 'દર્શક' ગુજરાતના ઉત્તમ સર્જક અને શિક્ષણ શાસ્ત્રી, વિચારક છે. ભજન સાથેનો તેમનો પણ અંતરંગ સંબંધ હોવાને કારણે અકાદમીની આ પ્રવૃત્તિ નવું પરિમાણ સિદ્ધ કરવા વિશેષ યોગ્ય બની તે અમારું અહોભાગ્ય છે.

હસુ યાજ્ઞિક

## ● સંશોધનની ભૂમિકા

સંતસાહિત્ય વિશે હમણાં હમણાં ઠીકઠીક ચર્ચાઓ થઇ રહી છે. સામયિકોમાં, વર્તમાનપત્રોમાં અને વિદ્વાનો-સંશોધકોમાં સંતસાહિત્યનાં વિભિન્ન અંગો પરત્વે થોડીક જાગૃતિ આવી હોય એવું લાગે છે. લિખિત-પ્રકાશિત રૂપમાં જેની અત્યંત અલ્પ સામગ્રી મળે છે એવું, કંઠોપકંઠ ઊતરી આવેલું આ સાહિત્ય કાળના પ્રવાહમાં લુપ્ત થતું રહ્યું છે. જુદી જુદી સંતપરંપરાઓ, એનાં વિધિવિધાનો, એની સાધનાપદ્ધતિઓ અને એનાં વાણીસાહિત્ય વિશે પૂર્ણ પ્રમાણભૂત કહી શકાય એવું સાહિત્ય ગુજરાતીમાં ઉપલબ્ધ નથી. કેટલુંક સાહિત્ય તો પુરાણી જગ્યાઓ - મંદિરો - મઠો અને સાંપ્રદાયિક અનુયાયીઓને ત્યાં હસ્તપ્રતો રૂપે છુપાયેલું પડ્યું છે. પણ એને શોધવાના, મેળવવાના, પ્રકાશિત કરવાના પ્રયાસો કોણ કરે ? અનેક જગ્યાઓમાં પેટી-પટારાઓમાં ઊધઈ અને ઉંદરોના મુખે ક્ષીણ થતી કે ભેજને કારણે નષ્ટપ્રાય થતી અનેક હસ્તપ્રતો મેં જોઈ છે. પોતાની વિદ્યા, પોતાનું ગુપ્ત જ્ઞાન બહાર પડી જશે તો ? આવા ભયને કારણે એના માલિકો આવું સાહિત્ય બહાર લાવવા નથી ઇચ્છતા અને જેને કોઈ લિખિત શાસ્ત્રોની પરંપરા નથી, જે માત્ર કંઠોપકંઠ જ અનુયાયીવર્ગમાં પરંપરાથી ઊતરી આવ્યું છે એવું આ અપૌરૂષેય શાસ્ત્ર આજ સુધી ગુપ્ત રહેતું આવ્યું છે.

જુદાજુદા સંતસંપ્રદાયોમાં ગૂઢ-ગુપ્ત રહસ્યમય ક્રિયાકાંડો તથા વિધિવિધાનો અને તંત્રસાધનાનો પ્રવાહ ઘણા પ્રાચીન સમયથી આપણે ત્યાં વહેતો આવ્યો છે. સાધારણ લોકસમુદાયમાં તંત્રમાર્ગ વિશે ઘણી ગેરસમજો ફેલાયેલી છે, એનો ઉગ્ર વિરોધ અને નિંદા પણ થતાં રહે છે. છતાં એ પરંપરા પણ એના અનુયાયીઓમાં જીવતી રહી છે.

શૈવ, શાક્ત, વૈષ્ણવ, બૌદ્ધ અને ઇસ્લામ વગેરે તમામ ભિન્નભિન્ન સંપ્રદાયોની ઉપાસનાવિધિઓ સમન્વિત થઈને મહાધર્મ કે સનાતનધર્મ રૂપે એક વિશાળ લોકધર્મ તરીકે લોકસમુદાયમાં જ્ઞાતિભેદે, પ્રદેશભેદે અને ગુરુ કે વ્યક્તિભેદે નિરનિરાળાં-અવનવાં રૂપ ધારણ કરતી રહી છે. આ પ્રાકૃત સાધનાધારા વિશે ટીકાત્મક રૂપમાં ઘણું લખાયું હોવા છતાં એની મૂળ સાધના કે આદિ પરંપરા વિશે અત્યંત અલ્પમાત્રામાં જ, નહિવત્ કહી શકાય એટલી સામગ્રી માંડ મળે છે.

સૌરાષ્ટ્રની લોકજાતિઓમાં સચવાયેલી મહાપંથના અનેક જુદા જુદા નાના-મોટાં ફાંટાઓની પાટઉપાસના હોય કે ખોજા સંતકવિઓ દ્વારા પ્રબોધાયેલી ઘટપાટની આરાધના હોય, આ ઉપાસનાવિધિઓ સાથે ઘણેબધે અંશે સામ્ય ધરાવતી અન્ય સંપ્રદાય કે પંથોની ગુપ્ત ક્રિયાઓ હોય કે આદિવાસી - ડુંગરી ભીલ જેવા જંગલમાં વસવાટ કરતા આદિમ સમાજમાં 'ભગત' બનવા માટે અત્યંત જરૂરી એવી 'પંચમિયા

પાટ' પૂરવાની વિધિ હોય... એનાં ક્રિયાકાંડો, વિધિવિધાનો, મંત્રો માત્ર ગુરુમુખે જ સચવાતાં રહ્યાં છે, જે એના અનુયાયીઓ સિવાય કોઈના કાન સુધી પહોંચતાં નથી, ક્યાંક કોઈક જગ્યાએ હસ્તપ્રતમાંથી થોડુંક મળી આવે, પણ આ ક્ષેત્ર આજસુધી તદ્દન ઉપેક્ષિત રહ્યું છે.

એક વાત તો સાચી જ છે કે આવી ગૂઢ-ગુપ્ત સાધનાધારાઓ અતિ પ્રાચીન સમયથી ચાલી આવે છે, એની ક્રિયાઓ તંત્રમાર્ગ સાથે સંબંધ ધરાવે છે, આવા ગુપ્ત-ગૂઢ માર્ગના અનુયાયીઓ પોતાની સાધનાવિધિ અત્યંત ગુપ્ત રાખે છે, ક્યારેક તો આવી ધારા સાથે જોડાયેલી વ્યક્તિ પણ બહાર જાહેરમાં એનો વિરોધ કરતી દેખાય, આમ પોતાની સાંપ્રદાયિકતા છુપાવવાનું વલણ એમાં જોવા મળે છે અને એ કારણે બહારની વ્યક્તિને એના વિશે કોઈ જ પ્રકારની જાણકારી પ્રાપ્ત થતી નથી. વળી ધર્મ કે અધ્યાત્મનું ક્ષેત્ર જ એવું ગૂઢ ને રહસ્યભર્યું છે કે એમાં બહારની વ્યક્તિનો પ્રવેશ અસંભવ જ ગણાય. તાંત્રિકોમાં તો એવી પણ માન્યતા પ્રવર્તે છે કે ધન આપી દેવું. પોતાની સ્ત્રી આપી દેવી, અરે ! પોતાનો પ્રાણ પણ આપી દેવો પરંતુ દીક્ષિત વ્યક્તિ સિવાય કોઈ સામે પોતાની સાધનાનું ગુપ્ત રહસ્ય પ્રગટ કરવું નહીં. અને આ માન્યતાને કારણે જ આપણે ઘણુંબધું સાહિત્ય અને એની પાછળ છુપાયેલી સાધનાને ગુમાવી બેઠા છીએ.

વેદ અને ઉપનિષદના ઋષિઓએ પોતાની અંતઃપ્રજ્ઞા દ્વારા પરમતત્ત્વનો જે સાક્ષાત્કાર કરેલો અને એ દર્શનને પોતાની આર્ષવાણી દ્વારા વ્યક્ત કરેલું એ તો પાછળથી જુદા જુદા બુદ્ધિવાદી વિદ્વાનો - વેદાન્તીઓ દ્વારા શાસ્ત્રબદ્ધ વાદોમાં બંધાઈ ગયું, પણ તેનું સહજ સરળ લોકભોગ્ય રૂપાંતર આ ગ્રંથમાં અપાયેલા દેશી મંત્રો અને નિરક્ષર ભજનિક સંતોની તળપદી વાણીમાં જીવતું આવ્યું છે. આ જીવતી વિદ્યામાં પારંગત એવા સાધકો આજે પણ આ ધરતી ઉપર છે, જેમણે કોઈ શાસ્ત્ર-પુરાણોનો અભ્યાસ કર્યો નથી છતાં માત્ર ભજનભરોંસે નિર્ભય બનીને અષ્ટાંગયોગ; પંચીકરણ, કાયાશોધન અને બ્રહ્મસાક્ષાત્કાર સુધી પહોંચવાની તમામ ક્રિયાઓ જાણે છે અને એનું તદ્દન તળપદી વાણીમાં બયાન પણ કરે છે. ગામડાનો અભણ ભજનિક જ્યારે શિવસ્વરોદય, ષટ્ચક્રભેદન, પ્રાણાયામ, આસન, નેતિ, ધોતિ, બસ્તિ, નૌલિ, ત્રાટક વગેરે ક્રિયાઓ; ખેચરી, મહા, વજ્રોલિ વગેરે મુદ્રાઓ દ્વારા થતા ક્રિયાયોગની વાતો કરતો હોય ત્યારે આપણે આશ્ચર્યચકિત થઈ જઈએ.

ધીરે ધીરે આવા જાણકારો ઓછા થતા જાય છે એ સાચું પણ હજુ આ વિદ્યા તદ્દન લુપ્ત થઈ ગઈ નથી. ખાસ કરીને સૌરાષ્ટ્રની ભંગી, હરિજન, વેરાગી, મારગી, અતીત સાધુ, કોળી, કુંભાર, વાળંદ જેવી સામાજિક અને આર્થિક રીતે પછાત ગણાતી જાતિઓમાં આવા સાધક ભજનિકો જોવા મળે છે. પણ આવા

સાધકો ક્યારેય જાહેરમાં નથી આવતા. અને એ કારણે બહોળા લોકસમુદાયમાં વ્યાપ્ત એવા લોકધર્મ 'મહાપંથ'ની લગભગ તમામ શાખાઓમાં પાટઉપાસનાની ક્રિયાવિધિ આડીઅવળી કે અસ્તવ્યસ્ત અને વિકૃત થઈ ગઈ છે.

દરેક મંત્રનો ગૂઢ ભેદ, ગુપ્ત રહસ્યાત્મક અર્થ સમજીને પછી જ ક્રિયાયોગ આચરવાનું આ સાધનાપરંપરામાં વારંવાર કહેવાયું છે છતાં આજે તો માત્ર બાહ્ય ક્રિયાકાંડ બની ગયેલી આ આંતરસાધનાનું મૂળ રહસ્ય તદ્દન ભુલાઈ ગયું છે એમ કહી શકાય. માત્ર પેટ ભરવાનો દાખડો કરતા, બે-ચાર મંત્રોના સહારે વિવાહથી માંડીને શ્રાદ્ધ અને સત્યનારાયણની કથાથી માંડીને ભાગવત પારાયણ કે યજ્ઞયાગો કરાવતા કર્મકાંડી બ્રાહ્મણોની જેમ પાટ-ઉપાસનાના સાધુ-પુરોહિતોને મન પાટ પૂ: .ા એ ફક્ત બે-પાંચ ફદિયાં રળવાનો ધંધોમાત્ર છે. પાછું આ શાસ્ત્ર તો ગૂપ્ત, એનાં કોઈ પોથીપુરાણ નહીં એટલે કંઠસ્થ પરંપરામાં સચવાઈ આવતાં મંત્રોમાં મનફાવે એવા ને એટલા ફેરફારો કર્યે રાખીને, મનઘડંત અર્થઘટનો કરીને ભોળાંને ભરમાવવા સિવાય એનો કોઈ ઉદ્દેશ રહ્યો નથી. આ મંત્રો બોલનારને પણ એની પાછળના મૂળ રહસ્યનો ખ્યાલ નથી, માત્ર ગતાનુગતિક આડંબરી ક્રિયાકાંડ બની ગયેલી પાટ-ઉપાસના આજે ધરમૂળથી ફેરફારો માગે છે.

'ઊર્મિ-નવરચના'ના માર્ચ – ૧૯૮૬ના 'સંતસાહિત્ય વિશેષાંક'માં 'મહાપંથ અને તેના સંતો' નામનો સંશોધનલેખ પ્રકાશિત થયો ત્યારે ગુજરાતભરમાંથી લગભગ સવાસો જેટલા પત્રો મારા ઉપર આવેલા. જેમાં કેટલાક પત્રોમાં સંતોષ હતો, કેટલાકમાં પ્રોત્સાહન હતું, કેટલાકમાં પૃચ્છા હતી તો કેટલાકમાં જિજ્ઞાસા, આક્રોશ, ભયંકર ક્રોધ, ગાળો ને ધમકી પણ હતાં, આ એક લેખને કારણે આ ક્ષેત્રમાં પડેલી અનેક વ્યક્તિઓના પરિચયમાં હું આવી ગયો. ત્યારથી માંડીને આ સંશોધન કાર્ય હાથ ધર્યું ત્યાં સુધીમાં તો અનેક સાધકો-જાણકારોના હૈયાનાં દ્વાર ખોલાવવામાં મને કામયાબી મળતી ગઈ. એ સાત વર્ષની સાધનાનો પરિપાક આજે આપના હાથમાં આવે છે.

## ગૂઢ અર્થોની અનેકવિધ શક્યતાઓનો પ્રદેશ

મહાપંથી બીજમારગી ગૂઢ ક્રિયાઓ, એ વિધિવિધાનો પાછળની સુવિશાળ સાધનાપરંપરા તથા ગુપ્ત મંત્રોના અર્થઘટનના ઊંડાણમાં જવાને બદલે અહીં મૂળ મંત્રો, વાણી તથા ભજનોનું સંકલન જ આપવામાં આવ્યું છે. લોકકંઠે સચવાતી આવેલી આ સંસ્કારમૂડી ક્ષેત્રકાર્ય દ્વારા પ્રાપ્ત થઇ છે. સંશોધકનું કાર્ય વિસરાતી વાણીને પ્રકાશમાં લાવવાનું હોય, એના ઉપર ટીકાટિપ્પણો, અર્થઘટનો અને ભાષ્યો લખવાનું કામ વિદ્વાનોનું.

કેટલાક મિત્રોએ એવું પણ કહેલું કે શ્રી મકરન્દભાઈ દવેએ પૌરાણિક પ્રસંગોમાંથી મળતાં ઇંગિતો અને એમાં છુપાયેલા સાધનાસૂત્રની વિગતે વાત કરી છે તેમાંથી ઘણીબધી સામગ્રીનો વિનિયોગ અહીં આ સાધના પરંપરાને વર્ણવવા કરી શકાય, પ્રાચીન ભજનવાણી વિશે પણ મકરન્દભાઈએ ખૂબ લખ્યું છે એમાંથી મહાપંથી ભજનવાણીમાં મળતી સાધનાની પરિભાષા વિશે પણ વિસ્તારથી લખી શકાય એટલી વિપુલ સામગ્રી મળે તેમ છે, પરંતુ એ મર્મઉદ્‌ઘાટનો મારા અનુભવક્ષેત્રનાં નહોતાં, મારે તો માત્ર લોકકંઠે સચવાયેલી સામગ્રીનો સંચય આપવો હતો. આ ક્ષેત્ર સ્વાનુભૂતિનું ક્ષેત્ર છે. દરેક વાચક કે જિજ્ઞાસુને પોતાની વય, પોતાની કક્ષા, પોતાની જાતિ, પોતાનો ધર્મ-સંપ્રદાય કે પંથ, પોતાનો સંસ્કાર, પોતાનાં રૂઢિ, અભ્યાસ, ઉછેર કે સાધના મુજબના પ્રશ્નો હોવાનાં, એ દરેકની પાસે પોતાના અંતરમાં જ એ પ્રશ્નનો ઉકેલ પણ હોવાનો, એ ઉકેલ મુજબ પોતે અહીં આપેલાં મંત્ર, વાણી કે ભજનોમાંથી અર્થઘટન કરી શકે, અને પૂરતી મોકળાશ ને સ્વતંત્રતા રહે એ માટે પણ આ મંત્રો-ભજનોના અર્થઘટનની નવી જ વિશાળ દિશા ખુલ્લી રાખી છે. પાટમાંના શ્રીફળને માત્ર મનુષ્યનું મસ્તક, પાણીની બે લોટીને ઇડા-પિંગલા, જ્યોતને પરિબ્રહ્મનું નિરાકાર રૂપ, નવ સોપારીને શરીરનાં નવ દ્વાર કહી દીધાથી ઇતિશ્રી થતી નથી. એની પાછળની સુદીર્ઘ પરંપરાનો અને એના રહસ્યોનો ખ્યાલ પણ હોવો જોઈએ. એટલા ઊંડાણમાં જવાની આ ક્ષણે મારી ઇચ્છા પણ નહોતી, સજ્જતા પણ નહોતી. ઊંડાણમાં જવા ઇચ્છનારા જિજ્ઞાસુઓ – વિદ્વાનો – સાધકો – સંશોધકો મુ. શ્રી મકરન્દભાઈ દવેના 'યોગપથ', 'અંતર્વેદી', 'સહજને કિનારે', 'ચિરંતના', 'ગર્ભદીપ', 'ચિદાનંદા', 'તપોવનની વાટે', 'બ્રહ્મવીણા', 'સતકેરીવાણી' અને 'ભજનરસ' જેવા ગ્રંથોમાંથી વેદકાળથી માંડીને આજસુધીની વિવિધ સાધનાપરંપરાઓ, એની પ્રતીકાત્મક પરિભાષા અને એમાં છુપાયેલી સાધના વિશે પ્રમાણભૂત માર્ગદર્શન મેળવી શકે છે.

એ જ રીતે ભગવાનદાસ પટેલ અને શંકરભાઈ તડવી દ્વારા લખાયેલા આદિવાસી સાહિત્યવિષયક સંશોધનગ્રંથોમાંથી આદિવાસીઓમાં પ્રચલિત સૃષ્ટિના ઉદ્‌ભવની કથા મળી જાય.

અને એટલે આ પુસ્તકમાં લોકજીવનમાંથી લોકકંઠેથી સાંપડેલી સામગ્રી પ્રસ્તુત કરવાનો જ ઉપક્રમ રાખ્યો છે. બીજમાર્ગી પાટઉપાસનાના ક્રિયાકાંડને અનુસરીને બોલાતા તમામ મંત્રો અને ભજનવાણી પ્રાપ્ત કરવા માટે પૂરા એક વર્ષ સુધી સૌરાષ્ટ્રના જુદા જુદા વિસ્તારોનાં ગામડાંઓમાં ફરીને, ભજનમંડળીઓ, ભજનિકો, સાધુ-સંતો, ગાદીપતિ મહંતો, સાધકો, જતિ-સતી-સેવકો, પાટઉપાસનામાં આચાર્યપદે બેસનારા સાધુ-પુરોહિતો વગેરેની મુલાકાતો લઈને, શક્ય તેટલું ધ્વનિમુદ્રણ કરી

એની વાચના તૈયાર કરી. હસ્તપ્રતોમાંથી મળતા પાઠભેદો મેળવી એમાંથી શુદ્ધ પાઠ જાળવવાની તનતોડ મહેનત કરીને આટલી સામગ્રી અહીં રજૂ કરી શક્યો છું.

* * *

પાટઉપાસનાના ગુપ્ત મંત્રો જે જે મહાપંથી-બીજમારગી અનુયાયીઓ કે ભજનિકો પાસેથી મળ્યા છે તે દરેક માહિતીદાતાનો ઉલ્લેખ અહીં કર્યો નથી કારણ કે પોતાની ગુરુપરંપરાથી ચાલી આવતી માન્યતાઓને કારણે તથા અનેક પ્રકારના વિધિનિષેધોને - બંધનોને તોડીને આ સામગ્રી જાહેર કરવા બદલ દૈવ કે કોઈપણ પ્રકારની માનુષી આપત્તિ ન આવી પડે એટલા ખાતર આ માહિતીદાતાઓએ પોતાનાં નામો ગુપ્ત રાખવાની વારંવાર ચેતવણી આપેલી. કેટલાક મંત્રદાતાએ તો મારી નજર સામે - રૂબરૂમાં, ટેપરેકોર્ડર સમક્ષ મંત્રનું ઉચ્ચારણ કરવાની પણ આનાકાની કરેલી, પરિણામે એકાન્તમાં જ એમણે ટેપરેકોર્ડર સામે મંત્રપઠન કરેલું. છતાં આટલા વિપુલ પ્રમાણમાં આવી સામગ્રી મળી છે એ મારું સદ્ભાગ્ય છે.

ભજનવાણીના ગાયકોની પરિચયસૂચિ તો 'ફાર્બસ ત્રૈમાસિક'ના ઓક્ટો-ડિસે-૧૯૯૧ અંકમાં પ્રકાશિત થયેલી 'સૌરાષ્ટ્રનું સંતસાહિત્ય પરંપરાગત ભજનસાહિત્ય નોંધણી યોજના - વર્ગીકૃત વર્ણનાત્મક સૂચિ-૧'માં અને 'સૂચિ-૨' જે હવે પછીના અંકમાં પ્રકાશિત થવાની છે તેમાંથી મળી જશે. છતાં પરિશિષ્ટમાં કેટલાક પરખંદા ભજનિકોનાં નામ સાથે ઋણસ્વીકાર કર્યો છે. આ બંને સૂચિઓમાં નોંધાયેલા, ધ્વનિમુદ્રિત કરેલાં મહાપંથી ભજનો અહીં સંપાદિત કરવામાં આવ્યાં છે, એ સિવાય કેટલાંક ભજનો જુદા જુદા હસ્તપ્રત ભંડારોમાં સચવાયેલી હસ્તપ્રતોમાંથી મેળવવામાં આવ્યાં છે. એ ઉપરાંત કેટલાંક જૂના-અપ્રાપ્ય એવા ભજન-સંપાદનોમાંથી પણ ભજનો પ્રાપ્ત કર્યાં છે.

૪૨ જેટલા ભજનિક સંત-કવિઓની બીજમાર્ગી સાધના અને સિદ્ધાંતો વર્ણવતી, મહાપંથી વિચારધારા અને પાટઉપાસના સંબંધી (૧૧૭ રચનાઓ) ભજનવાણીનું સંપાદન સર્જકોના વર્ણાનુક્રમે અપાયું છે. (જો કે જેસલ-તોરલનાં ભજનોમાં અન્ય કવિઓની રચના પણ મુકાઈ છે કારણ કે એનો વિષય જેસલ-તોરલ સંબંધી છે.) જે તે સર્જકનાં ભજનોનો ક્રમ નક્કી કરતી વેળા એમાં દર્શાવેલ વિષયવસ્તુ કે સાધનાને નજર સમક્ષ રાખ્યાં છે. એટલે એમાં સૃષ્ટિસર્જન વર્ણવતાં સાધનાત્મક ભજનો, ચાર યુગની પાટઉપાસના વર્ણવતાં ભજનો, ઉપદેશાત્મક ભજનો, ચરિત્રાત્મક કે જીવનઘટનાઓ સંબંધી ભજનો એવો ક્રમ જાળવવાનો પ્રયાસ કર્યો છે. છતાં દરેક સ્થળે કોઈ ચોક્કસ વિભાગો પાડવામાં નથી આવ્યા.

* * *

(મહાપંથી સંતકવિઓની વાણીમાંથી પસાર થતાં એક ખ્યાલ એવો સ્પષ્ટ થયો છે કે જેસલ-તોરલ, લાખો-લોયણ, ખીમરો-દાડલદે કે કહળુભા-ગંગાસતી જેવાં સંતયુગલો - ભક્ત દંપતીઓ જરૂર થયાં હશે. પરંતુ તેમના નામાચરણ સાથે ગવાતી તમામ ભજનરચનાઓ એમના દ્વારા જ સર્જાઈ હશે એવું ન કહી શકાય. એમાં પાછળથી થયેલા અનેક નામી-અનામી સર્જકો દ્વારા રચાયેલાં ભજનો પણ ઘૂસી ગયાં છે, એમાંની કેટલીક રચનાઓ તો સંસ્કૃતના જાણકાર, શાસ્ત્રપુરાણોના અભ્યાસી, વેદાન્ત અને યોગમાર્ગની પરિભાષાના જાણતલ કોઈ સાધુ કે બ્રાહ્મણ પુરુષ આખ્યાનકાર દ્વારા જ રચાઈ હોવાની પૂરેપૂરી શંકા ઊઠે છે. આવી રચનાઓમાં બીજમાર્ગ, નિજાર, મહાપંથ કે પાટધર્મની સાધના અને સિદ્ધાંતોને ઠેકાણે શાસ્ત્ર-પુરાણોમાં વર્ણવાયેલ તત્ત્વદર્શન અને વેદાન્તની પરિભાષાનો સીધો ઉપયોગ થયો છે, વળી એમાં સાધનાની કોઈ ચોક્કસ સળંગસૂત્રતાનો પણ અભાવ છે, એટલે પ્રસ્તુત સંપાદનમાં સમાવેલા દરેક સર્જક સંતકવિઓને નામે મળતી તમામ રચનાઓને સ્થાન નથી આપ્યું. પરંતુ જેમાં મહાપંથી વિચારધારા હોય કે પાટઉપાસના સંબંધી ક્રિયાકાંડ કે સાધનાનું આલેખન હોય એવી પરંપરિત વિષયવસ્તુ ધરાવતી ભજનવાણીનો જ સમાવેશ કર્યો છે. કેટલાક બીજમારગી કે મહાપંથી સંપ્રદાયમાં ન હોય છતાં, પોતાનો સંપ્રદાય તદ્દન જુદો હોવા છતાં પાટધર્મની વાત કરી હોય એવા સંતકવિઓની વાણી અને કેટલાક પાટધર્મનો વિરોધ કરનારા સંતકવિઓની પાટવિષયક વાણીને પણ અહીં સમાવી લેવામાં આવી છે. ટૂંકમાં બીજમાર્ગ, સનાતન ધર્મ, મહાપંથ, નિજારધર્મ વગેરે સંજ્ઞાઓ સાથે જેમને સંબંધ છે એવી - એટલી જ ભજનરચનાઓને અહીં સંપાદિત કરવામાં આવી છે.

અહીં જે જે સર્જક સંતકવિઓની ભજનવાણી સમાવવામાં આવી છે તેની અન્ય રચનાઓ જે જે જૂનાં ભજનસંપાદનોમાંથી મળી આવે છે તે ગ્રંથોની સંદર્ભયાદી પણ ગ્રંથને અંતે આપી છે જેથી જિજ્ઞાસુઓ એ કવિઓની તમામ રચનાઓની જાણકારી મેળવી શકે.)

* * *

તળ ધરતીના સાધક-ઉપાસકો તથા ભજનિકો સુધી પહોંચીને, એના જેવા જ થઈને, એની વચાળે ધૂણી ધખાવીને, રાતોની રાતો ભજનમંડળીઓ, મેળા-મંડપો વચ્ચે ઉજાગરા કરીને, ભજનો લલકારીને એના હૈયામાં સંઘરાયેલી આ ગુપ્ત વાણીને બહાર કઢાવવાનું કાર્ય અતિ વિકટ જ નહીં દુષ્કર પણ છે. ગ્રંથાલયના ટેબલ ઉપર બેસીને પાંચ-પચીસ ગ્રંથોમાંથી ઉતારા કરીને પંદર પાનાંના સંશોધનલેખો લખનારા વિદ્વાનોનું આ ક્ષેત્રમાં કામ નથી. અને એટલે જ ગુજરાતમાં આજે આંગળીને વેઢે ગણી શકાય એટલા સંશોધકોએ ગાંઠનું ગોપીચંદન ઘસીને આ વિષયમાં સંશોધન-કાર્ય કર્યું છે, એના વિશે લખ્યું છે.

બીજમારગી પાટઉપાસના વિષયે આજ સુધીમાં સ્વ. ઝવેરચંદ મેઘાણી, સ્વ. જયમલ્લ પરમાર, શ્રી મકરન્દ દવે, ડૉ. નાથાલાલ ગોહિલ, ડૉ. રાજેન્દ્રસિંહ રાયજાદા, ડૉ. નાગજીભાઈ ભટ્ટી, શ્રી મોહનપુરી ગોસ્વામી, સ્વ. નાથાલાલ મંડલી અને ડુમાડા - અજમેરના સ્વામીશ્રી ગોકુલદાસજી વગેરે વિદ્વાન સંશોધકોએ છૂટક છૂટક છતાં અત્યંત ઉપકારક ચર્ચાઓ કરી છે એનું ઋણ સ્વીકારીને ભાવથી વંદન કરું છું.

કેટલાક મંત્રોનાં પાઠાંતરો ડૉ. ગોહિલ અને ડૉ. રાયજાદાના ગ્રંથોમાંથી મળ્યાં છે એમના પ્રત્યે વિશેષ આભારની લાગણી વ્યક્ત કરું છું.

આ ગ્રંથના સંશોધનકાર્ય અને લેખન-પ્રકાશન માટેનું સર્વ શ્રેય ગુજરાત સાહિત્ય અકાદમીના ફાળે જાય છે. ફેબ્રુઆરી ૧૯૯૨થી જાન્યુઆરી ૧૯૯૩ સુધીના એક વર્ષના સમયગાળા માટે સર્જન-સંશોધનકાર્ય અંગે માસિક રૂ. ૨૦૦૦ની ફેલોશીપ મંજૂર કરવામાં આવી એ બદલ હું અકાદમીના પ્રમુખ શ્રી પૂ. મનુભાઈ પંચોળી 'દર્શક', અકાદમીના મહામાત્ર શ્રી ડૉ. હસુભાઈ યાજ્ઞિક, અકાદમીના સર્વ સદસ્યશ્રીઓ અને હેતભાવે ભલામણ કરનારા આદરણીય મુ. ભાયાણીસાહેબનો તથા રમણલાલ જોશી સાહેબનો આભાર માનું તેટલો ઓછો જ રહેશે.

સંશોધનક્ષેત્રની અને સાંસારિકક્ષેત્રની અનેકવિધ મુશ્કેલીઓ સામે ટકી રહેવાની વારંવાર હિંમત બંધાવનારા સ્નેહી મિત્રો પ્રિ. ડૉ. મનોજ રાવલ, પ્રિ. નરોત્તમભાઈ પલાણ, શ્રી રતુદાન રોહડિયા, ડૉ. બળવન્ત જાની, મુ. પુંજાલાલ બડવા, શ્રી રાજુલ દવે, શ્રી તખતદાન રોહડિયા 'દાન અલગારી', પ્રા. નારણભાઈ ભાલોડિયા, ડૉ. નાથાભાઈ ગોહિલ, શ્રી નવલદાસ હરિયાણી અને નામી-અનામી સૌ ભજનિક મિત્રોને તથા કચ્છ પ્રદેશની પાટ-ઉપાસના વિશે પ્રત્યક્ષ સંશોધન કાર્યમાં મદદરૂપ થનારા મુ. શ્રી પ્રાણગિરિ ગોસ્વામી (ભુજ)ને આ ક્ષણે યાદ કરીને માત-પિતાને ચરણે વંદના કરી, પૂ. મકરન્દભાઈ-કુન્દનિકાબહેનને ય નમણું કરી લઉં છું.

અંતમાં સૌ. રક્ષા અને ચિ. હરિૐએ મને કોઈ આધિ-વ્યાધિ-ઉપાધિમાં નથી પાડ્યો ને પોતાની અનેકવિધ જરૂરિયાતોનો ભોગ આપીને પણ મારી શુદ્ધ સાહિત્યસેવાની જ્યોત પ્રજ્જ્વલિત રાખી છે એને ધન્યવાદ ન આપું તો તો નગુણો - નુગરો જ ગણાઉં.

મહાશિવરાત્રી
૧૯-૨-૧૯૯૩

— નિરંજન રાજ્યગુરુ

# અનુક્રમ

ખંડ : ૧

ખંડ : ૨

બીજમાર્ગી સાધના અને સિદ્ધાંતો વર્ણવતી ભજનવાણીનું સંપાદન

**ભજન અનુક્રમણિકા (પ્રથમ પંક્તિની સૂચિ).** પૃ. ૯૬થી ૯૯



## પરિશિષ્ટ :

# ૧

# મહાપંથ : સાધના અને સિદ્ધાંતો

## 'મહાપંથ'

ગુજરાતમાં આધુનિક શહેરી સભ્ય સમાજ જેને ગ્રામ્ય, અબૂઝ કે પછાત ગણે છે એવી હરિજન, ભંગી, કોળી, રબારી, ભરવાડ, ખાંટ, સાધુ, ગરો, સગર વગેરે લોકજાતિઓમાં આજે પણ 'મહાપંથ' ખૂબ જ પ્રચલિત છે, એમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, કણબી, કુંભાર, લુહાર, સુતાર, મેર, આયર વગેરે જ્ઞાતિના અનુયાયીઓ પણ જોડાયેલા છે પણ આ લોકધર્મ ગુપ્તપણે સચવાતો આવ્યો છે. આ પંથનું સાહિત્ય બહુધા કંઠોપકંઠ ભજનોમાં અને મંત્રોમાં સચવાતું આવ્યું છે.

'મહાપંથ'ને એના અનુયાયીઓ ખૂબ જ પ્રાચીન સમયથી ચાલ્યો આવતો 'સનાતમ ધર્મ' માને છે, જેની સાધનાવિધિમાં પાટઉપાસના અને ભજનગાન મુખ્ય છે એવા આ 'મહાપંથ'નાં અનેક નામ મળે છે. નિજિયા ધર્મ, નિજારપંથ, બીજમાર્ગ, મહામાર્ગ, ધૂનો ધરમ, સનાતનધરમ, માર્ગીપંથ, મોટોપંથ, પાટપંથ, પીરાણાપંથ, ગુપ્ત ધરમ, મૂળ ધરમ કે આદિ ધરમને નામે લોકસમુદાયમાં પ્રચલિત એવા આ ગુપ્ત સંપ્રદાયનો ઉદ્ભવ કોઈ પંથ-સંપ્રદાયના સ્થાપક મનુષ્ય દ્વારા થયો નથી.

નિરંજન નિરાકાર જ્યોતિસ્વરૂપ આદ્ય શિવ-શક્તિની ઉપાસનાથી માંડીને આજે ઇશ્વરના છેલ્લા અંશાવતાર લોકનાયક રામદેવપીર સુધી તેની ઉપાસના ચાલી આવી છે. થોડાઘણા ફેરફારો થવા છતાં મૂળ અંશોને જાળવી રાખનારા આ લોકધર્મના આદિપ્રવર્તક તરીકે સમગ્ર સૃષ્ટિના સર્જક આદિદેવ સદાશિવનું નામ લેવામાં આવે છે.

## મહાપંથનો ઉદ્ભવ : પરંપરિત લોકમાન્યતા

સમગ્ર સૃષ્ટિની ઉત્પત્તિનું રહસ્ય જાણવાની પાર્વતીની હઠ સામે શિવજીએ જ્યારે અઘોરવનની એક ગુફામાં જઈ રહસ્યસ્ફોટ કર્યો એ વખતે પાર્વતીને ઊંઘ આવી ને હોંકારો ન દઈ શક્યાં ત્યારે ગુફામાં પડી રહેલાં એક પોપટના ઇંડાના જીવે હોંકારો દીધો. ભગવાન સદાશિવને ખબર પડતાં પોપટને પકડવા દોડ્યા. ઇંડામાંથી બહાર નીકળી પોપટ ભાગ્યો ને પાણીનું બેડું ભરીને જતાં વ્યાસપત્નીના બેડામાં પાણીના પોરા રૂપે છુપાયો. એ પાણી દ્વારા વ્યાસપત્નીના ઉદરમાં ગયો ને ગર્ભરૂપે સોળ વર્ષ ઉદરમાં રહી શુકદેવ સ્વરૂપે એનો જન્મ થયો, જેમણે સમગ્ર

સૃષ્ટિને શિવજી પાસેથી મળેલું જ્ઞાન ગૂપ્ત ગાયત્રીરૂપે આપ્યું... આવી કથા મહાપંથના અનુયાયીઓમાં પ્રચલિત છે. આજે પાટઉપાસને જે મંત્રો બોલાય છે એમાં બીજમંત્ર, ગર્ભગાયત્રી કે ગુપ્ત ગાયત્રી તરીકે ઓળખાતા મંત્રોમાં શિવ-ઉમિયાના સંવાદો જ મુખ્ય છે, જેમાં સૃષ્ટિની ઉત્પત્તિનું રહસ્ય દર્શાવ્યું છે.

ભારતીય હિન્દુ ધર્મશાસ્ત્રોમાં - ખાસ કરીને જુદાં જુદાં પુરાણોમાં સૃષ્ટિની ઉત્પત્તિ કઈ રીતે થઈ તે વિશેના ખાસ સર્ગો જોવા મળે છે. પુરાણના પાંચ અંગો સર્ગ, પ્રતિસર્ગ, વંશવર્ણન, મન્વંતર-વર્ણન અને વંશાનુચરિતમાં સૃષ્ટિની ઉત્પત્તિ, વિનાશ, બ્રહ્મ અને તેનાથી થયેલ દશવિધ સૃષ્ટિ, સૂર્ય-ચન્દ્રવંશના રાજાઓ અને ઋષિઓનાં ચરિત્રો આવે છે. આ બધામાં ક્યાંક ક્યાંક આપણને એકબીજાથી વિરુદ્ધ હોય એવી બાબતો પણ જોવા મળે; પરંતુ સૃષ્ટિના આરંભની વિગતો તો તમામ પુરાણોમાં સમાન જ છે. માત્ર જે તે પુરાણમાં પોતાના ઇષ્ટ દેવી-દેવતાનું માહાત્મ્ય વધારે ગવાયું હોય. એ બધાનું સંદોહન લોકવાણીમાં થયેલું જોવા મળે છે આપણા મહાપંથી ભજનિક સંતોનાં ભજનોમાં.

સંત કબીરના પ્રખ્યાત ગ્રંથ 'કબીર બીજક'માં પણ સૃષ્ટિની ઉત્પત્તિ પાછળ રહેલા રહસ્યબીજનું જ ઉદ્ઘાટન છે.

## બીજરહસ્ય દેખાડનારો પંથ : મહાપંથ

મહાપંથ, બીજમાર્ગ, વામમાર્ગ, આદિ ધરમ, ધૂનો ધરમ, માર્ગીપંથ, મોટો મારગ, મોટો પંથ, બીજધર્મ, નિજારપંથ, નિજિયાધરમ, ધૂનધર્મ, મહાધરમ, ગુપ્તપંથ, મા'ધર્મ, પાટપંથ, પાટ ધરમ, પીરાણાપંથ, આદ્યધરમ વગેરે શબ્દોથી ઓળખાતા આ ગૂઢ ગુપ્ત સાધનામાર્ગમાં પ્રદેશભેદે અને જાતિભેદે અનેક જાતના નિરાળા ક્રિયાકાંડો અને મંત્રોમાં ફેરફારો જોવા મળે છે પરંતુ મુખ્યત્વે એના બે વિભાગો છે : દસા અને વીસા.

દસા પાટમાં પ્રવેશવાની સૌને છૂટ હોય જ્યારે વીસા પાટમાં માત્ર અંતરંગ અનુયાયીઓને જ પ્રવેશ મળે. એમાં દાખલ થવા માટે અનુયાયીઓએ પણ મંત્ર-પરીક્ષામાંથી પસાર થવું પડે. વૈરાગી સાધુઓને એમાં એકલા પ્રવેશ મળે પણ સંસારીઓએ તો સજોડે જ જવું પડે.

## 'મહાપંથ' : નામ રૂપ ઝૂઝવાં

મહાપંથ, મોટોપંથ, મહાધરમ, મોટો મારગ એ શબ્દોથી સ્પષ્ટ થાય છે કે આ પંથ સૌ ધર્મપંથોમાં મોટો છે, વિશાળ છે. એના અનુયાયીઓની માન્યતા મુજબ આ સંપ્રદાયની ઉત્પત્તિ મહાદેવ શિવથી થઈ હોવાને કારણે પણ આ પંથને

મહાપંથ કહેવામાં આવે છે. ભગવાન સદાશિવ સર્વ દેવોમાં મોટા છે. વળી કેટલાક 'મા'ધર્મ' માટે એવી લૌકિક વિચારણા આપે છે કે ભગવાન મહાદેવે પોતે પોતાની માતા ઉમૈયા સાથે વિવાહ કર્યા અને મા'દેવ બન્યા. શક્તિ અક્ષોતર વખત બળ્યાં અને પા ભાગ રહ્યાં એટલે પારતિ-પાર્વતી બન્યાં. આદ્યશક્તિ અને આદ્યદેવ દ્વારા ઉત્પન્ન થયેલો ધરમ તે 'આદિધરમ', આ ધર્મને 'સનાતન ધર્મ' પણ કહે છે. સનાતન એટલે શાશ્વત. જે ભૂતકાળમાં હતો, આજે છે અને ભવિષ્યમાં પણ રહેવાનો છે. જેનો પ્રારંભ સૃષ્ટિના પ્રારંભ સાથે જ થયો છે. જેનો કોઈ અંત નથી. સૃષ્ટિનો પ્રલય થાય અને ફરી નવસર્જન થાય ત્યારે પણ આ ધર્મ કોઈ ને કોઈ સ્વરૂપે પ્રગટ થતો રહે છે, તેથી તે 'સનાતન ધર્મ' છે.

બીજધર્મ, બીજમાર્ગ, મારગીપંથ શબ્દોનો સંબંધ તાંત્રિક વામમાર્ગ સાથે છે. જે રજ અને બીજને સૃષ્ટિનાં મૂળતત્ત્વો માને છે. જ્યારે 'નિજાર' શબ્દ દ્વારા અવ્યભિચારનો ભાવ વ્યક્ત થાય છે. આ ધર્મ સ્ત્રી અને પુરુષોએ સાથે મળીને સ્વીકારવાનો છે. એમાં ઉપાસના પણ જોડે સજોડે જ કરવાની હોય, આ વખતે કોઈ જાતની સ્થૂલ-સૂક્ષ્મ વાસના ન જન્મે તેનું નામ નિજાર. અને એવાં સ્ત્રી-પુરુષો જ જતિ-સતી જ 'નિજારી' કહેવાય.

પૌરાણિક સમયના શક્તિ ઉપાસકો શાક્તો અને શિવ-ઉપાસકો શૈવોમાં ઉગ્ર અને સૌમ્ય ઉપાસકો એવા બે ભાગ પડ્યા. જે દક્ષિણ અને વામ એમ બે માર્ગોમાં વહેંચાયા. વામમાર્ગીઓ ઉગ્ર સાધકો હતા. એનો પ્રભાવ બૌદ્ધ મહાયાની સાધુઓ ઉપર પડ્યો અને તેમાંથી 'મંત્રયાન' જેવો ઉપસંપ્રદાય ઊભો થયો. 'મંત્રયાન'માં પણ મૈથુન ક્રિયાઓ અને હઠયોગમાં રસ ધરાવનારા કેટલાક સાધકો થયા જેમણે 'વજ્રયાન' શાખા ઉત્પન્ન કરી. જેઓ યોનિ અને લિંગનું તાંત્રોક્ત પૂજન કરતા, આવા બૌદ્ધ સિદ્ધોની નામાવલિમાં નાથ સંપ્રદાયના મીનપા કે મત્સ્યેન્દ્રનાથ જેવા સિદ્ધોનો ઉલ્લેખ પણ આવે છે, જે આ પરંપરાનું અનુસંધાન દર્શાવે છે.

'મહાપંથના ઉદ્ભવ વિશે ચર્ચા કરતાં ડૉ. રાજેન્દ્રસિંહ રાયજાદાએ 'પથિક'ના ડિસેમ્બર ૧૯૮૭ના અંકમાં જે તારણો આપ્યાં છે તે જોઈએ તો :

'મહાપંથ' શબ્દનો પ્રથમ અને સીધો ઉલ્લેખ બૌદ્ધ જાતક કથાઓમાં મળતી માતંગ ઋષિની કથા 'માતંગ જાતક' માં મળે છે... 'મહાપંથ' બૌદ્ધ સમય પહેલાંથી એટલે કે ત્રણેક હજાર વર્ષથી અસ્તિત્વમાં આવેલ સાધનામાર્ગ હતો... એનો પ્રભાવ બૌદ્ધકાલમાં ઘણો હશે... માતંગ ઋષિ ચાંડાળ હતા એટલે સૌરાષ્ટ્રની પછાત જાતિઓમાં આ સંપ્રદાયનું સ્થાન હજુ જળવાયું છે...''

આ તારણો મુજબ બૌદ્ધ સિદ્ધો સાથે સંકળાયેલી મનાતી અને પાછળથી

નાથપંથી સિદ્ધોમાં ગોરખનાથ દ્વારા ખૂબ જ વખોડવામાં આવેલી શિવ-શક્તિનાં પ્રતીકો તરીકે થતી લિંગ-યોનિ ઉપાસના મૂળમાં ખૂબ જ પ્રાચીન સમયથી ચાલી આવેલી વામમાર્ગી શૈવ-શાક્ત ઉપાસના જ છે.

## એક વિશાળ લોકધર્મ

ભારતીય હિન્દુ સંસ્કૃતિ વિશે જ્યારે પશ્ચિમના વિદ્વાનો કે ભારતના હોવા છતાં જેમને ભારતીય લોકસંસ્કૃતિ કે લોકધર્મોનો ખ્યાલ કે પરિચય નથી એવા વિદ્વાનો વિચાર કરે છે ત્યારે તેમના મનમાં માત્ર બ્રાહ્મણ-વૈદિક સંસ્કૃતિનો જ ખ્યાલ આવે છે. વેદો, પુરાણો, બ્રાહ્મણોગ્રંથો વગેરેમાં જે વૈદિક પરંપરાનાં સુસંસ્કૃત સાધનાવિધિઓ, ઉપાસના કે ક્રિયાકાંડો દર્શાવાયાં છે એ જ ભારતીય સંસ્કૃતિ એવું વિચારીને આડેધડ વિધાનો કર્યે જાય છે. એટલે હિન્દુ સંસ્કૃતિ વિશે એકાંગી ખ્યાલ પ્રવર્તે છે કે બ્રાહ્મણો દ્વારા સંપન્ન થયેલી ધર્મપરંપરા અને યજ્ઞયાગાદિ ક્રિયાઓ, પૂજન-અર્ચન, દેવી-દેવતાઓ એટલે જ ભારતીય હિન્દુ ધર્મસાધના.

ખરેખર તો ભારતીય સંસ્કૃતિમાં વૈદિક સંસ્કારોની સાથોસાથ શૈવ, વૈષ્ણવ, શાક્ત, બૌદ્ધ, જૈન, ઇસ્લામ અને અનેક નાનામોટા - નામી-અનામી લોકધર્મોનો સમાવેશ થાય છે. આ બધી પરંપરાઓ એકબીજાની સમાંતરે ક્યાંક ક્યાંક સંમિલિત બનીને પણ લોકજીવનમાં જીવંત પ્રવાહ તરીકે સચવાતી આવી છે.

વૈષ્ણવી પ્રેમસાધના, વેદાન્તી તત્ત્વચિંતન, કબીરની સહજ સાધના, નાથપંથી સિદ્ધોની વિવિધ યોગસાધના, ઇસ્લામી સૂફી સાધના અને મહાપંથી - બીજમાર્ગી ગુપ્ત પાટ-ઉપાસનાની શાક્તમતી તંત્રસાધનાનો અદ્‌ભુત સમન્વય કરીને અવનવું ભક્તિ-રસાયણ પેદા કરનારા લોકસંતોએ વૈદિક ધર્મની સમાંતરે તમામ માનવકુળોને એક તાંતણે બાંધવા સનાતન ધર્મ - લોકધર્મને જીવતો રાખ્યો છે. જુદા જુદા નામે ઓળખાતા પંથ-સંપ્રદાય કે ફાંટાઓ એક વિશાળ લોકધર્મની જ શાખાઓ છે, એના સ્થાપક કે પ્રચારક સંતના મનમાં કોઈ નવો વાડો ઊભો કરવાની ભાવના નહોતી,. માત્ર હૃદયની શુદ્ધતા, ભક્તિભાવના, નામસ્મરણ અને ઊંચનીચના ભેદભાવનો ત્યાગ કેન્દ્રસ્થાને રાખીને કોઈપણ સાંપ્રદાયિક બંધનો - રૂઢિઓનો વિરોધ કરીને તમામ ધર્મસંપ્રદાયોનાં સ્વીકારવાલાયક તત્ત્વોને સ્વીકારી લઈને માનવધર્મની સ્થાપના કરવાની જ નેમ હતી, અને એટલે જ મહાપંથી ગુપ્ત પાટ-ઉપાસના સમયે દરેક ક્રિયા વખતે બોલાતા જુદા જુદા મંત્રોની સાથે સર્વધર્મસમભાવની શીખ આપતો નમન-મંત્ર બોલાય છે : **'ૐ ગુરુજી, સાંઈકું સલામ, ગુરુકું પરણાંમ, બ્રામણાંને નમસ્કાર, ફકીરને અલલ્લા, નાથજીકું આદેશ, કાપડીજીકું સતનામ-જીનામ,**

**સતીતકું નમો નારાયણ, ભગતકું રામરામ, વૈષ્ણવકું જય શ્રી કૃષ્ણ, શાક્તકું જય માતાજી, નાનકપંથી પેરીપેર, જતિ-સતી સબ ગતગંગાકું જે જે સીતારામ.....'**

જુદી જુદી ધર્મસંસ્કૃતિઓમાં માન્ય શિષ્ટાચાર પ્રમાણે જ આવકાર આપી વંદન કરવાની શીખ આ રીતે બીજમાર્ગમાં આપવામાં આવી છે. તમામ પંથ-સંપ્રદાયો પરત્ત્વેનો સમભાવ અહીં દેખાય છે, એની પાછળનું ખરૂં કારણ બીજમાર્ગી સાધના પદ્ધતિનો 'માનવમાત્ર સમાન'નો સિદ્ધાંત છે. તમામ મનુષ્યોની ઉત્પત્તિ રજ અને બીજથી જ થાય છે, વ્યવહારમાં ભલે ભિન્નતા હોય પણ તમામની ઉત્પત્તિનું કારણ તો એક જ છે, અને માનવદેહ તો બધે જ સરખો હોવાનો તો પછી એમાં ભેદભાવ શાના ? પરમ તત્ત્વરૂપી સૂક્ષ્મ બીજમાંથી આ સમગ્ર સૃષ્ટિનું નિર્માણ થયું છે, માટે બીજને જાણવાની, એના મૂળતત્ત્વ સુધી પહોંચવાની જરૂર છે એવું માનનારા બીજમાર્ગીઓ પ્રયોગાત્મક તત્ત્વજ્ઞાનનો જ આશરો લે છે. એનું જ્ઞાન માત્ર વાણીવિલાસ હોતું નથી, રજ-બીજ શું છે ? રજ-બીજનો યોગ-સંયોગ કેમ થાય છે ? ઊર્ધ્વગામી કરેલા રજ-બીજની કેવી સ્ફોટક શક્તિ માનવ-શરીરમાં સામર્થ્ય પ્રગટાવે છે ? રજબીજને ઊર્ધ્વગામી કરવા યોગવિદ્યાની કેટલીક મહત્ત્વની કુંચીઓ કેવી રીતે હાથ કરી શકાય ? વગેરે પ્રશ્નોને લઈને બીજમાર્ગી ગુપ્ત પાટ-ઉપાસનાની સાધનાપરંપરાનો જન્મ થયો છે.

શિવ અને શક્તિ કે પુરુષ અને પ્રકૃતિનું પૂજન આ ક્રિયાઓમાં મુખ્ય હોય છે. સૃષ્ટિની ઉત્પત્તિથી માંડીને આજસુધી જેણે સર્જન, પાલન-પોષણ અને સંહારનું કાર્ય કર્યું છે તે પરમતત્ત્વ પૃથ્વી, પાણી, આકાશ, અગ્નિ અને વાયુ જેવાં પાંચ તત્ત્વોમાં વિલસી રહ્યું છે, અને એ જ તત્ત્વોથી બંધાયો છે માનવપિંડ. એટલે શરીરને સમગ્ર બ્રહ્માંડની નાનકડી આવૃત્તિ માનીને આ રહસ્યમાર્ગીઓ સંસારના સૌથી મોટા તીર્થ 'શરીર'ની જ પૂજા કરે છે. શરીરમાં જ સૂર્ય, ચન્દ્ર, ગંગા, યમુના, સરસ્વતી વસે છે, એમાં જ મહામાયા આદ્યશક્તિ કુંડલિની રૂપે છુપાઈને બેઠી છે એમ માનીને એની ચેતના જાગૃત થાય એ માટેની ગુહ્ય સાધના કરવાનું આ લોકધર્મી અધ્યાત્મમાર્ગીઓનું લક્ષ્ય રહ્યું છે. આજે કદાચ સ્વરૂપ, લક્ષ્ય, ઉદેશ બદલાયાં હશે પણ એની મૂળ ધારામાં તો પરમતત્ત્વના આવિષ્કાર માટે જ આ સાધનામાર્ગનું પ્રચલન થયું છે.

સંપૂર્ણપણે નિર્ગુણ-નિરાકાર બ્રહ્મની ઉપાસના કરનારા આપણા લોકસંતોએ પરમતત્ત્વની પૂજા જ્યોતિસ્વરૂપે કરી છે. પાટ-ઉપાસનામાં જ્યોતનું સ્થાપન જ મુખ્ય હોય છે, અને સદ્‌ગુરુને પણ જાગૃત દેવ માનીને એનું પૂજન થાય છે. મહાપંથમાં જેવો અને જેટલો ગુરુમહિમા ગવાયો છે એટલો અન્ય કોઈ પંથમાં

જોવા મળતો નથી. ગુરુને ચરણે સર્વસ્વ - પોતાનો દેહ અને પત્ની સુદ્ધાં અર્પણ કરનારા સાધકો આ 'મહાપંથ'માં જ જોવા મળે. **'ગુરુની કૃપા વિના મુક્તિ નથી' એ આ સંપ્રદાયનું મહાવાક્ય છે અને 'નુગરો' એ મોટામાં મોટી ગાળ છે.** આ કાયામાં રહેલા ચેતનતત્ત્વને જાણવા, એની ઓળખાણ મેળવવાની આ સાધના ગુરુગમથી જ શક્ય બને છે.

## સ્ત્રી-પુરુષ સમાનતા

મહાપંથનાં મહત્ત્વનાં લક્ષણોમાં સ્ત્રી-પુરુષોને સરખું જ મહત્ત્વ આપવાની પરંપરા ધ્યાન ખેંચે તેવી છે. ક્યારેક તો સ્ત્રીને ગુરુપદે સ્થાપીને શિષ્યભાવે પુરુષ તેની આરાધના પણ કરે છે. રજ-બીજમાંથી ઘડાતા માનવદેહમાં માતા તરફથી રજ અને પિતા તરફથી બીજ તત્ત્વો મળે છે. એ બંનેના સંયોગથી પંચમહાભૂતનો આ દેહ બંધાય છે એટલે માતા અને પિતા બંનેનું સરખું જ યોગદાન રહેલું છે એ સ્વીકારીને બીજમાર્ગ ગૃહસ્થધર્મને શ્રેષ્ઠ ધર્મ માને છે. માતૃત્વ અને પિતૃત્વને સરખા જ ભાવથી નિહાળતો બીજમાર્ગ-મહાપંથ સાચા નિજારી (જેમણે રજ-બીજને ઊર્ધ્વગામી કર્યું છે એવા અવ્યભિચારી જતિ-સતી, યોગી-યોગિની)ના સંયોગ દ્વારા, ગુરુ-આજ્ઞાથી કરેલી મહાતાંત્રિક સાધનાક્રિયાઓ દ્વારા જાતીય વૃત્તિઓનું શમન કરીને પૂર્ણ પરિબ્રહ્મના સાક્ષાત્કાર સુધીની ભૂમિકાએ પહોંચાડે છે.

બીજમાર્ગનો પાયો જાતીયવૃત્તિ ઉપર બંધાયો હોવાને કારણે ધીરે ધીરે એમાં અવ્યભિચારને બદલે વ્યભિચારની લીલાઓ પણ શરૂ થઈ ગઈ છે. પરંતુ મહાપંથમાં દીક્ષિત થયેલા સંતકવિઓની વાણીમાં તો નિજારમાર્ગ એટલે વિષયવાસનાથી ભાગીને નહીં કે વિષયવાસનામાં ડૂબીને નહીં પણ એની વચ્ચે રહેવા છતાં એનાથી પર ઊઠવાની કળાનાં ગુણગાન ગવાયાં છે.

મૂળ પ્રાચીન ભારતીય શૈવ-શાક્ત સંપ્રદાયોની કાપાલિક, અઘોરી, પાશુપત, કૌલ વગેરે તાંત્રિક પરંપરાઓની માન્યતાઓ મુજબ માનવીના જીવનનો મુખ્ય આધાર, જન્મ અને મૃત્યુનો મુખ્ય આધાર સ્ત્રીપુરુષનું મિલન જ છે. સ્ત્રીપુરૂષના મિલન વિના બાળકનો જન્મ શક્ય જ નથી, તો સ્ત્રી-પુરુષના અમર્યાદિત ભોગવિલાસને કારણે જ વૃદ્ધાવસ્થા અને મૃત્યુ આવે છે.

## મૂળની તાંત્રિક પરંપરાનું અનુસંધાન

માનવીના ચિત્તમાં સંયમ અને અસંયમ વચ્ચે તુમુલ યુદ્ધ ચાલે છે. જીવનમાં કામથી ભાગીને પણ મોક્ષ પ્રાપ્ત થતો નથી કારણ કે મનમાં ઊંડે ઊંડે દબાયેલી કામના ક્યારેક તો બહાર આવે જ છે. એને બળપૂર્વક દબાવી રાખવાને બદલે

વિભિન્ન પ્રકારની યૌગિક-તાંત્રિક ક્રિયાઓ દ્વારા જુદી જ શક્તિમાં રૂપાંતર કરવામાં આવે તો રજ અને બીજનો વિનાશ અટકી જાય; એ માટે તાંત્રિકોએ તંત્ર - તન-શરીરને તર-છલોછલ કરવાનો ખેલ શોધી કાઢ્યો. મંત્રની ક્રિયા મન સાથે છે, ચિત્ત કે વિચાર સાથે છે, જ્યારે તંત્રની ક્રિયાનો સંબંધ છે શરીર સાથે. મૈથુનને અતિપવિત્ર કાર્ય ગણીને, સંભોગમાં સંયમ રાખવા કાપાલિકોમાં માત્ર અમાવાસ્યાના દિવસે વિધિવત્ ગૂઢ ક્રિયાકાંડો સાથે સ્ત્રી-પુરુષોનું મિલન યોજવામાં આવતું. તાંત્રિક ઉપાસનામાં બે ત્રિકોણની, એક ઊંધો અને એક સીધો; એમ જોડાયેલા બે ત્રિકોણ દ્વારા થયેલી છ ખૂણિયા તારાની આકૃતિને પ્રતીકાત્મક રીતે પ્રયોજવામાં આવે છે. નીચેની તરફ પાયો હોય અને ઉપરની તરફ શંકુ આકારનો ખૂણો હોય એવા ત્રિકોણને શક્તિ-ત્રિકોણ કહે છે. જ્યારે તેનાથી ઊલટા ત્રિકોણને શિવ-ત્રિકોણ કહેવામાં આવે છે. આ બે ત્રિકોણની મધ્યમાં આવેલા બિન્દુને શૂન્ય કે પરમશિવ તરીકે ઓળખાવીને તાંત્રિકો શાસ્ત્રો મુજબ અનેક પ્રકારનાં ગુપ્ત ગૂઢ તંત્રોની રચના કરવામાં આવી છે. તારાતંત્ર, કાલિતંત્ર, મહાનિર્વાણ તંત્ર, કુલાર્ણવ તંત્ર, વામતંત્ર, કૌલાધર તંત્ર, રૂદ્રયામલ તંત્ર વગેરે નામોથી ઓળખાતી ગૂઢ-ગુપ્ત ઉપાસના વિધિઓમાં સ્ત્રી પુરુષ સાથે મળીને જ જુદી જુદી તાંત્રિક સાધનાક્રિયાઓ કરે છે. 'મહાપંથ'માં પણ એ જ પ્રાચીન તંત્રમાર્ગનું અનુસરણ કેટલીક ક્રિયાઓમાં સચવાયું છે. પરંતુ એનું મૂળ રહસ્ય ભુલાઈ ગયું છે.

ગ્રંથી, પંથી કે નિર્ગ્રંથી અથવા તો કરમિયા, ધરમિયા અને મરમિયા એવા ત્રણ ભાગોમાં વહેંચાયેલી ભારતીય ધર્મસાધનામાં શાસ્ત્રો-પુરાણોને અધાર માનીને એ ગ્રંથોને જ પરમાત્મા-સ્વરૂપ માની તેની ઉપાસના કરનારા વિદ્વાન વેદાન્તીઓનો એક વિભાગ છે. બીજા વિભાગમાં પંથ કે સંપ્રદાયને જ મહત્ત્વ અપાયું છે. જ્યારે ત્રીજો વિભાગ છે માત્ર અનુભવસિદ્ધ સાધકોનો, જેને કોઈ ગ્રંથ કે પંથ સાથે સીધો સંબંધ નથી, કોઈ કર્મકાંડ કે બાહ્ય ધર્મકાંડમાં બંધાયા વિના માત્ર માનવજીવનના સાચા મર્મનું ઉદ્ઘાટન કરવા મથનારા મરમી સાધકોએ પોતાની કાયામાં જ પરમતત્ત્વને પ્રાપ્ત કરવાની સાધના શોધી કાઢી અને એ રીતે તંત્રસાધનાના શ્રીગણેશ મંડાયા. પરંતુ પાછળથી વેદશાસ્ત્રોની માફક તંત્રશાસ્ત્રના પણ અનેક ગ્રંથોની રચના થતી આવી. 'તંત્રસાધનાનું રહસ્ય' સમજાવતાં શ્રી મકરન્દભાઈ દવેએ 'નવનીત'ના મે-૧૯૬૯ના અંકમાં લખ્યું છે કે : 'પશુભાવ, વીરભાવ અને દિવ્યભાવ એવા સાધક કક્ષાના ત્રણ ભાગોમાં વેદાચાર, વૈષ્ણવાચાર, શૈવાચાર, દક્ષિણાચાર, વામાચાર, સિદ્ધાન્તાચાર અને કૌલાચાર એવા સાત આચાર ગણાવતા તાંત્રિક ગ્રંથોમાં કહેવાયું છે કે પહેલા ચાર આચાર : વેદ, વૈષ્ણવ, શૈવ અને દક્ષિણ પશુભાવ માટે છે. જે હજુ શાસ્ત્ર-અભ્યાસ અને દેવપૂજાની વાસનામાંથી મુક્ત

નથી થયો તે. જિજ્ઞાસુ કે ભક્ત તરીકે અદ્વૈતના આંગણામાં હજુ પહેલું પગલું મૂકે છે. ત્યાર પછી વામ અને સિદ્ધાંત આચાર વીરભાવને માટે છે. વીર સાધક પોતાના આત્માને જ વામા-શક્તિરૂપે ઉપાસે છે, તેને બાહ્ય અવલંબનની જરૂર નથી. સિદ્ધાન્તાચારમાં આંતરિક શોધનની ક્રિયા એટલી વેગવતી બની જાય'છે કે અત્યંત સ્થૂળથી માંડીને સૂક્ષ્મ સુધી એકમાત્ર પરમાત્મશક્તિની રમણા અનુભવી શકાય છે, અત્યંત સ્વચ્છ અને શુદ્ધ મેધાનો અહીં આવિર્ભાવ થાય છે. પ્રલોભનમાં ફસાયા વિના અને ભયથી ભાગ્યા વિના વીર સાધક અદ્વૈતને ઉંબરે આવી ઊભે છે પણ તેનો ગર્ભદ્વારમાં પ્રવેશ હજુ બાકી છે. છેવટે દિવ્યભાવના સાધક માટે કૌલાચાર છે. અહીં દ્વૈતનું નામનિશાન નથી. 'હું જ દેવી છું. મહાશક્તિ છું. મારું બીજું કોઈ સ્વરૂપ નથી એ ભાવમાં સાધકની મૃણ્મયી·કાયા ચિન્મય બની જાય છે...'

'આવી જીવતી સાધનાને કોઈ શબ્દોથી ન શણગારે એટલે અશ્લિલ ગણાય એવી ઉક્તિઓ તંત્રમાં નજરે ચડે છે ને આથી જ તંત્ર ખૂબ જ બદનામ થયું છે.'

કૌલજ્ઞાન પ્રાપ્ત કરવા માટે મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા અને મૈથુન એ પાંચ મકારનું સેવન જરૂરી છે એવું તંત્રગ્રંથોમાં કહેવાયું છે; પણ એ પંચ-મકારના સંકેતો પશુ, વીર અને દિવ્ય અધિકારીઓ માટે જુદા જુદા છે. સહસ્રદલકમળમાંથી ઝરતા અમૃત કે અવિરત વહેતા આનંદરસને મદ્ય, પોતાના શરીરમાં જ પાપ-પુણ્યના પાશથી બંધાયેલા પિંડ 'હું પણા' ના ભાવને માંસ, શ્વાસ-ઉચ્છ્વાસ રૂપી બે મત્સ્ય (ઇડા- પિંગલામાં વહેતા પ્રાણવાયુને વશ કરવો), ચિત્તની સ્થિરતા અને નિર્મળ નિર્વિકલ્પ બ્રહ્મભાવમાં આરૂઢ કરનારી મુદ્રા અને પ્રાણાયામ દ્વારા સુષુમ્ણાના માર્ગે ચડેલી કુંડલિની-શક્તિનો સહસ્રારમાં શિવ સાથે થતો સમાગમ એ મૈથુન, એમ પંચ-મકારની સાધના છેક આજની ગુપ્ત બીજમાર્ગી પાટ-ઉપાસના સુધી વહેતી આવી છે.

## કેટલાક ગૂઢ સંકેતોનું અર્થઘટન

મહાપંથી સંત-કવિઓની ભજનવાણી અને ગુપ્તમંત્રોના આધારે જાણવા મળે છે કે ચારે જુગની કોળી જુદી જુદી છે. સત્યયુગમાં હાથીની, ત્રેતાયુગમાં અશ્વની, દ્વાપરયુગમાં ગાયની અને કળિયુગમાં અજિયા એટલે કે બકરીની કોળી આપવામાં આવેલી. એના સંકેતો સ્પષ્ટ કરતાં કેટલાક સંતો એવું અર્થઘટન પણ કરે છે કે બ્રહ્મસાક્ષાત્કારની આ સાધનામાં પ્રથમ પાટે હાથીની કોળી એટલે કે અભિમાનરૂપી માતંગનું બલિદાન અપાય, બીજા પગથિયે પ્રાણવાયુ રુપી અશ્વ - પવનરૂપી ઘોડાનું બલિદાન અપાય. ત્રીજા પાટે ગો એટલે કે ઇન્દ્રિયોની તમામ ક્રિયાઓનું બલિદાન

અપાય અને ચોથા પગથિયે સૂક્ષ્મ વાસનારૂપી અજિયાનું બલિદાન અપાય.

ગુપ્ત પાટ-ઉપાસના દ્વારા બ્રહ્મતત્ત્વને જાણવાની મથામણ કરનારા લોકસંતોએ આ ચારે કોળી વિશે રહસ્યોદ્દ્ઘાટન કરતાં એવું પણ અર્થઘટન કર્યું છે કે સાધનામાં પ્રવેશ કરનારા માટે સર્વપ્રથમ કળિયુગનો પાટ મંડાય; જેમાં તદ્દન સ્થૂલ ભૂમિકાએ અજિયા એટલે કે સ્થૂળ શરીરનું બલિદાન આપવાનું હોય. આ દેહ સદ્દગુરુને અર્પણ કરવાનો હોય ત્યાર બાદ તું, હું, મારું, તારું, સ્ત્રી-પુરુષ, ઉંચા-નીચા એવા ભેદ મટાડી દેવાના હોય. 'બેં બેં' એમ દ્વૈતભાવ દર્શાવતા વિચારોનું બલિદાન આપવાનું હોય.

બીજી ભૂમિકાએ સાધક પહોંચે ત્યારે પોતાના શરીરનું બંધારણ જાણી, પાંચે તત્ત્વોને ઓળખી લઈને પોતાની દશે ઇન્દ્રિયો : પાંચ કર્મેન્દ્રિય - વાણી, હાથ, પગ, લિંગ અને ગુદા તથા પાંચ જ્ઞાનેન્દ્રિય - જીભ, આંખ, કાન, નાક અને ત્વચા એ દશે ગો- ઇન્દ્રિયોને વશમાં કરીને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ ચિત્તના પાંચે વિષયોની ગતિ અંદરની તરફ વાળી લેવામાં આવે તો પોતાના સ્વસ્વરૂપનું ભાન થાય. આ ઇન્દ્રિયોની વૃત્તિઓનું બલિદાન તે ગાયની કોળી.

ત્યારબાદ ત્રીજી ભૂમિકાએ સાધક 'પવનરૂપી ઘોડો પલાણે છે.' ડાબા-જમણા નાકમાં અવિરત વહેતા પ્રાણવાયુને સ્થિર કરવા માટે પ્રાણાયામની ક્રિયા આદરે છે. એને ઊલટી ચાલે ચલાવે છે. ત્યારે ઇડા-પિંગલા નાડીમાં ક્રમશઃ વહેતા શ્વાસ-ઉચ્છ્વાસને - પ્રાણને મધ્યમાં રહેલી ગુપ્ત નાડી સુષુમણામાં પ્રવેશ કરાવે છે.

આપણા શ્વાસને સંતોએ અનેકવાર ઘોડાની ઉપમા આપી છે. આ ઘોડો છે તોફાની - બેકાબૂ. આપણને પોતાને ખબર હોતી નથી કે અત્યારે કયો શ્વાસ ચાલે છે, કઈ તરફના નાકમાં પ્રાણવાયુ પ્રવેશ કરે છે ! આવા અનિયંત્રિત પવન ઉપર એની સહજ ગતિ બદલાવીને એને ઊલટી ચાલ ચલાવવા કેટલી બધી મથામણ કરવી પડે ? આવા પવનવેગી ઘોડાનું બલિદાન સાધકે આપવાનું છે.

અને ચોથી ભૂમિકા - સત્યયુગની ભૂમિકાએ આવે છે મદમસ્ત માતંગરૂપી મન. શરીર કાબૂમાં આવી જાય, ઇન્દ્રિયો કાબૂમાં આવી જાય, કદાચ શ્વાસ ઉપર પણ કાબૂ મેળવી લેવાય પરંતુ મન ઉપર કાબૂ મેળવવો ખૂબ જ મુશ્કેલ છે. એ મનને મારવું એટલે જ માતંગનું બલિદાન.

કળિયુગની પ્રથમ ભૂમિકાએ બલિરાજાએ પોતાનો દેહ - પોતાનું સર્વસ્વ અર્પણ કરી દીધું, બ્રાહ્મણરૂપે આવેલા પરમાત્માને સર્વસમર્પણની ભાવનાથી પોતાની જાત પણ દાનમાં આપી દીધી એ ભાવ હતો સદ્દગુરુ ચરણે આત્મસમર્પણનો.

યુધિષ્ઠિર રાજાએ શ્રીકૃષ્ણની સેવાનો ધર્મ સ્વીકારેલો. પોતે અહંભાવ મટાડી દ્રોપદી પાસે શિષ્યભાવે ગયા અને નિજારધર્મની સાન મેળવી એ ધર્મ થયો ગાયનો

સેવાધર્મ:

હરિશ્ચન્દ્ર રાજાએ સત્યને ખાંતર પોતાનુ સર્વસ્વ અર્પણ કરી કર્મમાર્ગ અપનાવ્યો. જ્યારે પ્રહ્લાદે નામસ્મરણથી જ મનમાતંગને વશમાં કર્યો. આમ સમર્પણ, સેવા, કર્મ અને સ્મરણ એ ચાર ભૂમિકાઓ દર્શાવાય છે.

ચારે જુગની કોળીમાં હાથી, અશ્વ અને ગાય ફરી સજીવન થાય છે જ્યારે અજિયા સજીવન થતી નથી એનું રહસ્ય સમજાવતાં કેટલાક ભજનિક સંતો કહે છે કે મનરૂપી માતંગને માર્યો પણ એના અભિમાનનો નાશ કર્યા પછી મનને પરમતત્ત્વને શરણે પહોંચાડી દીધું. મનની સંકલ્પ-વિકલ્પ કરવાની પાંખો કાપી નાખી નિર્વિકલ્પ દશાએ મનને સ્થિર કરી દીધું. પ્રાણ ઉપર કાબૂ મેળવી લીધા પછી પ્રાણાયામ દ્વારા, પ્રાણનિરોધની ક્રિયા દ્વારા પ્રાણને પણ સુષુમ્ણામાં સ્થિર કરી દીધો. દશે ઇન્દ્રિયોને વશ કરીને અંતર્મુખી પ્રવાહમાં વાળી લીધી. આ મન, પ્રાણ અને ઇન્દ્રિયો તો રહેવાનાં જ પણ એનું સ્વરૂપ બદલાઈ ગયું જ્યારે આશા-તૃષ્ણા રૂપી સૂક્ષ્મ વાસનાઓને ફરી ઊભી થવા દેવાય નહીં. એ જો ફરી ઊભી થાય તો તો સાધના થઈ શકે જ નહીં.

કબીરે કહ્યું છે ને

*મન મરે માયા મરે, મર મર જાય શરીર;*
*આશા-તૃષ્ણા ના મરે, કહ ગયે દાસ કબીર.*

આ આશા-તૃષ્ણા સ્થૂલ રૂપમાંથી સ્વરૂપ બદલાવીને સાધકની સામે સૂક્ષ્મ વાસનાઓ રૂપે સિદ્ધિઓ - ચમત્કારો તરીકે પણ આવી જાય. સાધક એની ભૂલભુલામણીમાં અટવાઈ જાય.

ચાર જુગની જુદી જુદી 'પાવળ' એટલે કે અંજલિ-ચરણામૃત પણ અનેક ગૂઢ સંકેતો અર્પે છે. આંસુ, પરસેવો, સંતચરણામૃત અને મદિરા કે વીર્યમિશ્રિત જળ અનુક્રમે ભક્તિ, કર્મ, સેવા અને સમર્પણની ભાવના જ વ્યક્ત કરે છે. જે હાથી, અશ્વ, ગાય અને અન્ન તથા પ્રહ્લાદ, હરિશ્ચંદ્ર, યુધિષ્ઠિર અને બલિરાજાની સાધના જ દર્શાવે છે.

## 'બીજમાર્ગ'નો મૂળ મર્મ 'સ્પંદ'

માતાના ગર્ભમાં પડેલું બાળક માના પોષણમાંથી પ્રાણ મેળવતું હૃદયના ધબકારને - ધડકાને સ્પંદ કહે છે. જેમાંથી ઉત્પન્ન થયો છે નાદ. બ્રહ્માંડમાં કે પિંડમાં આ સ્પંદ પડ્યો છે. જગત આખું સ્પંદાત્મક છે, સ્પંદના નાદના લયથી જ ચાલે છે આ લયાત્મક જગતનો પહેલો સ્પંદ, એ જ પ્રણવ ૐકાર કે પિંડમાંનો સોહમ્.

યોગીઓ કહે છે કે મૂલાધાર ને નાભિ વચ્ચે કે નાભિની આસપાસ ઓમકાર જેવા સાડાત્રણ આંટા લઈને કુંડલિની ગ્રંથિ બેઠી છે. એમાં છે સ્પંદ, એ સ્પંદમાંથી જ વાણીનો ઉદ્ભવ થયો છે, જીવાત્માને બોલવાની ઈચ્છા થાય ત્યારે એ અંતઃકરણ જઠરાગ્નિને પ્રેરણા કરે, જઠરાગ્નિ બ્રહ્મગ્રંથિને અને પછી નાદસ્વરૂપે વાણી બહાર પ્રગટે.

નાદમાંથી સ્વર ઉત્પન્ન થયા, સ્વરમાંથી વ્યંજન કે અક્ષર, અક્ષરમાંથી શબ્દ ને શબ્દોનું વાક્ય. આમ વાણીની ઉત્પત્તિ થઈ. એના પણ ચાર પ્રકાર : વૈખરી, મધ્યમા, પશ્યંતિ અને પરા. જેનો સંબંધ પણ શરીરની જ સાથે, શ્વાસ-ઉચ્છ્વાસની ક્રિયા સાથે જ જે ધ્વનિનું પ્રાગટ્ય થયું એમાં જ 'અ' થી 'હ' સુધીના તમામ વર્ણોનો જન્મ થયો, શ્વાસક્રિયાથી 'હંસો' એવો ઉચ્ચાર થાય એને ઉલટાવીને સાધકોએ 'સોહં' મંત્ર બનાવ્યો. આ 'સોહં' શબ્દ તે જ મૂળ બીજધ્વનિ.

'સોહં' એટલે 'તે હું'. આપણાં ભજનોમાં અને બીજમાર્ગી પાટ-ઉપાસનામાં 'સોહં' શબ્દની જ સાધના છે. નરસિંહ મહેતાએ ગાયું :

*'નિરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો*
*તે જ હું તે જ હું શબ્દ બોલે'.*

આમ મનુષ્યના અંતરમાં રહેલા ચિદાકાશ અને એમાં જ 'સોહં સોહં - તે જ હું, તે જ હું' એમ પુકારતા આત્મતત્ત્વની ઝંખના આપણા નિરક્ષર ભજનિક સંતોની વાણીમાં અને બીજમાર્ગી સાધકોની સાધનામાં વ્યક્ત થઈ છે.

આ 'સોહં' શબ્દની આસપાસ જ આપણી ભજનવાણી ઘૂમે છે. જે સકળ સૃષ્ટિના બીજરૂપ છે. તેથી બીજમાર્ગી પાટ-ઉપાસનાના મંત્રોમાં 'સોહં' મંત્રનું સ્થાન અવિચળ છે.

*ન નાદેન વિના જ્ઞાનં*
*ન નાદેન વિના શિવં*
*નાદ રૂપં પરં જ્યોતિર્*
*નાદ રૂપી સ્વયં હરિ*

સંતપરંપરામાં જેને 'શબદ', 'વચન' કે 'સતગુરુની સાન' કહે છે તે જ આ 'સોહં' છે. 'સોહં'ની ઉપર આવે 'નામ' જેને સંતોએ અજબનામ, અલખનામ, સતનામ, નિજનામ વગેરે નામોથી ઓળખાવ્યું છે.

સોહં મંત્રનો અજપાજાપ અને સોહં વચનનું મૂળ શોધવાનો પ્રયત્ન એ જ પરમપુરુષની ઓળખાણનો માર્ગ.

ભજનોમાં અને મંત્રોમાં આવતો 'ઓહમ્-સોહમ્' કે 'ઓહંગ-સોહંગ' શબ્દ આમ નાદપ્રાગટ્યની મૂળ અવસ્થા દર્શાવે છે. જે એક ધબકાર-સ્પંદમાંથી ઉત્પન્ન થઈ છે. વાણીના બીજસ્વરૂપ 'સોહમ્'ને બીજમંત્ર માનીને, જીવમાત્રની ઉત્પત્તિના કારણરૂપ રજ-વીર્યને ઓળખી લઈને એની ઉપાસના કરનારો આ મહાપંથ -

## પંચમિયા પાટ




૧. જ્યોત, સવા રૂપિયો
૨. 'ખૂંટ' ચોખાની ઢગલી, શેરડી, કેળનાં પાન
૩. 'ખૂંટ' ચોખાની ઢગલી, શેરડી, કેળનાં પાન
૪. 'ખૂંટ' ચોખાની ઢગલી, શેરડી, કેળનાં પાન
૫. 'ખૂંટ' ચોખાની ઢગલી, શેરડી, કેળનાં પાન
૬. હનુમાનજી, રામચંદ્રજીનું ધનુષ્ય
૭. ચન્દ્ર, ગણપતિ, શેષનાગ, શ્રીફળ, પંચમિયો દીવો
૮. પાંચ પાંડવ
૯. સૂર્ય, શ્રીફળ, ગાય.

## દસા પાટ




૧. જ્યોત
૨. ગણેશ
૩. ધ્રુવદીપક
૪. શ્રીફળ
૫. ચૂરમાનો લાડુ
૬. કળશ - શ્રીફળ
૭. લોટી - પવિત્ર જળ
■ ઘઉં નાની રોટલી પર નાનકડા દીવા - 'ગામડાં'
× સોપારી

## વીસાપાટ

૧. જ્યોત
૨. ગણેશ
૩. શ્રીફળ
૪. ધ્રુવદીપક
૫. ચૂરમાનો લાડુ
૬. પીરગાદી (દત્તાત્રેય)
૭. સાખિયાગાદી (ગણપતિ)
૮. જોગણીગાદી (શક્તિ)
૯. વીરગાદી (હનુમાન)
૧૦. શ્રીફળ સહિત પૂર્ણ કુંભ-કળશ
૧૧. પાણીની લોટી. ગંગા-જમુના
○ 'ગામડાં' નાની રોટલી પર કુલડીમાં દીવા
⁜ સોપારી

## મહાકાલીનો પાટ




૧. બિન્દુ, જ્યોત
૨. બે ત્રિકોણ
૩. બે વર્તુળ
૪. આઠ પાંખડીનું પુષ્પ
૫. વર્તુળ
૬. અગ્નિશિખા
૭. ચાર દ્વાર
૮. ચાર ત્રિકોણ
સૂરજ, ચન્દ્ર, નાગ, શિવલિંગ.
ૐ, શ્રી




## પાટ-ઉપાસના - વિધિ

'મહાપંથ'ના દીક્ષિતો અજવાળી બીજને દિવસે પાટપૂજા માટે કોઈ નિશ્ચિત ગુપ્ત જગ્યાએ એકઠા થવાના હોય તે અગાઉ દરેકને આવવાનો સંદેશો મોકલવામાં આવે છે. જેને 'વાયક' કહેવામાં આવે છે. ચોખામાં કંકુ મેળવી લાલ બનાવી આ ચોખા - જેને બીજમાર્ગી સાધકો 'સાધકા' કહે છે - લઈને કોટવાળ નિમંત્રણ આપવા નીકળે. મહાપંથમાં દીક્ષિત થયેલી જે વ્યક્તિ આ 'સાધકા' સ્વીકારે તેમણે પાટ-ઉપાસના સમયે કોઈપણ સંજોગોમાં ફરજિયાત હાજરી આપવી પડે.

'મહાપંથ'માં ગુરુ પછી અત્યંત મહત્ત્વનાં બે પાત્રો હોય તો તે છે 'કોટવાળ' અને 'સતી'.

'કોટવાળ થવાની વિશિષ્ટ લાયકાત જોઈએ. જેને નિજારપંથના દરેક ક્રિયાકાંડો વિશેની સંપૂર્ણ જાણકારી હોય, તમામ મંત્રો આવડતા હોય અને 'શંખાબોલ' તથા ગુપ્ત-ગર્ભ ગાયત્રી - બીજમંત્રનો જ્ઞાતા હોય, પાટમાં આવતા દરેક જતિ-સતી સામે મંત્રોમાં જ પ્રશ્નોત્તરી કરી શકવાની આવડત હોય, કોઈ 'નુગરો' પાટની જ્યોત સમક્ષ ન આવી જાય તેની તકેદારી ધરાવતો હોય તે પુરુષ જ કોટવાળ બની શકે. મહાપંથનાં ભજનોમાં કોટવાળ તરીકે ગણેશ, હનુમાન, ગરૂડ, ભૈરવ, સૂરજ, હરભુજી, ખીમરો કોટવાળ વગેરેના ઉલ્લેખો મળે છે.

પાટપૂજા વખતે જ્યોતના દર્શન કરવા સજોડે જ આવવું પડે. સ્ત્રી-પુરુષની જોડી (પછી ભલે તે પતિ-પત્ની કદાચ ન હોય પણ નિજારી - દીક્ષિત હોવાં જોઈએ) ને જ પ્રવેશ મળે.

કોટવાળ જ્યારે 'વાયક' આપવા જાય ત્યારે તેની સામે બીજમાર્ગી સાધક-સાધિકા પ્રશ્ન પૂછે :

*'કોણે દીધાં કંકુ ચોખા, કોણે દીધી છડી;*
*કોણે દીધી ચાદર પછેડી, કેમ આવ્યા આડા ફરી ?'*

એ પ્રશ્નના ઉત્તરમાં કોટવાળ 'સાધકા' આપીને મંત્રમાં જ જવાબ વાળે :

*'ૐ ગુરુજી, સતગુરુ દીધાં કંકુ ચોખા,*
*ગતગંગાએ દીધી છડી;*
*સતધરમે દીધાં ચાદર પછેડી,*
*. ગુરુ વચને ઊભો આડો ફરી.'*

## મહાપંથમાં 'બીજ'નું મહત્ત્વ :

મહાપંથી પાટ-ઉપાસના મોટે ભાગે અજવાળી બીજના દિવસે રાખવામાં આવે છે. એટલે જ એને 'બીજધર્મ' તરીકે પણ ઓળખવામાં આવે છે. બીજમાર્ગનો પાયો રજ-બીજ ઉપર જ મંડાણો છે. બીજને માટે મહાપંથી સંતો 'પારો' શબ્દ પણ વાપરે છે.

'પારો ખરે, પારે ઝરે, પારો ઉલટે કપાળે ચડે, સાતમા પાતાલથી અમરબુંદ ખરે તો નાભિકમળમાં આવીને ઠરે, પારો સદગુરુના પરતાપે દસમ દુ વારે ચડે...'

'સત કેરી વાણી' ગ્રંથમાં શ્રી મકરન્દ દવે જણાવે છે તેમ : 'દુનિયાભરમાં મનુષ્યને દ્વિજ બનાવતી કે બીજધર્મની દીક્ષા આપતી ગૂઢ પ્રણાલીઓ જોવા મળશે... સૌર્યપંથ અને ચાંદ્રપંથ એવા બે ભાગોમાં ચાન્દ્રપંથોમાં સ્ત્રીઓને પ્રમુખ સ્થાન અપાયું છે..... મહાધર્મે જાળવી રાખેલું બીજનું પ્રતીક અને સ્ત્રીઓની . પ્રાધાન્યતા આર્યેતર પરંપરાનો વારસો બતાવે છે.... દર મહિને અંધકારમાંથી બહાર નીકળતી બીજ નવજીવનના પ્રતીક સમી છે... મહાધર્મમાં વાસનાઓ ને વાસનાઓની મૂળ જડ સમા 'માયલા'ને 'અહં'ને મારી નવો જન્મ મેળવવાનું વિશેષ મહત્ત્વ છે, અને તેથી એ બીજ ધર્મ કહેવાય છે. .'

મહાપંથમાં દીક્ષિત થયેલાં જતિ-સતી જ્યારે અજવાળી બીજના દિવસે રાત્રિના સમયે કોઈ ગુપ્ત જગ્યાએ પાટ-ઉપાસના માટે આવે ત્યારે દ્વારપાળ તરીકે આડી ચોકી બાંધીને ઊભેલો કોટવાળ તેને રોકે, આ વખતે સાધક પ્રવેશમંત્ર બોલે :

*'ૐ ગુરુજી, ઘૂઘરિયાળો ઝાંપલો ને રતન જડ્યાં કમાડ;*

*સંત આવ્યા પરોણલે, ખોલો ઘરમનાં દ્વાર.'*

તુરત જ કોટવાળ નિશ્ચિત થયેલા મંત્રમાં એની ઓળખાણ પૂછે :

*'કોનસે તેરે આવન જાવન, કોન હે તેરી સાથ;*
*કોન પરતાપે ડગલાં ભર્યાં, કોન તેરી જાત ?'*

આ પ્રશ્નના ઉત્તરમાં જતિ-સતી જવાબ વાળે :

*'ૐ ગુરુજી, અલખપુર સે આવન જાવન,*
*ગત ગોઠી અમારી સાથ;*
*ગુરુ પરતાપે ડગ ભર્યાં,*
*જાગૃત સંત અમારી નાત.'*

પુનઃ કોટવાળ દ્વારા પ્રશ્ન થાય. જેમાં ગૂઢ ગુપ્ત બીજમાર્ગી સંપ્રદાયનું રહસ્ય છુપાયેલું હોય.

*'કોણ તુમારી ઉતપતિ, કોણ તુમારી જાત ?*
*કોણ તુમારા સતગુરુ, કિસને ધર્યા હાથ ?'*

જતિ-સતી દ્વારા જવાબ મળે કે :

*'ૐ ગુરુજી, સલીલ અમારી ઉતપતિ,*
*પવન હમારી જાત;*
*અલખ હમારા સતગુરુ,*
*નિરંજને ધર્યા હાથ.'*

આટલા મંત્રોની પૂછપરછ પછી કોટવાળ આવનાર દરેકની સાથે પોતાના હાથનો પંજો મેળવે. હાથના પંજાની આંગળીઓના સાંકેતિક હલનચલનથી ખાત્રી થાય કે આવનાર વ્યક્તિ બીજમાર્ગી પાટ-ઉપાસક છે ત્યારે પંજામંત્રનો પ્રશ્ન પૂછે :

પંજામંત્ર

*'ૐ ગુરુજી કિસકા પંજા કિસકી વાણી, કૌન પુરુષે બેસાડ્યા આણી, કોણ પુરુષ પૂરી શાખ, પહેલા પંજા કોને હાથ....'*

*'ૐ ગુરુજી સતકા પંજા, અમ્મંર વાણી, સતપુરુષે બેસાડ્યા આણી, ચાંદા સૂરજે પૂરી શાખ, ચાર સંતોએ પૂરી શાખ, પહેલા પંજા સતગુરુ કે હાથ ?'*

પંજો લેવાની પણ જુદી જુદી સાન હોય, મુખ્યત્વે ત્રણ-ચાર પ્રકારે પંજો લેવાય. સામસામા જમણા હાથના અંગૂઠા મેળવીને પંજો ઝડપથી ફેરવીને હાથ મિલાવવામાં આવે કે સામસામા અંગૂઠા મેળવી ત્રણ વખત મૂઠી વાળી પંજો લેવામાં

આવે. અથવા તો સામસામે કોણી સુધી હાથ મેળવી ફરી લાંબા કરી પંજો લેવાય.

*'ૐ ગુરુજી સોનેકા પંજા, રૂપેકા તાલા, ખોલો તો ભીતર હુવા અંજવાળાં, પંજા પૂર, મુખ પર નૂર, હે ભરપૂર, હાજરાહજૂર, ગાફલાં દૂર, અખંડ જ્યોત, ભાગી છોઇ, જોડું પંજા, ભાયલા ભેરૂ કે હાથ, નેણ શેરડો પંજા પાવળ થાય, હુકમ કરો તો ગતમાં જાય, જે જાણે પંજાકો ભેદ તો મળે નિરંજન દેવ, જે નર કરે પંજાકી આશા, તેના હોવે અમરાપર વાસા, અજરા જરે સો બ્રહ્મ સમાન, સાંઈ કું સલામ, ગુરુકુ પરણાંમ, ગત ગંગાકું સદા સલામ.... જે જે સીતારામ....'*

પંજો લેતાં લેતાં પણ વિવિધ પંજામંત્રો બોલવામાં આવે.

*'ૐ ગુરુજી, અલેખ, અલેખ, અલેખ, નજર ભર દેખ, વાણીકા પૂતર, પવનકી રેખ, સોનાકા પંજા, રૂપાકા તારા, ઘટ ભીતરમેં હુવા અંજવાળાં, પંજા પૂર, વરસે નૂર હાજરાહજુર, ગાફલાં દૂર....'*

આમ પાટ-સ્થાપનમાં પ્રવેશ કરવાની રજા મળે. ત્યાર બાદ આસન પર બેસવા માટે પણ કોટવાળની રજા લેવી પડે. અહીં બીજા કોટવાળ બેઠા હોય તેની સામે પણ પ્રશ્નોત્તરી થાય :

*'મન મારી મેંદો કરું. કરું ચકમાચૂરં, પંચ મળી દિયો આગના, તો બેસું આસણ ભરપૂર.'*

પ્રશ્ન પુછાય :

*'કોણ તમારી ઉત્પત્તિ, કોણ તમારી જાત, કોણ પુરુષે વાયક મોકલ્યાં, આવ્યાં કોની સાથ ?'*

જવાબ આપવો પડે :

*'અલીલ અમારી ઉતપતિ, પવન અમારી જાત, સતપુરુષે વાયક મોકલ્યાં, આવ્યાં સંતપુરુષકે સાથ.'*

અને કોટવાળ, આચાર્ય, ભંડારી, દીવણજી મહારાજની આજ્ઞા લઈને મંત્ર બોલતાં બોલતાં પાટ-સ્થાપનની તૈયારી થતી હોય ત્યાં પોતાના આસને બેસી જવાય.

*'પાટ પૂજું, ઠાઠ પૂજું, પૂજું ગુરુના પાય, પંચ મહેશર દિયો આગના, બેસું પાટ-જ્યોતની છાંય...;'*

જુદી જુદી ચોકી વટાવીને અંદર પ્રવેશી પોતાના આસને બેઠેલાં જતિ-સતી

પછી પાટ-સ્થાપન વિધિમાં પોતાને આવડતું કામ કરે, સાથોસાથ મંત્ર બોલાતા હોય :

***'જ્યોત જ્યોત મહાજ્યોત, સકલ જ્યોત સુંદરી, અધર તખત પર બેઠી બાલાસુંદરી, સોયકું સૌ સંસાર નમે, તુમ હો પરમેશ્વરી, શિવ પૂજું, શક્તિ પૂજું પૂજું ગુરુના પાય, પંચ મહેશર દિયો આગના તો બેસું જ્યોતની છાંય..'***

ધરતી ઉપર ગાયના છાણનું લીંપણ થતું હોય; તોરણ બંધાતાં હોય, જુદી જુદી ગાદીઓની સ્થાપના થતી હોય, મગ-ચોખા કુમકુમનો સ્વસ્તિક દોરીને સોપારી મૂક્યા પછી તેના પર બાજોઠ ઢળાય ને સફેદ કપડું પાથરવામાં આવે. સાથોસાથ આવેલાં તમામ જતિ-સતીને હાથે સૂતરનો દોરો બંધાય, ચાર દિશાએ કાંકણ બાંધીને કાંકણમંત્ર બોલાય :

*'ૐ ગુરુજી કિસકા કાંકણ, કિસકી વાણ, કિયે પુરુષે પૂરી શાખ, કાંકણ બાંધ્યાં કિયે હાથ ?*

*ૐ ગુરુજી સતકા કાંકણ, અગમકી વાણ, સતપુરુષે બેસાડ્યાં આંણ, ચાંદા-સૂરજ પૂરે શાખ, કાંકણ બાંધ્યાં જમણે હાથ, અજરાજરે સો બ્રહ્મ સમાન, ગુરુકું પરણામ... જે જે સીતારામ...'*

દરેક નરનારીને હાથે કાંકણ બાંધતી વેળા ગુરુ મંત્ર બોલે. કાંકણમંત્રમાં પણ અનેક પાઠાંતરો મળે છે. પ્રદેશભેદે અને જાતિભેદે જુદા જુદા કાંકણમંત્રો બોલાય :

***'ૐ ગુરુજી આદેશ... અને ભાઈલાં છાપ છપાવો, છાપ છપાવો નિજાર ભાઈલાં તમે કળશ થપાવો. નરનારી તમે સજોડે આવો. બેસો બેસો એકાન્ત, ભાંગો ભાંગો તમે દલડાંની ભ્રાંત, અસંખ જગનાં ફળ પામો અજરા જરે સો બ્રંમ સમાન, સાંઈકું સલામ, ગુરુકું પરણાંમ ગતગંગા જતિસતીકું જે જે સીતારામ...'***

***'એક ઝાડ, તેને ચોવીસ ડાળ, ચોવીશ કૂંપળાં, તેને ત્રણસે સાઠ પાંદડાં, તેમાં ત્રણ દીવીઆં, તેમાં ત્રણ દીવા, હકની બેડી પૂરો શાખ,કાંકણ બાંધો ભાઈને હાથ, કાંકણ બાંધો જતિ સતી, કાંકણ બાંધો ગુરુમુખી, જે જાણે કાંકણકા ભેદ, તે વરત સાંધે ઈશ્વર અલેખ.'***

કાંકણ બાંધ્યા પછી પોતાના કંઠે પહેરેલી માળાનું પૂજન થાય અને મંત્ર બોલાય :

માળામંત્ર

*'ૐ ગુરુજી ઓહમ્‌કાર માળા, સોહમ્‌કાર માળા, બ્રહ્મા વિષ્ણુ ખોલે તાળાં, માળા પેરી જુગતસું રૈના, કોટે કંઠે કાટે કર્મ, હાથ સમરણાં ભાંગે ભર્મ, સત્ય સરવાણી સોયે કાન, તુલસી માળા તિલક ધ્યાન, કહે ગુરુ રામાનંદ સુનો સંત સુજાન, ગુરુ શબદ નિશ્ચે નિરવાણ.'*

માળાપૂજન કર્યા બાદ દરેક જતિસતીને તિલક-ચાંદલો કરવામાં આવે. આ ચાંદલો કરવાના પણ વિવિધ મંત્રો ગુરુ-આચાર્યના પોતાના સંપ્રદાય મુજબના હોય.

તિલક

*'તિલક તિલક ત્રણ લોકમાં,*
*રામનામ રણુંકાર;*
*ગુરુ રામાનંદ મસ્તક ચડે,*
*તો શોભા અપરંપાર.'*

તિલકવિધિ સંપન્ન થયા બાદ જે જગ્યાએ પાટ-સ્થાપન કરવાનું હોય ત્યાં ધરતીનું પૂજન કરવામાં આવે.

*'ૐ ગુરુજી, ચાર ગાયકા ગોબર, પાતાલકી માટી, ગંગાકા નીર, માતા કુન્તા ચોકા દીના બેઠત હનુમંતવીર.'*

ગાયના ગોબરથી ચોકો કરતાં કરતાં મંત્રજાપ ચાલુ હોય :

ચોકામંત્ર

*'ૐ ગુરુજી, ઊર્ધ્વમુખ કૂવા, ગગનમુખ પાણી, ગુરુ શબદ સે મૃતિકા આણી, ચોકા કીજે હરકે હેત, જીવજંત મરે તો લખ સવા હરિ ભગતકું દોષ ન લાગે, સાંઈકું સલામ, ગુરુકું પરણાંમ, જતિસતીકું જે જે સીતારામ....'*

કળશમાંનું પવિત્ર જળ ચારે દિશામાં છાંટતાં પૃથ્વીમાતાનું આરાધન થાય :

ધરતીપૂજન

*'ૐ ગુરુજી, સતની ધરણીમાતા, સિદ્ધિ જતિ-સતીને સત ધરમને કાજ ધરમરાજાએ સ્થાપ્યા પાટ, પૃથ્વીપાટ, સમુદ્ર*

**કળશ, પર્વત શ્રીફળ, સાધ્ય સૂરજ, સમાધ્ય પંડિત, પ્રેમે ઈશ્વર, ગુરુમાર્ગ જતિ આત્માએ સેજ બિછાવી, આવ્યા શ્વાસા, જાપ જપે અજંપા, તારા માર્ગ બ્રહ્મલીન, તેની પાસે સર્વે કુંપ, નૂરત સૂરત સારત્વ, ત્રિકુટી ગંગા જમુના સરસતી, સુગમ અલખ પુરુષે કરી, પરીક્ષા ત્યારે એકોતેર પરિયા લાવીને ઓદરા કથે, ત્યાં નર નાર કહે સુનો પાર્વતી પ્રાણનાથ ધરમરાજાએ કિયા નમસ્કાર, પૃથ્વી પૂજા સંપૂરણ ભઈ, અનંત કોટિ સિદ્ધોમેં બૈઠકર શિવે શક્તિને કહી.....'**

'ૐ ગુરુજી, ૐ નમો આદેશ, આકાશ પાતાળસે મૃત્યુલોકમાં તો ત્રણ દેવની સ્થાપના, બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ, તેંત્રીસ કરોડ દેવતા, પાટ માંડે ગોરખ જતિ, અલીલ કળશ ભરી મંગાયા, દિયો ફરમાન ગુરુકું પરણાંમ ... જે જે સીતારામ...'

બાજોઠ ઢાળીને તેના ઉપર સફેદ કે લીલું કપડું પાથરવામાં આવે એ વખતે મંત્ર ભણવામાં આવે :

**'ૐ ગુરુજી, જલ વાવો થલ ઉપનો પડ્યો સંત પુરુષને હાથ, રાતો ધોળો અંચળો, લીલો ચડ્યો અલખ પુરુષને હાથ...'**

**'ૐ ગુરુજી, સાતમે પાતાળા, આદ ઋષિ રૂખીએ આવી ખોલ્યો ધરમદુવાર, હરિચરણે ચાંદા આયા, સૂરજ આયા, આયા નવલખ તારા, પારાશર ઋષિ પાસે હરિ આવ્યા તે અલખ તેજથી ન્યારા' આટલા મંત્ર કહી અંચળો પાથરે તે પંડ પડે ને વૈકુંઠ જાવે...'**

ત્યારબાદ બાજોઠની સામે રંગોળી પૂરવામાં આવે, મોતીના ચોક પૂરતાં નીચેનો મંત્ર બોલાય :

**'ૐ ગુરુજી, મોતી જ્યોતિ હીરાકણી, પાટ પધારો અલખ ધણી, ગુરુ ગોવિંદકું લાગું પાય, દિયે હુકમ તો મોતીના ચોક પુરાય...'**

બાજોઠ ઉપર પાથરેલા અંચળા ઉપર ચોખાથી પાટ પૂરવામાં આવે ત્યારે એમાં વિવિધ ખાનાંઓ અને આકૃતિઓ દોરવામાં આવે. (જુદા જુદા પાટની વિવિધ આકૃતિઓનો આલેખ ગ્રંથારંભે અપાયો છે.) પાટની પૂર્વ દિશામાં પાટ ઉપર શ્રીફળનું સ્થાપન કરતાં મંત્ર બોલવામાં આવે :

શ્રીફળ–સ્થાપન

***'ૐ ગુરુજી, ચાર વાણી ચાર ખાણી***
***શ્રીફળ સ્થાપે જોગી નિરવાણી...'***

પાટના નવ ખંડ ઉપર નવ જગ્યાએ સોપારી મૂકતાં મંત્ર બોલવામાં આવે :

*'આવો સંતો મતો ઉપાવ, ગતગંગાકું અહીંયાં બોલાવો, થાપો કલશ ને માંડો પાઠ, ચારે ખૂણે ચીતરો ઠાઠ, રાખો આસણ ને થાપો થીર, કોટવાળ છે હનુમો વીર, કરો નમણ ને બેસો દૂર, ગતગંગામાં વરસે નૂર...'*

*ૐ ગુરુજી, ભેળા બેસી કરશે ભ્રાંત, ઈ ચડે કાળકા દેવીને દાંત, એતા પાટથાપન જાપ સંપૂરણ ભયા, અનંત કોટિ સિંધુમેં બેઠ શિવ કે શક્તિકું કહ્યા... જે જે સીતારામ....'*

પાટની ઉપર વિવિધ પૂજનસામગ્રી ગોઠવતાં ગોઠવતાં તમામ જતિ-સતી મંત્ર ઉચ્ચારણ કરતાં હોય.

*'ૐ ગુરુજી, પાંચે પાંડવ પુરુષ પુરાણી, માતા કુન્તાજીએ થાપ્યા પાટ, થાપે સો ઉથાપે, ફેર થાપનકી આશ, અલેખ વધાવું મોતીએ હુવા જ્યોત પરાકાશ....'*

પાટસ્થાપનનો મંત્ર

*'ૐ ગુરુજી, પરથમ જુગમાં કાઈકા પાટ, કાઈકા ઠાઠ, કાઈકા આસન, કાઈકા વાસણ, કોણ હતા પંડિત અને કોણ હતા કોટવાળ, કેટલા તાંતણાની કરતા વાટ, કઈ શક્તિસતી લાવતી થાત ?*

*'સતજુગમાં સોનેકી પાટ, સોનેકા ઠાઠ, સોનેકા આસન, સોનેકા વાસણ, સોનેકી લાલ લંગોટી, સોનેકી કમર કડિયારી નાભિકમળ, સોનાને પાટ બેઠા પ્રહલાદરાય, આદિનાથ હતા પંડિત, ગરૂડ હતા કોટવાળ, પાંચ તાંતણાની કરતા વાટ, સતી રતનાવળી લાવતી થાત.*

*'દ્વાપર જુગમાં રૂપેકા પાટ, રૂપેકા ઠાઠ, રૂપેકા આસન, રૂપેકા વાસણ, રૂપેકી લંગોટી, રૂપેકી કમર, રૂપેકી નાભિ, રૂપાને પાટ બેઠા હરિશ્ચન્દ્રરાય, પંડિત હતા સોરંગીનાથ, હનુમાન હતા કોટવાળ, સાત તાંતણાની કરતા વાટ, સતી તારામતી લાવતી થાત.*

*'ત્રેતા જુગમાં તાંબેકા પાટ, તાંબેકા ઠાઠ, તાંબેકા આસન, તાંબેકા વાસણ, તાંબાને પાટ બેઠા યુધિષ્ઠિરરાય, પંડિત હતા મછંદરનાથ,*

*ગણેશ હતા કોટવાળ, સતી દ્રૌપદી લાવતી થાત.*

*'કળિયુગમાં માટીકા પાટ, માટીકા ઠાઠ, માટીકા આસન, માટીકા વાસણ, માટી કે પાટ બેઠા બળિરાય, પંડિત હતા ગોરખનાથ, ભેરવ હતા કોટવાળ બાર તાંતણાની કરતા વાટ, સતી વિંજાવળી લાવતી થાત.... પાટમંત્ર સંપૂર્ણ ભયા, અનંતકોટિ સિદ્ધોંમેં બૈઠકર ગુરુ દત્તાત્રેયને દિયા ગુરુ ગોરખનાથે કહા....'*

પાટ ઉપર સુશોભન થઈ ગયા પછી ગણપતિનું સ્થાપન કરવામાં આવે. ગણેશની મૂર્તિને સ્નાન કરાવી, સિંદૂર-પુષ્પ ચડાવી પધરાવવામાં આવે.

ગણેશ-સ્થાપનનો મંત્ર

***'ૐ ગુરુજી સત ગણેશ સાંચી કહો, આદિ ગણેશ આગે આવો, રિદ્ધિ સિદ્ધિકા દાતાર કહાવો, પાંચ કોશ અગમ સે લાવો, પાંચ કોશ પશ્ચિમ સે લાવો, પાંચ કોશ ઉત્તર સે લાવો, પાંચ કોશ દક્ષિણ સે લાવો.***

***સરવે સંત તુંને શિશ નમાવે, ખાલી ભંડાર પૂરણ કીજે, રિદ્ધિ સિદ્ધિથી ભંડાર ભરીજે, યાવે બ્રહ્મા, ધ્યાવે વિષ્ણુ, ધ્યાવે સહસ્ર કલા ગોવિંદ.'***

***'ૐ ગુરુજી શ્વાસમંત્ર શબ્દ મહેશ, મૂળ મહેલમાં રમે ગણેશ. ગુદા ચક્ર કરી લ્યો પાક, શૂન્યમાં સતગુરુ ભેટિયા, કર્યો કુબુદ્ધિનો નાશ. દુનિયા કથ કથ હમકો દેય, હૃદય વસો અગમથી રેય, ભૂલ્યા અક્ષર પરમ જ્યોત, એટલું બક્ષો સત ગુણેશ.***

***લાગી કૂંચી, ખૂલ્યા કબાટ, જો દેખ્યા બ્રહ્માંડકા ઘાટ, ગણેશ મંત્ર જાપ સંપૂર્ણ ભયા, સદાશિવ મહાદેવ પારવતી કો દિયા....'***

***'ૐ ગુરુજી તેજબિંબ માયા, શૂનશિખરથી ગુણપતિ આયા, ગુણપતિ સાથ હનુમાનજી આયા, રામાપીર નકળંગી કામ કરાયા, એ કામ ફતેહ ન થાય તો રામદુહાઈ ફિરાઈ...'***

ગણપતિ-સ્થાપનના મંત્રમાં ગૂઢ રહસ્યવાદી સાધના છુપાયેલી છે. યોગસાધનામાં ષટ્ચક્ર-ભેદનની ક્રિયા આવે છે એમાં પ્રથમ ચક્ર છે મૂલાધાર ચક્ર

જે ગણેશનું સ્થાન કહેવાય છે. યોગસાધનાની શરૂઆતમાં મૂલાધાર ચક્રને જાગૃત કરવાની વિવિધ ક્રિયાઓ કરવામાં આવે છે.

ગણપતિ-સ્થાપન પછી પાટની મધ્યમાં ચોખાથી છ પાંખડીનું ચક્ર દોરવામાં આવે છે. છ પાંખડીનું ફૂલ પણ શરીરનાં છ ચક્રોનું જ પ્રતીક છે :

> ***'ૐ ગુરુજી પરથમ જુગમેં રાણી રતનાવળીએ ચોખા દીના, તો પાંચ કરોડકા આખા દિયા, બીજા જુગમાં રાણી તારામતીને ચોખા દીના તો સાત કિરોડીકા આખા દિયા, દુવાપર જુગમેં રાણી દ્રુપતાને ચોખા દીના તો નવ કિરોડીકા આખા દિયા, કલજુગમેં રાણી વિંજાવળીને ચોખા દીના તો બાર કરોડકા આખા દિયા, પાંચા, સાતાં, નવાં, બારાં, ક્રોડ તેંત્રીસમેં કિયા પેસારા, ઇતના ચક્કર જાપ સંપૂરણ ભયા, અનંત કોટિ સિદ્ધોંમેં બૈઠકર ગુરુ ગોરખનાથજીને દિયા, સાંઈકું સલામ, ગુરુકું પરણામ, જતિ-સતી સબ ગતગંગાકું જે જે સીતારામ....'***

મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર, અનાહત, વિશુદ્ધ અને આજ્ઞાચક્ર એ ષટ્ચક્ર-ભેદન પછી યોગી સાધક સહસ્રારમાં પરમમુક્તિ પ્રાપ્ત કરે છે. માનવ-શરીરમાં ગુહ્ય, લિંગ, નાભિ, હૃદય, કંઠ અને ત્રિકુટી કે ભ્રૂમધ્ય સ્થાનોમાં આવેલાં ઉપરનાં છ યે ચક્રોના કમળની પાંખડીઓની સંખ્યા જુદી જુદી છે. પાટ-ઉપાસનામાં પણ પ્રતીકાત્મક રીતે ષટ્ચક્રભેદનની ક્રિયાઓ ગૂઢ વાણીમાં દર્શાવવામાં આવી છે.

છ પાંખડીના કમળ ઉપર જ્યોતનું સ્થાપન કરવામાં આવે છે એ પહેલાં બાજોઠની આગળ જમણા હાથે પવિત્ર જળથી પૂર્ણ ભરેલ કળશ જેમાં પાવલીનો સિક્કો, સોપારી, માંગલિક દ્રવ્યો, આંબા/આસોપાલવનાં ત્રણ કે પાંચ પાન ઉપર સુતર કે નાડાછડીના ત્રણ તાર વીંટેલ શ્રીફળ પધરાવવામાં આવે છે.

કળશ પધરાવવાની ક્રિયા વખતે લગભગ તમામ જતિ-સતી હાથ અડકાડે છે. કળશ-સ્થાપન વખતે જુદા જુદા કળશમંત્રો બોલવામાં આવે છે :

કળશ-સ્થાપનના મંત્રો :

> ***(૧) 'ૐ ગુરુજી ઓહમ્ સોહમ્ શબ્દ હુવા, જલ સે સ્થલ, સ્થલ સે કચ્છ, કચ્છ સે મચ્છ, મચ્છ સે નીલ, નીલ સે અનિલ, અનિલ સે કૂર્મ, કૂર્મ સે કુંભ, કુંભ સે શેષ,***

શેષનાગ કે શિર પર રાય, રાય સે સતગુરુ અલખને ધરતી ઠેરાય, શેષ ધરતી ઉપર મેરુ, ચન્દ્ર સૂરજ સન્મુખ શાખ, ત્યાં અલખ નિરંજને સ્થાપના સ્થાપી, બ્રહ્મા, વિષ્ણુ અલખ નિરંજન જ્યોત જગાઈ, ચન્દ્ર સૂરજ મશાલ મગાઈ, જલ જમુનાકા નીર, સ્થાપના સ્થાપી અલખ માઈ કે પાસ, તેત્રીશ કોટિ દેવલોકને ધર્યા અલખ પુરુષકા ધ્યાન, તબ ઉમિયાજીને કલશ ઉપજાયા, કલશકી છાયા, કલશકી માયા, કલશમેં સાત દ્વીપ સમાયા, કલશ મેં નવખંડ ધરતી પાયા, સતકા મારગ, સંત કી માયા, સંત સે પિયા સો ઊતરે ભવપારા, કપટસે પિયા સો અધવચ રિયા, આપ આપકી કમાઈ, જેસા જિસકા બીજ, સતકી પાવડી સતી-સતિયા મિલ, કલશ સ્થાપને કા મંત્ર જાપ સંપૂરણ ભયા અનંત કોટિ સિદ્ધોંમેં બૈઠ ઇશ્વર મહાદેવજીને પારવતીકું સુનાયા, ગુરુ દત્તાત્રેય સ્વામીને કહા...'

કળશ-સ્થાપનના મંત્રોમાં સૃષ્ટિની ઉત્પત્તિનો ઇતિહાસ દર્શાવવામાં આવ્યો છે.

(૨) 'ૐ ગુરુજી ઓહંગ સોહંગ અલખ નિરંજન આપોઆપ, કળશ થાપે નકળંગી પાટ, બ્રહ્મા વિષ્ણુ મહેશ થાપે, થાપે સતગુરુ જતિ સતી કે સાથ... નહીં થી ધરતી નહીં આકાશ, નહીં પવન પાણી પરકાશ, નહીં થી દેવી નહીં થા દેવા, કૌન કરી અલખ પુરુષકી સેવા, ૐ પ્રથમ ધીરજકી ધરતી, અકાલકા આસમાન, સુરતા કરે અલખકા ધ્યાન, આપ હી બ્રહ્મ માતા, આપ હી પિતા, અલખ અજુણી ઔર ન દૂજા, ચૌદ લોકકા પાટ પૂરાયા, સાત દ્વીપ નૌ ખંડ બનાયા, જપન્તે જાપ કટન્તે પાપ, શ્રી અલખજી આપોઆપ...'

(૩) 'ૐ ગુરુજી, અસંખ્ય જુગાં પહેલે સુન્નાકાર, સુન્નાકારમેં જલ, જલ ઉપર થલ, થલ ઉપર પાદક્વા, પાદક્વા ઉપર સાદક્વા, સાદક્વા પર કોરમ, કોરમ ઉપર બાસક, બાસક ઉપર ધોલ, ધોલ ઉપર સિંગ, સિંગ ઉપર રાઈ, રાઈ ઉપર ઓગણ પચાસ કરોડ પ્રથમી ઠેરાઈ, આદિ પુરુષે કળશ સ્થાપ્યા, પિંડ બ્રહ્માંડના કર્યા વિચાર, સાત ઋષિ ભેળા બેઠા, અઠોતેર ક્રિયા લીધી સુધાર, થાપું બ્રહ્મા, થાપું ઈન્દ્ર, થાપું સહસ્ર કળા ગોવિંદ, દુર્વાસાજી થાપે દોય કર

***જોડ, બેઠા સાધુ તેત્રીસ કરોડ.... જે જે સીતારામ....'***

***(૪) 'ૐ ગુરુજી અસંખ જુગ પહેલાં અવિગત જો આયા, પાંચ તત્ત્વકા ઈંડ ઉપાયા, ઉસ ઈંડકી દો હે ફાડ, એક ફાડકા હુવા આસમાન, દુસરી ફાડકી ધરતી, લાલ શ્વેત દો નામ ધરાયા, પ્રથમી પદમ પાટ થરપાયા, આપે બ્રહ્મ મંશા જોગણી, અલખ અવિનાશી પાટવી, પાવન પુરુષ કોટવાળ, ઓહમ્ સોહમ્ આવંતા, અસંખ જુગા, પહેલીજ્યોત ઉસકા નામ થા અનોપ, થા અજર અયોનિ, ધોલંતા, પદમ પાટ પૂજંતા, પાટકા મંત્ર જાપ સંપૂરણ હુવા, સદાશિવ મહાદેવજી પારવતી કો કહા...'***

*કળશની સ્થાપના વખતે કોટવાળ બેઉ હાથમાં ગંગા-જમના કળશ લઈ ગુરુગાદી પાસે ઊભા રહે. બેઉ હાથની આંટી વાળી કળશ પકડયા હોય, ગુરુ - આચાર્ય એમાં ધાતુમુદ્રા પધરાવે - સોપારી અક્ષત - પુષ્પથી પૂજન કર્યા બાદ પાટની બંને બાજુ કળશ સ્થાપવામાં આવે.*

*પાટ ઉપર સાકાર-મૂર્તિ રૂપે જ ગણપતિ, હનુમાન, શિવલિંગ, ત્રિશળ, ચન્દ્ર-સૂર્યના મૂર્તિ-પ્રતીકો મૂકાય છે.*

કળશની સ્થાપના થયા બાદ ક્યાંક ક્યાંક રામદેવપીરનો ઘોડો પણ પાટ ઉપર પધરાવવામાં આવે છે. ત્યારબાદ પાટ ઉપર ચાર ગાદીનાં સ્થાન નક્કી કરી પીર, શક્તિ, સાખિયા ને વીરગાદીની સ્થાપના કરવામાં આવે.

રામદેવપીરનો ઘોડો પધરાવતાં

***'ૐ ગુરુજી, અજમલ કુંવરાં, તિલક તુંવરાં, ત્રણ ભુવનના ધણી, પ્રથમી તારે પાયે આવે, પીરને સદા સમરે કામણી.***

***'દ્વારકાનો દેવ આવ્યો, દેહીનો દાતાર, એક નામ ચાર ધામ પરસી લ્યો નરનાર, જગન્નાથે જ્યોત જાગી કળા ધરી કેદાર, મરત લોકમાં આવ્યો મહિમા, સેવા કરે સંસાર. ધુરે ઘેવર તુરી હેવર કલહલતા કેકાણ, નાદ ભુંગળ વિણ વાજે મોજ પામે મેદની, કલશ કંચન કોડ કામડ, ધૂપ રા છો થે ધણી, ચક ચારૂ હુઆ ચેતન ચડે સુર નર સંત, એક ટંગ્યા એમ ધાવે પીરજીને પંથ.***

*અધર આસન, જ્યોત એની, પૂરા પરચા પીરના,*
*દેવ મુખથી શ્યામ સમરે બડા બાવન વીરના;*
*સાત સૌ ભોપાલ ચોંસઠ જોગણી સિદ્ધ સામટા,*
*નવ નાથ, ખેતરપાળ, સમરે સંત, ફૂલ ફકીરના.*

છ પાંખડીના કમળ ઉપર જ્યોત પ્રગટાવવા માટેનું મોટું કોડિયું મૂકવામાં આવે એમાં સુતરની વાટ અને ઘી પૂરવામાં આવ્યું હોય, વાટ ઉપર કપુર રાખ્યું હોય, પછી સુતરના 'પ્રગટિયાં' તરીકે ઓળખાતી દીવેટ ઘીમાં બોળીને સળગાવવામાં આવે અને 'જામલા' (કોડિયાં) ઉપર ધરી રાખે પ્રગટિયામાંથી સળગતા ઘીનાં ગરમ ટીપાં પડતાં જ સુતરની દીવેટ ઉપર રાખેલું કપુર સળગી ઊઠે અને જ્યોત પ્રગટ થાય. આ બધી વિધિ વખતે જ્યોત-સ્થાપનના અને જ્યોત પ્રગટાવવાના વિવિધ મંત્રો બોલવામાં આવે :

જ્યોત-સ્થાપન મંત્ર

*(૧) 'ૐ ગુરુજી, જ્યોત જ્યોત મહાજ્યોત*
*સર્વ જ્યોત સુંદરી;*
*સતકા તખતની ઉપરે,*
*બેઠી બાલા સુંદરી;*
*આપ નિરંજન, આપ અવિનાશી,*
*કરજો જ્યોતમાં વાસ,*
*પંચ દેવ મળી આજ્ઞા કરો તો,*
*જ્યોતનાં સ્થાપન થાય...'*

*(૨) 'ૐ ગુરુજી ઓહંગ સોહંગ શબ્દ ઝણકારા,*
*ચમકે બીજ થાય જ્યોત ઉજિયારા;*
*ઝરમર ઝરમર વરસે નૂર,*
*સકળમેં સાહેબ હે ભરપૂર,*
*ગુરુ હમારા ગગનકા વાસી,*
*સત્ય શબ્દમેં સોહંગ અવિનાશી;*
*એહી શબદને વંદે તાકુ,*
*જનમ મરણ ના હોય;*
*આ ઘટમેં જ્યોત પ્રગટે,*
*મરજીવાને સોય;*
*જલબુંદકી સરજી કાયા,*

*એ તા જાપ જપે;*
*માતાના ઓદરમાં આયા,*
*શ્રી સતગુરુએ લેખ લખાયા;*
*અલખ નિરંજન જ્યોતિ સ્વરૂપ,*
*પરિબ્રહ્મ પરમાત્મા પાટે પધાર્યા.'*

જ્યોત-સ્થાપન મંત્રોમાં પણ સાધકની આંતરિક સાધનાનો આલેખ દર્શાવાયો છે. સાથોસાથ સૃષ્ટિની ઉત્પત્તિ અને બ્રહ્માંડનું સર્જન કઈ રીતે થયું એના વિશેનો ખ્યાલ પરંપરિત પરિભાષામાં આપવામાં આવ્યો છે.

*(૩) 'ૐ ગુરુજી, સાધ્સુ સમરો સાચી વાત,*
*કબી ન બોલો જૂઠી વાત;*
*મનસા દેહ લીનો અવતાર,*
*લાગી દુનિયા પરલેકાર.*
*ચેતો વિસવાસી ભાઈ,*
*નામઠામ કોઈ જાણે નાંહી;*
*ગગનમંડળમાં ગંગા વહે,*
*ઉનકી ખબર સંત વીરલા લહે.*
*દીઠી અણદીઠી જો કોઈ કરે.*
*તો લખ ચોરાશી ટળે;*
*જોગી ખેલે જંગમ દેશ,*
*રાજા ખેલે નવમંડળ દેશ*
*અખે મંડળમાં આવન જાવન.*
*તિયાં ગુરુ કે ચરણાં પાવનઃ*
*ગુરુકે વચને ગાજે નૂર,*
*અધર તખત પર જ્યોત ભરપૂર.*

સદ્દગુરુના વચને શરીર-શોધનની પ્રક્રિયાનો આરંભ કર્યા પછી સાધકને અવનવા અલૌકિક અનુભવો થવા માંડે છે. પાંચ તત્ત્વની પિછાન મળી ગયા બાદ ક્ષણભંગુર એવી આ માનવકાયામાં વસી રહેલા અવિનાશી જ્યોતિસ્વરૂપ પરમ તત્ત્વની ઝાંખી થતાં જ અંતરનું અજ્ઞાન અંધારું દૂર થઈ જાય છે. 'ઓહમ્' એટલે હું જીવ છું એવો ભાવ પલટાવીને 'સોહમ્' હું તે જ શિવ છું એવી ભાવનાથી અજપાજાપ કરનાર સાધકના અંતરમાં જ્ઞાનજ્યોત ઝળહળવા માંડે છે.

આદ્યશક્તિ કુંડલિનીને જગાડવા માટેની આ સાધના-પ્રક્રિયા એ જ જ્યોત-સ્થાપન વિધિ છે.

જ્યોતમંત્ર

(૪) 'ૐ ગુરુજી જાગ જાગ માયા, આદ્યા બાલા સુંદરી, અમર પરકાશ, જ્યોતમેં છાયા મંડલ, મંડલમેં એક જોગી બેઠા, જપે અખંડ માળા, જાગે જ્યોત હુવા અંજવાળાં, અમ્મર જોગી, અમ્મર કાયા, અમ્મર રહે અમરતકી છાંયા, પીછે ચલે જ્યોત પરમોદે કાયા, જ્યોત જ્યોત મહાજ્યોત, સર્વ જ્યોત સુંદરી, જ્યોત જગતના તખત પર બેઠી બાલા સુંદરી, માતા જેની ગતિ પિતા નિરભયા, નંદની રક્તસુવર્ણી, જાગ જાગ જાગ માતા ગંગ જમના સરસતી, જ્યોત જગાવે જોગી જતિ...'

અને આ જ્યોતમંત્રોમાં જ સૃષ્ટિનું-બ્રહ્માંડનું સર્જન કઈ રીતે થયું છે એનો પરિચય આપવામાં આવ્યો છે. સાથોસાથ પૌરાણિક પરંપરા મુજબ સૃષ્ટિના આરંભકાળમાં આદ્ય જળપ્રવાહમાં પડેલ સ્વયંભૂના બીજમાંથી પ્રગટેલા સોનાના ઈંડામાંથી આકાશ-પૃથ્વી ઉત્પન્ન થયાં તેની વિગતો છે.

(૫)'ૐ ગુરુજી ઈંડ ફોડ આકાશ રચાયા, પ્રથમીકા પદમ પાટ મંડાયા, ત્રાંબેકા ગોલા, રૂપેકી બાતી, શિવ-શક્તિ મિલ જ્યોત પ્રકાશી, જાગે જ્યોત, ભાંગે છોત, સરવ મળીને અલખ આરાધે, સતગુરુ શબદે કેડો લાધે, ઈ રસ્તે અનેક ઓધરિયા, પ્રેમ પ્રતીતેં સતગુરુ મળિયા...

'ૐ ગુરુજી જ્યોત જ્યોત મહાજ્યોત, જ્યોત બાલાસુંદરી, પીર રામદેવજીએ પ્રગટાવી તબ તો અખંડ જ્યોત ભઈ ઈશ્વરી, પિંડ નમું બ્રહ્માંડ નમું, નમું સુરતા રાણી, બાંધો મન પવનાં અને પરકાશો સત વાણી...

ૐ ગુરુજી જલ પે થલ, થલ પે ધરતી, ધરતી પે પાટ, પાટ પે મોતી, મોતી પે ચકરી, ચકરી પે પાન, પાન પે ખંભ, ખંભ પે કલી, કલી પે કપુર, નવનાથ ચોરાશી સિદ્ધ મિલ કે સ્થાપના સ્થાપી... જ્યોત સ્થાપન મંત્ર જાપ સંપૂરણ હુવા...'

જ્યોતમંત્ર

*(૬) 'ૐ ગુરુજી સતવચન સહુંકારા, આદ્ય પુરુષે મનસા બનાઈ, મનસા આભ ગરભ લઈ આઈ, આભ ગરભકા બન્યા હે ઈંડ, ઈંડ કા બન્યા દો ભાગ, પહેલી બની પૃથવી, પછી બન્યાં આભ, અંગથી ઉતાર્યો નાગ, એને શિરે પ્રથમીનો ભાર, ત્યાં પંખ પસારી રિયા, નિયાં જળબંબા, જળબંબા પર પત્ર, પત્ર પર જળ, જલ પર સેવાળ, સેવાળ પર કોરમ, કોરમ કી પીઠ પર કોટ બ્રહ્માંડકા પાયા રચાયા, કહે કબીર ગુરુ રામાનંદા, દરશન દે બ્રહ્મા વિષ્ણુ મહેશર, તે દિ મૂળ નામ પડંતે, ઔર નહીં અવતાર ધરંતે, કોરમકી પીઠ પર પાતાળ, પાતાળ પર રસાતાળ, રસાતાળ પર કરતક, કરતક પર સભી, સભી ઉપર માનંગ, માનંગ ઉપર નવખંડ બનાયા, પહેલા કોણ વચન બોલિયે, પહેલાં બોલિયે પ્રેમવચન, પ્રેમ વચન લાયા પવનપાણી, તિયાં નિરંજનકી જ્યોત પ્રગટાણી, પહેલી જ્યોતે બ્રહ્મા આયા, બીજી જ્યોતે વિષ્ણુ આયા, ત્રીજી જ્યોતે મહેશ્વર આયા, શિવશક્તિકા હૂવા હે મેળા, ઈ તંતમાંથી પ્રેમતંત લઈ નવનાથ જગાયા, તેજ બતી, તન કોડિયાં, દેનારા દિયો, સદા વાડી શ્યામની રોપનારા જીયો, અમરવાડી અમ્મર વેલી અમર કરીએ તમારી સેવ, સતવચન રહી પરગટ કરે પ્રકાશ તો બોલ્યા આદુદાસ, જ્યોતમંત્ર જાપ સંપૂરણ હૂવા, ગાદીએ બૈઠ કબીર સાહેબ કહ્યા...'*

અખંડ જ્યોતમાંથી શૂન્ય અને શૂન્યમાંથી ધીરેધીરે સર્વત્ર અંધકાર ફેલાયો હતો એ સમયે નિરંજન નિરાકારની ઉત્પત્તિ થઈ, એમણે માયા રચી અને આ ત્રિગુણી માયા એ સકળ સૃષ્ટિની રચના કરી એમાં પ્રથમ ઉત્પન્ન થયો શબ્દ - રણકાર ... ધ્વનિમાંથી જ ઉત્પન્ન થયેલા સકળ સંસારનો ઈતિહાસક્રમ દર્શાવતાં આ મંત્રોમાં ભરપૂર રહસ્યાત્મક ઉક્તિઓ સાંપડે છે.

*(૭) 'ૐ ગુરુજી અખંડ જ્યોત, અખંડ સે શૂન્ય, શૂન્ય સે ધુંધુકાર, ધુંધુકાર સે પ્રતિબિંબ, પ્રતિબિંબ સે અલખ નિરંજન નિરાકાર હુવા, નિરંજન નિરાકારકી માયા, ત્રિગુણી માયા સે સકલ સૃષ્ટિ ઉત્પન્ન ભયા, એક શબ્દ સે તીન ભયા, તીન સે પાંચ તત્ત્વ હુવા, જાગો જાગો જોગણી, તુમકો ધ્યાવે સકલ સંસારા, આતાલ પાતાલસે જાગો*

*જ્વાલામુખી, સ્થાપના સ્થાપે શક્તિ માય, જ્યોત જગાવે તેલવા હનુમંતવીર,*

રણઝણ રણઝણ મેં સે આયા શબ્દ, અટલ ૐકારસે જ્યોત જગાવે, ગત ગંગા ઔર અલખ આયે, જાગી જ્યોત ભાંગી ભ્રાંત, જ્યોતમંત્ર સંપૂરણ ભયા, અનંત કોટિ સિદ્ધોંમેં બૈઠ કે શ્રી શિવજીને શક્તિ ઉમૈયા કો સૂનાયા, સાંઈકું સલામ, ગુરુકું પરણાંમ ... જતિસતી સબ ગતગંગાકું જે જે સીતારામ...'

*(૮) 'ૐ ગુરુજી શૂન ધરતી શૂન આકાશ, નહીં થા જ્યોત પાટકા પ્રકાશ, નહીં થા નાદ નહીં થા બુંદ, નહીં થી લોક દુનિયા, સબ હી થા કંટક છાયા, ૐ ગુરુજી જ્યોત પાટ કહાંસે આયા, આદિનાથ બાલા સુંદરીકા પંથ ચલાયા, અલીલકા કુંપા મંગાયા, જીસમેં જ્યોત પાટકી છાંયા, સુગરા પુરુષસે કરો વિચાર, જ્યોત લે ઉતરેંગે પાર, ચાર વેદકા એહી વિચાર, નિરભે જોગી ઉતરે પાર... ઈતના જ્યોતમંત્ર સંપૂરણ હુવા...'*

જ્યોત પ્રગટાવ્યા પછી નળિયામાં ગુગળ-લોબનનો ધૂપ કરવામાં આવે. ચારે દિશામાં ધૂપ ફેરવ્યા બાદ તમામ જતિ-સતી મંત્ર બોલતાં બોલતાં ધૂપની આશકા લે. બારણું ખટખટાવે, અંદરથી પ્રશ્ન પૂછાય : કયા દેખા ? જવાબ મળે : 'રિધ્ધિ-સિધ્ધિ' આવો ભાઈ ભંડારીજી.. ભંડારીનો પ્રવેશ થાય.

ધૂપનો મંત્ર

*(૧)'ૐ ગુરુજી અગ્નિ માતા, પદમ પિતાનો મુખ, વાદળ હો ઉનમુખ, ભગત હો સનમુખ, મૂળ ભગવાનનું સરવ મૂળ સ્વાહા.....' એટલા જાપ કહી ધૂપ કરે પંડ પડ્ય સરગાપુર જાવે.....'*

*(૨)'ૐ ગુરુજી, ૐ સોહમ્ ગગનમંડળમાં ધૂપ દીપ જલે, વણ વાટે વણ તેલે દીપક જલે ઓહંકાર સોહંકાર, અલખ પુરુષે ઉતાર્યા ધૂપ દીપ ગોરાં હાથ. ગોરાં બેઠા આંબા ડાળ, ધરે નકળંકનું ધ્યાન, અણમુખી અગ્નિ થાય સનમુખ, પઢ્યા જોગી ધૂપ ઉતારે તો સરગે જાવે, વણપઢ્યા સમજ્યા જોગી ધૂપ ઉતારે તો નરકે જાવે...'*

*(૩) 'ૐ ગુરુજી, મળ્યા વિષ્ણુ, મળિયા બ્રહ્મા, મળિયા માહેશ્વર વીર, એવે હેતે મળો મારાં ભાઈલાં, ઊતરો સાયર તીર...'*

*(૪) 'અલખ પુરુષ પરઆતમા, હરિ જ્યોતિ સ્વરૂપ, નિરંજન નિરાકાર તેજ પાંજર દેવ દરસણે પ્રાતગ નાશણે સાધકું સલામ ગુરુકું પરણાંમ ગતગંગા જતિ-સતીકું જે જે સીતારામ...'*

*(૫) 'ધૂપ ત્યાં રૂપ, દેવ ત્યાં પૂજા, અલખ નિરંજન ઔર નહીં દૂજા, કાને કુંડળ ગળે મોતીયન માળ, સવાર સાંજ આઠે પહોર જે ધૂપ કરે એનો ચૌદ ભવનમાં વાસ, ૐ સત ચિત આનંદ સત્યેશ્વર શ્રી રામદેવ બાર બીજના પતિ પરિબ્રહ્મણે નમ:'*

ધૂપ કર્યા બાદ ગુરુગાદી ઉપર આચાર્ય પોતે બેસે; ગુરુગાદીએ બેસતાં મંત્ર બોલાય. વચ્ચે કયાંક કયાંક કોટવાળ પોતે એક નળિયામાં ગોળ અને ભાત લઈ તેના ઉપર દીવો મૂકી હાથમાં પરગટિયું લઈ ચાર રસ્તા ભેગા થયા હોય એવા ચોક વચ્ચે જઈ મૂકી આવે.

## નાંગળ

સુતરની આંટી લઈ મહાજ્યોત ફરતા ત્રણ આંટા વિંટાળી બંને છેડા ગંગા જમુના કળશ સુધી લંબાવે. એ દરમ્યાન ચારવાણી : ગણપતિ આવાહન, સંરસ્વતી સ્મરણ, તેંત્રીસ કરોડ દેવનું આરાધન વગેરે ભજનો ગવાતાં હોય. નાંગળ નાખ્યાં પછી જ પાટને નમન  કરવામાં આવે. અને પાણી પીવામાં આવે...

## ગુરુદીક્ષા

આ વખતે જો નવા-સવા અનુયાયીને દીક્ષા આપવાની હોય તો સ્નાન કરાવી સફેદ વસ્ત્રની ધોતી પહેરાવી આંખો ઉપર પાટા બાંધીને લાવવામાં આવે. રસ્તામાં બીક લાગે તેવા પ્રયાસો પણ થાય. કયાંક ડામ દેવાય, કયાંક સોય, ચાકુ તલવારની અણીથી ભયભીત કરાવાય. પછી હાથમાં શ્રીફળ આપી જ્યોત સમક્ષ બેસાડે. પાણીની અંજલિ છાંટી પાટા છોડવામાં આવે. શરીરે આઠે અંગો ઉપર ચંદન-ગુલાલનાં તિલક કરાય, શ્રીફળ ત્રણ વખત ફેરવી ગુરુને પગે લાગે. ગુરુ કાન ફૂંકે ને જ્યોત ઉપર હાથ ફેરવી શિષ્યના વાંસામાં થાપો મારે ને શિષ્ય પછી ગુરુનું નામ  બોલે. પાકો શિષ્ય બનાવવાનો હોય તો કોટવાળ-સતી દ્વારા સાન અપાય.

ગુરુગાદીનો મંત્ર :

*'ૐ ગુરુજી બ્રહ્મા ગાદી, અલખ પિતા ત્યાં આપ, ચરણ કમળનાં ફૂલ, કોણે બોલાવ્યા, કોણે બેસાડ્યા ? સતે બોલાવ્યા, સતે બેસાડ્યા, જ્યોત સ્વરૂપે અંતરજામી...'*

*'આટલા શબદ કહી ગાદીએ બેસે, પંડ્ય પડ્યે સરગાપુર જાવે, વિના શબદે ગાદીએ બેસે, પંડ પડ્યે નરકે જાવે, ગાદી જાપ સંપૂરણ ભયા, અનંત કોટિ સિદ્ધોંમેં વિષ્ણુપાટ બૈઠકે ગુરુ દત્ત મહારાજે કહ્યા.'*

*'ૐ ગુરુજી મન મારી મેંદો કરું, કરું ચકનાચૂર, સરવે સંતોની દયા થકી બેસું આસન ભરપૂર, આસન કરું, સિંહાસન કરું, માથે ધરમનો મોડ, સવા હાથ ધરતીને સિદ્ધ બનાવું, દેખાડી દઉં ઠોર, અજરા જરે સો બ્રહ્મ સમાન, સાંઈકું સલામ, ગુરુકું પરણાંમ, બ્રામણાંને નમસ્કાર, ફકીરને અલલ્લા, નાથજીકું આદેશ, કાપડીજીકું સતનામ, જતિ-સતી સબ ગતગંગાકું જે જે સીતારામ...'*

ગુરુગાદીએ બેસનાર આચાર્ય પોતે નિજારપંથના ગુપ્ત મંત્રોનું રહસ્ય જાણતો હોય, એના અનુયાયીઓ ગુરુને પરમાત્મા સ્વરૂપે જ પૂજતા હોય. આ ગુપ્ત સંપ્રદાયમાં છે એવું ગુરુનું સર્વોપરી સ્થાન બીજા કોઈ ધર્મપંથમાં જોવા મળતું નથી, ગુરુના ચરણે પોતાનું સર્વસ્વ અર્પણ કરનારાં નરનારીઓ પોતાના શરીરને પણ ગુરુની જ સંપત્તિ માને છે, ગુરુની આજ્ઞા વિના કોઈ જ કાર્ય શિષ્યથી ન થાય. સિદ્ધ ને સમર્થ ગુરુઓથી શરૂ થયેલી આ પરંપરામાં આજે અર્ધદગ્ધ ગુરુઓ દ્વારા અનાચાર પણ ફેલાયો છે પરંતુ મહાધર્મની પ્રાચીન ગુરુપરંપરામાં તો સત્ય અને સંયમનો જ મહિમા ગવાયો છે.

ગુરુગાદીએ બેઠા પછી ક્યાંક ક્યાંક ગુરુ દ્વારા ઇસ્લામી પરંપરા ધરાવતો નીચેનો મંત્ર પણ બોલવામાં આવે છે.

પીર શંખાવલી

*'ૐ ગુરુજી પીર શબદકા પારખાં, ઉચારંતે વિચારંતે નહીં*

*ધુંધુકારામેં પંચરંગ બે બા પાંચ તંત્ર એ લે ફીફ એરવા, પાંચ તંતમેં રૂપ ન રેખા, સરજંહારા આપ અલેખા, નહીં થી પૂજા નહીં થેં પાતા, નહીં થા ડાલ નહીં થા મૂલ, અયોનિ શંકર મહાદેવને લગા દિયા સબકા ધ્યાન, બ્રહ્મા બ્રહ્માણી બોલી સતકી બાંધી, સીતા બોલી, વિશ્વકી નારાયણી બોલી, સતજુગ મધ્યે કોણ પીર, કોણ તતબીર....*

*ત્રેતાજુગ મધ્યે ઓઘડપીર દયા તતબીર, દુવાપર મધ્યે સોરંગપીર ભાંગં તેખડ તતબીર, કળજુગ મધ્યેં મચ્છાપીર ગોરખ તતબીર, અલખ યે નાર દાકો લાગર પરવત છીટકવા જોલી પાટ, પાટ કામે કલામ મક્કા શરીફ જાયગે, છોટા હો કે બેઠો, મોટા હો કે નીકલેગો, ગુરુ રામબાણ ચલાઈગો, ગુરુકો નહીં માનેગો, ઠબડી ચલડીકા લાલચ કરેગો તો દોજકમેં જાવેગો...*

*ૐ આ છત્ર રાતા, માતા સદાયે બેઠા પીરૂં કે પાસ, ચેતજા પીર શંખાવલી પઢકે પીરગાદી બેઠે તો પંડ પડ્યે અમરાપર જાવે...'*

ગુરુગાદીએ બેસનાર આચાર્ય કોટવાળ અને ભંડારી સહિત તમામ જતિ-સતીને મહામંત્ર, બીજમંત્ર, જ્યોતમંત્ર, શંખાબોલ મંત્ર, ગર્ભગાયત્રી વગેરે મંત્રો બોલીને એનું રહસ્ય સમજાવે, એ મંત્રો પાછળ છુપાયેલી સાધનાપ્રક્રિયા દર્શાવે, સાથોસાથ પાટની જ્યોત સામે મહાપંથી ભજનિકોની ભજનવાણી પણ ગવાતી જાય અને એના રહસ્ય વિશે ચર્ચાઓ થતી જાય.

## શંખાબોલ મંત્ર

*'ૐ ગુરુજી રામા અવતાર, પઢો શંખા તો ઊતરો ભવપાર, શંખા વિના સાધુ થાય એની મુગતી ક્યાંથી થાય, શંખા વિના ગુરુ ચેલા મૂડે એને જમપુરી લઈ જાય, શંખા વિના પંડિત પાટે બેસેં તેને ઘાલે જમને ઘાટે, શંખા વિના સતી પડદે બેસે તો ઈ નારી નરકે જાવે, શંખા વિના કોટવાળ કોટવાળું કરે તેને ડાળમૂળ કભી ન રેવે, આદકી શંખા, અવિનાશ કી વાણી, કથંતે પાર્વતી, બીજમંત્ર, મહામંત્ર, તેજમંત્ર, તારીખમંત્ર, અડાસો મંત્ર - પાંચ મંત્ર પવિત્ર થિયા ગાદીએ બૈઠકર ગુરુ રામાનંદે કહ્યા...'*

શંખાબોલ મંત્ર સાથે સાંખ્યશાસ્ત્રનો સંબંધ છે. એક, બે, ત્રણ ચાર, પાંચથી માંડીને શત-સહસ્ર સુધીની સંખ્યાઓના ગૂઢ રહસ્યાત્મક અર્થો દર્શાવતું જ્ઞાન - સાંખ્યજ્ઞાન આધ્યાત્મિક સાધનાના ક્ષેત્રમાં પ્રાથમિક જરૂરિયાત મનાયું છે. ત્રણ ગુણ, પાંચ તત્ત્વ, પચીસ પ્રકૃતિ, ષટચક્ર, અષ્ટાંગ યોગ, નવધા ભક્તિ, સહસ્રદલકમલ વગેરે બાબતો વિશે આચાર્ય-ગાદીએ બેસનાર ગુરુ માર્ગદર્શન આપે. મહાપંથી ભજનોમાં વારંવાર પાંચા, સાતાં, નવાં, બારાં, ૩૩ કોટિ દેવતા, ૧૨ બીજ, બાવન બારો, નવગ્રહ, બાવન અક્ષર, ત્રણ લોક, સાત પાતાળ, ચૌદ બ્રહ્માંડ, પાંચ પાંડવ, નવ નાથ, ૮૪ સિદ્ધ, ૬૪ જોગણી વગેરે સંખ્યાત્મક ગૂઢ સંજ્ઞાઓ આવ્યા કરે છે. મહાપંથી-નિજારી સંતનું અવસાન થાય ત્યારે એમની પાછળ થતી શંખાઢોળની ક્રિયામાં બોલાતો અન્ય શંખાબોલ મંત્ર પણ આ ગ્રંથમાં અન્યત્ર અપાયો છે.

ગર્ભગાયત્રી-૧

*'ૐ ગુરુજી ઉલટ ન કાયા, પલટ ન શરીર, આ બૈઠો ધરતી શોધો શરીર, પ્રથમ આપુંઆપ અલીલ ગુંસાઈ, બીજે ધરમ લાય ગુંસાઈ, ૐ પૂછે પારવતી રામી, સુણો ઈશ્વર મહાદેવજી, કોણ જુ ગાંમેં જોગારામ રમિયા, કોણ જુ ગાંમેં ગરભવાસ રમિયા, કોણ જુ ગાંમેં લિયા અવતારા, કોણ જુ ગાંમેં થરપી થરપના.*

*કહે મહાદેવ સુણ પારવતી રાણી, અસંખ જુ ગાં પેલી જોગારમ રમિયા, સેહસ્ર જુ ગાં પેલી ગર્ભવાસમેં રમિયા, અરબ જુ ગાંમેં લિયા અવતારા, નિરવ જુ ગાં મેં થરપી થરપના.*

*પૂછે સતી સુણો મહાદેવ, પરથમ ધરતી હૂઈ કે અંકાશ, પરથમ પુરુષ હુ આ કિ નારના વાસ, પ્રથમ ગરભ હૂવા કિ શ્વાસ, પરથમ મા હૂવા કે બાપ, પ્રથમ નાદ હૂવા કિ બિંદ, પ્રથમ ગુરુ હૂવા કે ચેલા, પ્રથમ ચાંદ હૂવા કે સૂરજ, પ્રથમ પાપ કે પુણ્ય, પ્રથમ પવન કે પાણી.*

*કહે મહાદેવ : પેલાં ધરતી પછે અંકાશ, પેલાં પુરુષ પછી નાર, પેલાં ગર્ભ પછે શ્વાસ, પેલાં નાદ પછી બુંદ, પેલાં ગુરુ પછી ચેલા, પેલાં રાણી સંજાવતી, બીજી રાણી સાવિત્રી,*

ત્રીજી રાણી પારવતી, સર્વે ભવન સોહે ગાયત્રી.

પેલા માસે નિરમળ નીર, બીજે માસે પલટી ખીર, ત્રીજે માસે માંસકા ગોળા, ચોથે માસે રગતકા નાળા, પાંચમે માસે ફૂટ્યા પાંચે, છટ્ઠે માસે પંખી જ્યોત પ્રકાશે, સાતમા માસે સાતે ધાતુ, ધાતકી કાયા, આઠો માસમેં બોંતેર કોઠા, દસમે માસે પંખી બાહેર આયા. ક્યા ક્યા લાયા ? જિલ્લી ઝોળી, ચિંતા પોટલી, સવાભાર માંસ, દૂધ ઘડો લાયા.

કહે પારવતી સુણો મહાદેવ, ઈ કાયાકા કરો વિસ્તારા, બોલ્યા ઈશ્વર, નવસેં નદી, નેવાસી નાળાં, સાડે તીન કરોડ દેહી પર બાલા, હાડ ચામની કોટડી, નાદ બિંદસું ઉપાઈ, દોલડા કોટ, તેલડા ખાઈ, ચોરાશી વાયુ, ચોરાસી મસાણ, મસાણમાં છાણ, છાણમાં પાખાણ, પાખાણમાં હાડ, તિલ હાડ, કણ હાડ, નૃસિંહ હાડ, સવા હાથનો અંચલો, ચાર આંગળ પોલો, આઠ આંગળ લિંગ, ચાર આંગળ ભંગ, વીસ આંગળી, સોળ પાંસળી, બાર આંગળ ફેફરાં, આઠ આંગળ કાળજું, ચાર આંગળ લેલાડ, સવા પાવ ભેજો, તીન આંગળ નાક, ચાર આંગળ કાન, એકવીસ હાથની આંત, મુખમાં બતરીશ દાંત, સાત શૂન, છ ત્રિપુટી, ત્રણ બંકનાળ, એક હૈયું, દો બુકા ઈ ગર્ભ-ગાયત્રીમાં ભૂલો ન ચૂકો. ગર્ભ ગાયત્રીનો જપિયે જાપ, લખ ચોરાશી હટ જાવે પાપ, ગર્ભગાયત્રીના જપે પરવાણ, સો હંસા હોવે નિરવાણ, ગર્ભગાયત્રી કા જાને ભેદ, લખચોરાશીકા મિટ જાવે ખેદ, ગર્ભ-ગાયત્રી જાપ સંપૂરણ ભઈ, સતકી ગાદી બેઠકે મહાદેવજી કહી...'

સોહં શબ્દ. અટલ ગાયત્રી

ૐ ગુરુજી, સોહં સોહં સોહં હંસો, શ્વાસા શ્વાંસા સોહં જાપ, સોહં સોહં આપો આપ, શ્વાસ શ્વાસ મેં ધ્યાન લગાયા, અલખ પુરુષકા દર્શન પાયા, આવાગમનકા ફંદા મિટાયા, ઓહં સોહંકા સિમરણ કરિયા, ઉલટા હંસા સોહં તરિયા, અટલ શબ્દ અટલ અવિનાશી, મિટે કાલ કટે ચોરાશી, સોહં શબ્દ કા પકડ પિયાના,સુરત નુરત દોનું કર ધ્યાના, સુરત

*તુરત દોનું નહીં બસકી, આગે પચ પચ ગયા ઘણા હી, પરમ પદમેં હૈ અલેખ, સતકી પેડી ચડકે દેખ, સોહંકારમેં તૂં હિ બોલે, પર્વત બેઠા રાઈ કે સોળે, સોહં શબ્દ નિજ પાર હે, ઔર શબદ સબ વાર હૈ...'*

ગર્ભગાયત્રી કે ગુપ્ત ગાયત્રી-૨

*ૐ ગુરુજી, શૂન શૂન મહાશૂન, મહાશૂન મેં આદ તંતકા સકલ પસારા. કહે ઉમૈયા સુણો માહાદેવ; 'આ રેન કહાંસે આવે ?' કહે માહાદેવ સુણો ઉમૈયા; 'આ રેન સપ તપ નાળસે આયા.'*

*'પરમ ધુ સયની ચરણ પાતકા, પાતકા પરધકા, પરસાદકા, જળ પર થળ, થળ પર કછ, કછ પર મછ, મછ પર સરપ, સરપ ઉપર ધોળી વેલ, ધોળી વેલ ઉપર શીંગ, શીંગ ઉપર રાય, રાય ઉપર સૂરજ, સૂરજ ઉપર હર, હર ઉપર તેજ, તેજ ઉપર પાતાળમંડળ, પાતાળમંડળ ઉપર વૈકુંઠા, વૈકુંઠા ઉપર આશા, આશા ઉપર અવિગત જોગી.*

*'પાંચ તંતકા બનાવ્યા ઈંડા, ફૂટા ઈંડા સૂવા નવખંડા, કાળા કાળા મસો દેવી, મન પવન લઈ પાર ઉતરણી.'*

*કે ઉમિયા સૂણો મા'દેવજી; 'કેટલા જુ ગ માતાના ઓદરમાં રિયા, કેટલા જુ ગમાં લિયા અવતારા, તો કિયા જુ ગમાં થાપ્યા સુકલ સંસારા ?'*

*કે મા'દેવ સૂણો ઉમિયા; 'અસન જુ ગ આરંભમાં રિયા, છત્રીસ જુ ગ માતાના ઓદરમાં રિયા, અડસઠ જુ ગમાં લિયા અવતારા તો નિરભે જુ ગમાં થાપ્યા સુકલ સંસારા.'*

*કે ઉમિયા સૂણો મા'દેવજી; 'પહેલાં ધરતી કે પહેલાં અંકાશપ્ર ? પહેલાં ચંદ કે પહેલાં સૂર ? પહેલાં ગુરુ કે પહેલાં ચેલા ? પહેલાં લિંગ કે પહેલાં ભંગ ? પહેલાં નાદ કે પહેલાં બુંદ ? પહેલાં કુ ખ કે પહેલાં વાંસ ?'*

*કહે માદેવજી સૂણો ઉમિયા; 'પે'લી ધરતી ને પછી અંકાશ, પેલા ચંદ ને પછે સૂર, પે'લા પવન ને પછે પાણી, પહેલાં ગુરુ ને પછે ચેલા, પહેલાં લિંગ ને પછે ભંગ, પહેલાં નાદ ને પછે બુંદ, પહેલાં કુ ખ ને પછે વાંસ.'*

*કે' ઉમિયા સૂણો મા'દેવજી; 'કેટલી ઘાત નરની બોલીએ ઈ કેટલી ઘાત નારીની ?'*

*કહે માહાદેવ સુણો ઉમિયા; 'નીરઘાત, ખીરઘાત, શંખઘાત, રગતઘાત પુરુષની બોલીએ, માંસઘાત, કુળઘાત, નીપજઘાત નારીની બોલીએ, સાતે મળી નરનારીકા જોડા ભયા.'*

*કહે ઉમિયા સૂણો મહાદેવ; 'દસ માસકા કરો વિસ્તારા.' કહે માહાદેવ સુણો ઉમૈયા; 'પહેલે માસે નિરમળ નીર, બીજે માસે પલટી ખીર, ત્રીજે માસે માંસકા લોળા, ચોથે માસે ભભૂતકા ગોળા, પાંચમેં માસે હાડમાંસકી કાયા, તો છઠે માસે અસભર માયા, સાતમે માસે સાડાત્રણ કરોડ રોમરાયા, આઠમે માસે પૂરણ પારા તો નવમે માસે લિયા અવતારા. સંસારની મોહજાળમાં ભૂલી ગિયાં તો ઘેરાયા શૂની નગરી.'*

મહામંત્ર (૧)

*'ૐ ગુરુજી, ઓહમ્ રામ, સોહમ્ રામ, રામ શબ્દ કરે રણુંકાર, ઉદ્યોત્ જ્યોત ભાનુ પ્રકાશ, પંચભૂતકી પિંડમેં વાસ, રામ કે જિવ્હા જ્યોત પ્રકાશ, ઝરમર ઝરમર વરસે નૂર, સકલ જગતમેં વીસ બહે નીર, ભૂર્વ શબ્દકું વંદે કોઈ, તાકું જ્ઞાન ત્રિકાળા હોય.*

*શુદ્ધ હી જપ બીજ બંકી કાયા, અજંપા કા જાપ જપાયા, ફેર જનમ ન પાયા, માતા ઉદર ન આયા, ગુરુ અમારા ગંગાજળ, વાકું જ્ઞાન કેવળ જ્ઞાન આદ્ય પુરુષ અવિનાશી, ગીરા ગોતીત અલખ નિરંજન નિરાકાર જ્યોતિ સ્વરૂપ તાલ તુરિયા આદ્યથી અતીત, અજર અમર બ્રહ્મ સ્વરૂપ નિર્ગુણ નિરાકાર શિવજીએ મહામંત્ર કિયા, ઈંડા સેવીને પોપટિયા ભયા તબ વ્યાસ ઘેર જનમ પાયા, શિવજી મહામંત્ર સતી પાયા.*

*સતી બોલ્યાં : 'પ્રાણનાથ ! આ મહામંત્ર સજીવન મંત્ર કહાંસે લાયે ?'*

*શિવજી બોલ્યા : 'દેવી ! હમારા દશમેં દુ વારા વાસા વંહાં હુ વા પ્રકાશા, આદ્ય યમ શક્તિમેં અમી ઝરે, મુવાને સજીવન કરે, સૂકાંને લીલું કરે, ગર્ભવાસમાં જે હંસ જાણે, ગણે ગણે તેરી રિદ્ધિ સિદ્ધિ ફૂલ ફાલતે ફૂલે, સઉથી પહેલાં ઉમિયાજી સુનતા ફરે....' શિવજી મહામંત્ર [illegible] ત્યાં અઘોરવનમાં શિવજીએ ઉમિયાજીકું કહ્યા...'*

## મહામંત્ર (૨)

*ૐ ગુરુજી આદિ પુરુષે ઉપાસન દિયા, બીજ લઈને મૂળમાં દિયા, શિવજી કે મન ભાયા, બીજ લઈ શિવજી કું દિયા, શિવજીને સુધારી અમરત કિયા, ત્યાં તેંત્રીસ કોટિ દેવ આયા. છપ્પન કોડ જાદવ આયા, અનંત કોટિ ભગત આયા, અનંત શશિ અરૂ રવિ આયા, નવ ગ્રહ આયા, બાવન અક્ષર આયા, તીન લોક આયા, ચૌદ બ્રહ્માંડ આયા, ઈન્દ્ર ઈન્દ્રાણી આયા, બ્રહ્મા બ્રહ્માણી આયા, પાંચ પાંડવ આયા, નવ નાથ ચોરાશી સિદ્ધ આયા, એકવીસ બ્રહ્માંડ આયા, ચૌદ રતન આયા.*

*શિવજી કે મન બીજ ભાયા, બીજ લઈ શિવજીકું દિયા, શિવજીને લઈ ધણીકું દિયા, ધણીને લઈ સાધુ-સંતકું વહેંચ દિયા. ઈ પંથો અગમ અગોચર નિરવાણ.*

*પાટકી છાયા કૌન બૈઠે ? પાટકી છાયા આપ બેઠે. આપકા ક્યા નામ ? આપકા નિજ નામ. નિજ નામ કહાં સે આયા ? નિજ નામ શુનમેંસે આયા. શુનમેં સે ક્યા લાયા ? ઈંડરેખ, જલરેખ, પવનરેખ, ધનરેખ. સો સૂકા સો લીલા, સો પીળા સો રાતા, સેજ અવસરે પ્રભાતે તરપતા, બારે દશાયે અનંત કોટિ સાધુમાં બેઠકર ગાદીએ મા'દેવજીને દેવી ઉમૈયાકું મહામંત્ર દિયા, સૂકાં ઈંડ લીલાં થિયાં, શુકદેવ હરિચરણમાં ગિયાં, સાંઈકું સલામ, ગુરુકું પરણાંમ, નાથજીકું આદેશ, કાપડીકું જીનામ, અતીતકું નમો નારાયણ, ભગતકું રામરામ, બ્રામણાંને નમસ્કાર, ફકીરકું અલલ્લા, જતિ-સતી સબ ગતગંગાકું જે જે સીતારામ....'*

મહામંત્રની સાથોસાથ ક્યાંક ક્યાંક અવિનાશી ગાયત્રી પણ બોલવામાં આવે. જેમાં દત્તાત્રેય તથા અવિનાશી પરમાત્મા વચ્ચેની પ્રશ્નોત્તરી હોય. મહાપંથી-બીજમાર્ગી- નિજારી પાટ-ઉપાસકો અધ્યાત્મમાર્ગમાં પડેલા કોઈપણ ધર્મ-સંપ્રદાય-પંથના અનુયાયીઓને આવા પ્રશ્નો ખૂબ કરે અને પોતાને ઇચ્છિત ઉત્તર ન સાંપડે ત્યારે સામેની વ્યક્તિની હાંસી ઉડાવે.

## અવિનાશી ગાયત્રી

*દત્તાત્રેય ઉવાચ : 'બ્રહ્મા કોણ, મન કોણ, પ્રાણ કોણ, હંસ કોણ, શૂન્ય કોણ, જીવ કોણ, શિવ કોણ, નિરંજન કોણ, અવિનાશી કોણ ?'*

અવિનાશી ઉવાચ : 'પ્રાણ નિરંજન' મન દેશ 'હંસ અવિનાશી' શૂન પવનાં, શૂન કાળ, જીવ કર્મ, બંધન, શિવ કર્મમુક્તિ, મુક્તિ નિરંજનની.'

દત્તાત્રેય ઉવાચ : 'ક્યાં વસે મન, ક્યાં વસે પવન, ક્યાં વસે પ્રાણ, ક્યાં વસે શબ્દ, ક્યાં વસે બ્રહ્મા, ક્યાં વસે કાળ, ક્યાં વસે જીવ, ક્યાં વસે શિવ, ક્યાં વસે નિરંજન ?'

અવિનાશી ઉવાચ : 'હૃદય વસે મન, નાભિ વસે પવન, નિરંજન વસે પ્રાણ, હૃદય વસે શબ્દ, બ્રહ્માંડ વસે બ્રહ્મ, ગગન વસે અંશ, અનુપમાં વસે શંભુ, કર્મ વસે કાળ, કાયા વસે જીવ, ચન્દ્ર વસે સુખમણા, સુખમણા વસે નિરંજન.'

દત્તાત્રેય ઉવાચ : 'હૃદય ન હતા તો મન ક્યાં હતા ? નાભિ ન હતી તો પવન ક્યાં હતા ? હૃદય ન હતા તો શબ્દ ક્યાં હતા ? જ્ઞાન ન હતા તો હંસ ક્યાં હતા ? કર્મ ન હતા તો કાળ ક્યાં હતા ? અનુપ ન હતા તો શૂન્ય ક્યાં હતા ? શૂન ન હતા તો જીવ ક્યાં હતા ? ચન્દ્ર ન હતા તો શિવ ક્યાં હતા ? સુખમણા ન હતી તો નિરંજન ક્યાં હતા ?'

અવિનાશી ઉવાચ : 'મન અનુપમાં, પવન નિરાકારમાં, શબ્દ પ્રાણ અવિગતમાં, બ્રહ્મ જ્યોતમાં, કાળ અનુપમાં, અનંત નિર્ગુણમાં, જીવ શિવમાં, શિવ નિરંજનમાં, નિરંજન અવિનાશીમાં હતા...'

દત્તાત્રેય ઉવાચ : 'કહો સ્વામી, મનકા જીવન કૌન ? પ્રાણકા જીવન કૌન ? અંશકા જીવન કૌન ? કાળકા જીવન કૌન ? અવિનાશીકા જીવન કૌન ? શૂનકા જીવન કૌન ? શિવકા જીવન કૌન ? નિરંજનકા જીવન કૌન ?'

અવિનાશી ઉવાચ : 'મનકા જીવન આતમા, પ્રાણકા જીવન બ્રહ્મ, કાળકા જીવન હંસ, હંસકા જીવન શૂન, શૂનકા જીવન શિવ, શિવકા જીવન નિરંજન, નિરંજનકા જીવન નિરાકાર...'

દત્તાત્રેય ઉવાચ : 'કહો સ્વામી, કહાંસે ઉત્પન્ન નિરંજન ? કહાં ઉત્પન્ન શૂન, કાયા, બ્રહ્મ, પ્રાણ ? કહાં સે ઉત્પન્ન મન ? કહાં સે ઉત્પન્ન પવન ?'

[illegible] ઉવાચ : 'અલીલ ઉત્પન્ન નિરંજન, નિરંજન ઉત્પન્ન

*શિવ, શિવ ઉત્પન્ન કાળ, કાળ ઉત્પન્ન શૂન્ય, શૂન્ય ઉત્પન્ન જ્યોતિ, જ્યોતિ ઉત્પન્ન સ્વરૂપ, સ્વરૂપ ઉત્પન્ન બ્રહ્મ, બ્રહ્મ ઉત્પન્ન અવિગત, અવિગત ઉત્પન્ન પ્રાણ, પ્રાણ ઉત્પન્ન મન, મન ઉત્પન્ન હંસ, હંસ ઉત્પન્ન પવન, પવન ઉત્પન્ન શ્વાસ.....'*

*દત્તાત્રેય ઉવાચ : 'કહો સ્વામી, તન છૂટે મન કહાં સમાણા ? શૂન કહાં સમાણા ? પવન કહાં સમાણા ? હંસ કહાં સમાણા ? શબ્દ કહાં સમાણા ? પ્રાણ કહાં સમાણા ? જીવ કહાં સમાણા ? શિવ કહાં સમાણા ? નિરંજન કહાં સમાણા ?'*

*અવિનાશી ઉવાચ : 'તન છૂટે મન શ્વાસમેં સમાયા, શબ્દ ૐકાર મેં, ૐકાર અવિનાશીમેં, બ્રહ્મ જ્યોતિસ્વરૂપમેં, કાળ અનુપમેં, શૂન નિર્ગુણમેં, જીવ શિવમેં, શિવ નિરંજનમેં, નિરંજન નિરાકારમેં, નિરાકાર અવિનાશીમેં સમાયા...'*

*'અવિનાશી હતા આપોઆપ, નહીં જનમ, વાકો મરણ નહીં, મોહ, ક્રોધ ગુણ રૂપ નહીં, જલ, થલ નહીં આકાશ, પંખી નહીં માત, તાત, બંધુ નહીં, નિરાકાર હે જ્યોત સ્વરૂપ. અખંડાનંદ સર્વવ્યાપક અજર અમર આત્મા સો પરમાત્મા....'*

બીજમંત્ર

*'ૐ ગુરુજી બીજ બીજ મહાબીજ, બીજે પ્રગટ્યા બ્રહ્મા, કાપે કોટકોટનાં કર્મ ત્યાં વસે શિવ-શક્તિ એની વાસે નિરંજન જ્યોતિ પ્રકાશ તેનું નિરંતર ધ્યાન, ૐ ગુરુજી પ્રેમબીજ, પ્રકાશે બીજ, તેજબીજ તિન ભુ વન કે તોલે બીજે અનેક નરનારી ઓધર્યા, પ્રથમ બીજને લાગું પાય, નરનારીને ફળિભૂત થાય, નરનારી નિરવંશ ન જાય, રિદ્ધિ સિદ્ધિકા ભરે ભંડાર, ચન્દ્રદર્શન બીજ પર વાસ, શિવપ્રકાશ જે કરે બીજમંત્રકી આશ એ નરનારીનો હોવે અમરાપર વાસ...'*

*'ૐ ગુરુજી,*
*ધન ધરતી તું મેરી માય*
*બાળક હોકર લાગું પાય*
*અમ્મર ધરતી પર થિયા થાપ*
*સાધક જપે અજંપા જાપ*
*સૂકું હોય તો પાલવે*
*લીલું હોય તો ફળે બીજમંત્ર ઓહમ્ સોહમ્*
*રામજી મુખસેં ઓચરે....'*

બાર બીજમંત્ર :

(૧) 'ૐ ગુરુજી બીજ કરી સ્વામીજીને પૂછો, બીજ કરી સાહેબજીને પામો, બીજ ગુરુ ગોવિંદથી અધિક છે, જ્ઞાન કર બીજ થકી ઊતર્યા ભવ પાર....'

(૨) 'ૐ ગુરુજી બીજી બીજે ધરણી અંકાશ, ઉત્તરાખંડમેં મેરુ કૈલાસ, તિયાં શંકરનો વાસ, ચાંદો સૂરજ દીસે સોઈ, બીજ વિના દીસે નહીં કોઈ...'

(૩) 'ૐ ગુરુજી ત્રીજી બીજે દેવ થિયા ત્રણ, બ્રહ્મા-વિષ્ણુ મહેશ, સતી સીતા દીસે સોઈ, બીજ વિના દીસે નહીં કોઈ...'

(૪) 'ૐ ગુરુજી ચોથી બીજે દેવ ચાર, આપે સત્ય ના દૂજી વાર, કહે ઈશ્વર સુણો પાર્વતી, ધર્મો ઉધારણ દીસે સોય, બીજ વિના દીસે ન કોઈ...'

(૫) 'ૐ ગુ રુ જી પાંચમી બીજે પંડિત સંદેશો, તિયાં વરણ મળ્યા અઢાર, અડસઠ તીરઠ મળ્યા સો, બીજ વિના દીસે ન કોઈ...'

(૬) 'ૐ ગુરુજી છઠ્ઠી બીજે ખટ દરશન જાણો, અઠાસી હજાર ઋષઈનો આવ્યો ટાણો, જ્ઞાની ધ્યાની દીસે સોઈ, બીજ વિના દીસે ન કોઈ...'

(૭) 'ૐ ગુરુજી સાતમી બીજ સાત વાર, સાત સમુદ્ર સાત પાતાળ દીસે સોઈ, બીજ વિના દીસે ન કોઈ....'

(૮) 'ૐ ગુરુજી આઠમી બીજે પૂરો આશ, અડસઠ તીરથનો ગતમાં વાસ, ફૂલ પવનાં દીસે સોઈ, બીજ વિના દીસે ન કોઈ...'

(૯) 'ૐ ગુરુજી નવમી બીજે નવ નાથ ચોરાશી સિદ્ધ, વીર પીર દીસે સોઈ, બીજ વિના દીસે ન કોઈ...'

(૧૦) 'ૐ ગુરુજી દસમી બીજે દશ અવતાર, દશમે દ્વાર, બિરાજે રામ, દશ નામ દીસે, બીજ વિના દીસે ન કોઈ...'

(૧૧) 'ૐ ગુરુજી અગિયારમી બીજે હુ વા અંજવાલા, ચોંસઠ જોગણી નવલખ તારા, વીર પીર દીસે સોઈ, બીજ વિના દીસે ન કોઈ...'

(૧૨) 'ૐ ગુરુજી બારમી બીજે બાર અલખ બાળ, રાજફુલનારા વરખની છાયા દીસે સોઈ, બીજ વિના દીસે ન કોઈ...'

'બાર બીજમંત્ર સંપૂરણ ભયા, અનંત કોટિ સિદ્ધોં મેં બૈઠકર ગુરુ રામાનંદે કહ્યા... જે જે સીતારામ....'

જ્યોતના પ્રાક્ટ્ય પછી તમામ જતિ-સતી એક પછી એક નમનમંત્રો બોલતાં વીરગાદી, પીરગાદી, સાખિયાગાદી અને જોગણીગાદીને નમસ્કાર કરે છે. પાટની સામે બેસીને કોટવાળ દ્વારા વાયક સમયે આપવામાં આવેલ લાલ ચોખા 'સાધકા' પાટ ઉપર પધરાવી સાથે પોતાની શક્તિ મુજબ દક્ષિણાની રકમ મૂકી ચાર વખત નમસ્કારવિધિ કરે છે. સર્વપ્રથમ નમસ્કાર આકાશ તરફ જોઈને નિર્ગુણ નિરાકાર [illegible] ચારે દિશામાં હાથ જોડી સદ્‌ગુરુ સ્વરૂપે

વ્યાપ સાકાર બ્રહ્મને કરવામાં આવે, ત્રીજા નમસ્કાર પોતાના દેહમાં રહેલ આત્મસ્વરૂપ પરમાત્માને કરવામાં આવે અને ચોથા નમસ્કાર પોતાના બંને હાથ પીઠ પાછળ બાંધી પાટ સમક્ષ મસ્તક નમાવીને કરવામાં આવે. આ વખતે એવો ભાવ દર્શાવવામાં આવે કે મારું તન, મન, ધન સર્વસ્વ હું નિરંજન નિરાકાર જ્યોતિસ્વરૂપ પરમાત્મા અને એના સાકાર સ્વરૂપ આચાર્યગાદીએ બેઠેલા સદ્‌ગુરુને અર્પણ કરું છું.

ત્યારબાદ પાટ ઉપર દર્શાવવામાં આવેલ પ્રથમ ગાદી પીરગાદી – આચાર્યગાદીએ બિરાજમાન ગુરુ દત્તાત્રેયને વંદન કરવામાં આવે, એ પછી ક્રમશઃ બીજી ગાદી શક્તિગાદી કે જોગણીગાદીને, ત્રીજી ગાદી વીર ગાદીને (હનુમાનજી)ને તથા ચોથી ગાદી સાખિયાગાદી(ગણેશજી)ને તેમના ચોક્કસ મંત્રો સાથે નમન કરવામાં આવે. એની સાથોસાથ પાટ સમક્ષ એ ચાર ગાદીના પદે બિરાજમાન પૂરોહિતોને પણ વંદના કરવામાં આવે.

## (૧) આચાર્યગાદીને વંદન

*'ૐ ગુરુજી સાર સાર મહાસાર, ગાદીએ બેઠા*
*ગુરુ આચાર, ગુરુ આચાર કરે અલખ પૂજા,*
*અલખ નિરંજન ઔર નહીં દૂજા, શિવ પૂજે*
*શક્તિ પૂજે, પૂજે ગુરુકા પાય, પંચ દેવ મળી,*
*આજ્ઞા આપે લાગું આચાર ગાદીકું પાય....'*
*'પાટ નમું ઠાઠ નમું, નમું ગુરુના પાય, સહુ સંતો મળી*
*આદેશ*
*દિયો તો લાગું પીરગાદીને પાય.... '*

*'ૐ ગુરુજી, આવો જીવડા ગુરુ ધારીએ,*
*ગુરુ બિન ઘોર અંધાર,*
*સતગુરુ પાયા પાંડવા, ખોલ્યાં ધરમ દુવાર,*
*ગુરુ ચરણ હે તીરથ દ્વાર,*
*ભવસાગરસે હોવે પાર,*
*ગુરુ ચરણ ધોવાની જુગતિ*
*ગુરુ ચરણમાં પામો મુગતિ*
*નુગરાના મુખ મત દેખો ભાઈ*
*મુખ દેખે આવ્યા મરડાઈ*
*એનાં લાગે કલંક*

વિણ ગુરુકા રાવણા પલમેં તૂટી લંક
ગુરુ ગંગા ગુરુ કાશી થાણા
ગુરુકે મહિમા અગમ અપારા
ગુરુ બતાવે સતકા ખેલા
દશ અવતાર ગુરુકા ચેલા
સત સત સત હે સત અલેખ
ષડ્દર્શન હે સદગુરુ ભેખ
ગુરુએ તાર્યા ક્રોડ હજાર
અટલ અભંગી ગુરુ આચાર
ગુરુમંત્ર મહિમા સંપૂરણ ભઈ, શિવકે ધ્યાનમેં ગુરુ ગોરખનાથે
કહી - જતિ સતી સબ ગતગંગાકુ જે જે સીતારામ....'

(૨) જોગણીગાદીને વંદન

'ૐ ગુરુજી ઉત્તરાખંડમેં જોગણી ખડી, હીરા માણેક મોતીએ જડી, હું પુત્ર તું મોરી માય, દઈ પરકમ્મા લાગું પાય, શિવ પૂજું, શક્તિ પૂજું, પૂજું ગુરુકા પાય, પંચ દેવ મળી આજ્ઞા આપો તો લાગું જોગણીગાદીને પાય.... '

(૩) વીરગાદીને વંદન

'ૐ ગુરુજી વીર વીર મહાવીર, સૂકી નદીમેં ચલાવે નીર, કાળ ક્રોધ દુશ્મનકું મારે તીર, ચોંસઠ જોગણી બાવન વીર, ભૂખેકું ખીલાવે ખીર, પિયાસેકું પીલાવે નીર, નાગેકું ઓઢાડે ચીર તો જાણું મેં સચ્ચા વીર, શિવ પૂજું શક્તિ પૂજું, પૂજું ગુરુકા પાવ, પાટ નમું ઠાઠ નમું, નમું સતગુરુ પાય, પંચ દેવ સૌ સંત મળી આજ્ઞા આપો તો લાગું વીરગાદીને પાય.... '

(૪) સાખિયાગાદીને વંદન

'ૐ ગુરુજી સાખિયા બેઠા આચારજી કે પાસ,
દેખે એવું કહેવે, દોષ પાપસેં ન્યારા રહેવે,
શિવ પૂજું, શક્તિ પૂજું, પૂજું ગુરુકા પાય,
પંચ દેવ મળી આજ્ઞા દિયો તો લાગું સાખિયાગાદીકું પાય.

*ૐ ગુરુજી પૃથવી પાટ, ચાંદો સૂરજ દોનું સાખિયા બેઠા નિરંજન પાસ, જેવું દેખે તેવી પૂરે શાખ, પાપ-પુણ્યથી રેવે નિરાળા, પાટ નમું, ઠાઠ નમું, નમું ગુરુકા પાય, સઉ સંત મળી આદેશ દિયો તો સાખિયાગાદીને લાગું પાય.... '*

(૫) ભંડારીને નમન

*'ૐ ગુરુજી, ભંડારી બેઠા ભંડાર મેં રિદ્ધિ સિદ્ધિ ઉસકે હાથ, દહીં દૂધ બ્રહ્મા પૂરે, ગરથ પૂરે ગુણેશ, શિવ પૂજું, શક્તિ પૂજું, પૂજું ગુરુકા પાય, પંચ મહેશ્વર દિયો આગના તો લાગું ભંડારીને પાય.... આદેશ, આદેશ, આદેશ.... '*

*'ૐ ગુરુજી, આવો દેવી જ્વાલામુખી, ભરો ભંડારા, રાખો સુખી, રિદ્ધિ સિદ્ધિ આપો મારી સાથ, દેવી ચાલ્યા બ્રહ્મા સાથ, અન્ન પુરો અન્નપુર્ણા દેવી, ગરથ પુરે ગણેશ, માયા પુરે મહાદેવ, પવન પુરે પાણી કહે ગોરખનાથ વાણી...'*

(૬) કોટવાળને નમન

*'ૐ ગુરુજી, ટેલવા ઊભા ટેલ કરે, કરે સંતોં કી ટેલ, સોના છડી રૂપા હાથા, હજુર્યો ઉસકે હાથ, શિવ પૂજું, શક્તિ પૂજું, પૂજું ગુરુકો પાય, પંચ મહેશ્વર દિયો આગના તો લાગું ટેલવા સંતકો – લાગું કોટવાલકો પાય.... આદેશ, આદેશ, આદેશ.... '*

આ રીતે નમસ્કાર કરીને ચરણામૃત તથા પ્રસાદ લેવામાં આવે છે. પ્રસાદને અહીં 'કોળી' શબ્દથી ઓળખાવવામાં આવે છે. મૂળ સંસ્કૃત 'કવલ' શબ્દથી 'કોળિયો' શબ્દ ઊતરી આવ્યો છે. થાળીમાં દૂધ ભાત અને સાકર મેળવેલાં હોય અથવા ચૂરમાનો પ્રસાદ હોય. ક્યાંક ક્યાંક ઘઉંના લોટને ઘીમાં શેકીને બનાવેલો શીરો હોય, તેના પર શ્રીફળના ટુકડા મૂક્યા હોય.

*'દેજો પ્રમાણ'* એમ કહીને કોટવાળ પ્રસાદ આપે ત્યારે બીજમાર્ગી જતિ-સતી બોલે : *'સત નિર્વાણ'.*

કોળી મંત્ર

*(૧) 'ૐ ગુરુજી અરબત નરબત ધુંધુકારા, સત શબ્દ ૐકાર, પેલી કોળી આવે, કોળી જાયે, કોળીએ કીધાં રાજ, કોળીએ સિદ્ધા ધ્રુવ પ્રેહલાદ, જે કોઈ અલખ ધણીના પાટની પાવળ કોળીની આશા કરે તેનો અવશ્ય વૈકુંઠમાં વાસ, લોહ સારના ચણા, મીણના દાંત પંચમાં*

ભેળા બેસી ચાવતા, પડ્યા પંડને ઉઠાડતા, ચાર પાણી, ચાર ખાણી, ચાર અલેખની વાણી, ન બોલે શબ્દથી કોળી તેનાં તો એકોતેર પરિયાં નરકે જાય, બોલે શબ્દથી કોળી એનાં એકોતેર પરિયાં અમરાપર જાય, સહસ્ર ઘોડ, સહસ્ર પ્રાણ, નિયાં બેઠા અલખ નિરવાણ, લાવો સંતો કોળી પાવળનાં ફરમાન, પાંચે દીધી, દશે ફરમાવી, મેલી મુખની માંય, કોળી મંત્ર જાપ સંપૂરણ ભયા, અનંત કોટિ સિદ્ધોંમેં બૈઠકર શિવે શક્તિકું કહ્યા, સૌ સંત મળીને આજ્ઞા આપો તો કોળી મુખમાં સમાય....'

(૨) ૐ ગુરુજી કોળી કોળી મહા કોળી, મહા કવલી પાડે સાદ, પાડે સાદ સંત લે સમાધ, જો કવલીકી કરે દુ ભ્રાન્ત, ચડે ચંડિકા માયકે દાંત, મારે છૂરી કાઢે આંત, જો કરે કવલીકી આશ, પાવે સંત અમરાપુર વાસ. કોળી મંત્ર જાપ સંપૂરણ હુ વા, ગાદીએ બેઠ ગુરુ ગોરખનાથે કહ્યા.... '

(૩) ૐ ગુરુજી અગમ ખડકી, નિગમ દરવાજા, બંકનાળ અમૃત હાલે અપરંપારા, સત રખી બુંદ કમળકા ફૂલ, ચોરાશી સિદ્ધના એક જ મુખ, કોળી મંત્ર કહી થાપે તો વૈકુંઠ જાવે.... '

(૪) ૐ ગુરુજી કોળી તો કેસર ક્યારી, ક્યા પૂછે હે જાત હમારી. અવધૂત, એક માય તે ત્રણ પુત્રી, જાગે સંત, કંટક સોતા, પેલી કોળી દુશ્મની દેવી, મેરી કોળી પટ રંગેલી, ગગન મંડલસે આખા મેલા, આવો સિદ્ધા કરો વિચાર કાયકા પાટ કાયકા ઠાઠ.... સુધરા હોય સો કોળી લેવે, નુગરા કોળી પીછે દેવે.... ૐ ગુરુજી મોતીકા પાટ, સોનેકા ઠાઠ, કોળી આવે કોળી જાવે, કોળીમેં તો સાધ સમાવે, કોળી ગતગંગામેં આવે, જે કરે કોળીકા આશ, સો પાવે અમરાપર વાસ, જે કરે કોળીકા ભ્રાંત તોડું ગરદન આંત દઈ જાપ, ઈતના કોળી મંત્ર જાપ સંપૂરણ હુ વા અનંતકોટિ સિદ્ધમેં બૈઠકર ગુરુ દતાત્રેયને કહા...

'કોળી' લીધા બાદ હાથ ધોઈને ફરી પાટના અને ગુરુના નમસ્કાર કર્યા બાદ ગુરુ પાસે બેસી 'પાવળ' લેવામાં આવે. 'પાવળ' એટલે અંજલિ – ચરણામૃત. મહાપંથની માન્યતા મુજબ ચાર યુગની ચાર પાવળ આંસુ, પરસેવો, સંત ચરણામૃત અને મદિરા કે વીર્યમિશ્રિત જળ. આજે બહુધા પવિત્ર જળ આપવામાં આવે છે. છતાં ક્યાંક ક્યાંક ગુપ્ત પાટમાં મદિરા, રક્ત કે વીર્યમિશ્રિત ચરણામૃત હોય છે એવું સાંભળ્યું છે.

પ્યાલા જુદી જુદી જંગ્યાએ-જુદાજુદા ગુરુએ જુદા જુદા હોય. ક્યાંક ક્યાંક કેસર મિશ્રિત જળ, ભાંગ, સાકર-એલચીવાળુ દૂધ, શરબત વગેરે ત્રણ ચાર પ્યાલા પણ નાની નાની વાટકીમાં આપવામાં આવે. ક્યાંક સીધી જ પાવળ-અંજલિમાં અપાય, ક્યાંક સીધા મોઢામાં જ પ્યાલો-ચરણામૃત પાવામાં આવે છે.

પાટના ચારે ખૂણા પાણીમાં ધોઈ ગોળ-પાણી નાંખી સતીના પડદા પાછળ લઈ જાય ને જતિ-સતી જ્યોતિ સમક્ષ પ્યાલો લઈ આવે. આંચાર્ય પ્યાલામાં મુદ્રા (સિક્કો ધાતુનો) ફેરવે પછી પ્યાલામંત્ર બોલી ચરણામૃત અપાય.

## વાડીદર્શન

જાત-ભાતના ભેદ મટાડવા હરિજન સાધુ અથવા હરિજન કે ભંગી જ્ઞાતિના ભક્તને ખાસ સ્થાન આપવામાં આવે જેને વાડી કહેવામાં આવે. ઘણીવાર પ્રસાદની વહેંચણી તેમના હાથે જ કરવામાં આવે છે.

પ્રસાદ લેનાર હાથ બીડી ઊભાં ઊભાં જ ત્રણ આંટા ફરે. ચક્કર/કુંડાળું કરે. પછી જમણો પગ કે ડાબો પગ પછાડે આ વખતે બોલાય 'આરી-ધારી ને સિસકારી નવજાતને નકારી..' પછી જ પ્રસાદી આરોગે.

## આરતિ

યજમાન પતિ-પત્નીને હાથે કાંડા બાંધી આરતિ કરાવે. જેમાં આરતિ બોલવામાં આવે :

(૧) ઘટપાટની આરતિ : 'નવસેં નાડી બોંતેર કોઠા..'

(૨) ચાર જુગની આરતિ

હું તો આરતિ ઉતારૂં નકળંગીની...'

પછી જ્યોતને આરતિ-ધૂપ આપવામાં આવે. એક થાળીમાં ચોખા ગુલાલ સોપારી મુદ્રા લઈ આરતિ ઉતારી જળધારા પ્રદક્ષિણા આપીને જ્યોતિ-ગુરુગાદી -સર્વ ગાદી તથા ગતગંગા સમક્ષ ફેરવવામાં આવે.

## ચરણામૃત - પાવળ મંત્ર

*'ૐ ગુરુજી ઓંપારા સોંપારા, સહસ્ર સુધારા, અમરલોક શું ઊતર્યા પારા, સોઈ કારજ સુધારો હમારા....*

*ખંડકી બુંદ થરહર કાયા, જતિ ગોરખ આપ ક્યા લાયા, પ્રેમ જ્યોત સે ઊતર્યા પિયાળા, લા લાયા પિયાલા, લે જતિ હનુમાનકું દિયા, જતિ હનુમાન ઘર કન્યા કુંવારી, નિત નિત ઘોડે કરે અસવારી, ફરે ન ફૂટે ન કરે બાસ, રક્ષા કરે ભોરંગનાથ, જરે લિંગ, ભરે ભંગ, તેત્રીસ*

*કોડ દેવકું ચડે રંગ, સોનાકા થાલ, રૂપાકા પ્યાલા, ભરભર પીવે ગોરખ બાલા, એ પિયાલા પીવે અજરા જરે, એની રક્ષા નાથ નિરંજન કરે, જ્યાં રહે જતિ, રાખે સતી એમાં પાપ જાય પરલાગતિ,*

*અઘોરકુંડ પર મિલકે આયા, બારા બીજસું પિયાલા લાયા, પઢ મંત્ર પ્યાલા સાધન કરે તે જતિ સતી અમરાપર તરે, વન્યા મંત્ર પિયાલા કરે પંડ પડ્યે ઈ નરકે મરે.... '*

ચરણામૃત લીધા પછી દરેક જતિ-સતીએ 'સતી'ના સ્થાપનનું પૂજન કરવાનું હોય. તંત્રની પરિભાષામાં કુલ એટલે શક્તિ અને અકુલ એટલે શિવ - એ બંનેનું પૂર્ણમિલન જે યોજે છે તે તાંત્રિકોમાં સર્વોચ્ચ અવસ્થાને પામેલો 'કૌલ' છે. પ્રાણાયામ અને હઠયોગની વિવિધ ક્રિયાઓ - મુદ્રાઓની સાધના પછી સાધક એટલો શક્તિશાળી બને કે સંભોગ સમયે સ્ત્રીના રજને પણ પાછું ખેંચીને પોતાના વીર્યાશયમાં પ્રાણાયામ દ્વારા ઉષ્ણતા આપીને એમાં રહેલા જલતત્ત્વનો ભાગ સૂકવી નાખે અને ઓજસના રૂપમાં લોહીમાં ભેળવી દે. તંત્રની આ પ્રક્રિયા આજે લગભગ લુપ્ત થઈ ગઈ છે.

પાટની બાજુમાં પડદા પાછળ 'સતી'નું સ્થાપન થાય એ વખતે મંત્ર બોલીને પડદો બાંધવામાં આવે.

### પડદો બાંધતાં

*'ૐ ગુરુજી પડદે આવું ગુરુ વિચાર, પડદે ધરમનો જે જે કાર, પડદે પડદે કીજે સાધ, અગમ પંથનો ઈ આરાધ, પડદે મારગ જાગે સોઈ, જતિ-સતી પડદામાં હોઈ, પડદા ધરમનો કરો ઉપાય, પડદો બાંધું ગુરુને લાગી પાય.... એતા પડદા મંત્ર સંપૂરણ ભયા.... અનંત સિંધુમેં બેઠ શિવે પારવતીકું કહ્યા.... ગતગંગાકું જે જે સીતારામ....'*

સંપૂર્ણ બીજમાર્ગી ક્રિયાઓને જાણતી હોય, દરેક મંત્રોની જાણકાર નિજારી હોય એવી એક નારી ગુરુઆજ્ઞાએ નિર્વસ્ત્ર થઈને પડદા પાછળના એ સ્થાપન પર બેસે. ત્યારબાદ આચાર્ય પોતે પડદા પાછળ જઈને સતીની પૂજા કરે. એના પગ પખાળીને ચરણામૃત લીધા પછી ચંદન, પુષ્પથી પૂજન કરે. 'સતી'ની યોનિનું પૂજન કરતાં આચાર્ય મંત્ર બોલે

*'ૐ ગુરુજી પાતાલકી મહીં આકાશકા નીર, કુંડા ઘડ્યા તોતલાવીર, કુંડું ગાડે નહીં ચાલે, કુંડું પાડે નહીં ચાલે, કુંડું શબદસે ચાલે. કુંડામેં કૌન બૈઠા ? બ્રહ્મા-બ્રહ્માણી, ઈન્દ્ર-ઈન્દ્રાણી, ધરતી અંકાશ, પવન પાણી, ચાંદો સૂરજ, નવલખ તારા, કુંતામાઈ, પાંચ પાંડવ, નવનાથ ચોરાશી*

*સિદ્ધ. કુંડામેં બેઠા ગોરખબાલા. કુંડા જાપ સંપૂરણ ભયા. એતના જાપ જપો તો જયજયકાર, જાપ જપકર કુંડા કિયા, કુંડા પર બેઠા તો અમરાપર જાયગા, વન્યા મંત્ર કુંડા પાવર બેઠા તો નરકે જાય. ગાદીએ બેઠ સતગુરુને કહ્યા.... સાંઈકું સલામ, ગુરુકું પરણામ, જતિ-સતી ગતગંગાકું જે જે સીતારામ.... '*

ત્યારબાદ ગુરુ પોતે પોતાની ગાદીએ આવીને એક પછી એક પુરુષને સતીના પૂજન માટેની આજ્ઞા આપે.

*'ૐ ગુરુજી સોનાકો દેવળ, રૂપાકા કમાડ, ઈશ્વર અવધૂત આયે દ્વાર, તે પારવતી ખોલે દેવ દ્વાર, અજરા જરે સો બ્રહ્મ સમાન, જતિ - સતી સબ ગતગંગાકું જે જે સીતારામ.... '*

પડદા પાછળ ઊભો રહીને પુરુષ મંત્ર બોલે. આ વખતે જતિ-સતી વચ્ચે પ્રશ્નોત્તરી ચાલે.

*'ૐ ગુરુજી, પડદે આવે, પડદે જાવે. પડદામાં તો સાધ સમાવે, આવતાં પુરુષને ને વળતાં ભાઈ, ગુરુ વચને કરી કમાઈ. પાંચ મળીને ફરમાણાં દેજો, બેસો પડદામાંય, તું મેરી જનુની, મેં તેરા જાયા, દસ માસ ઓદર રે આયા, પોળ પરદાકું લાગું પાય, પાતર પૂરો મોરી માય, જે જાણે શબદકા ભેદ, તે ગુરુ શબદે સાંધે અલેખ, અજરા જરે સો બ્રહ્મ સમાન, ગતગંગાકું જે જે સીતારામ.... '*

સતીના પૂજન માટે પડદા પાછળ જતી વખતે પુરુષે પણ નિર્વસ્ત્ર બની જવું પડે. અત્યારે તો વીસા પાટ-ઉપાસનામાં પ્રવેશ કરતાંની સાથે લગભગ તમામ જતિ-સતી નિર્વસ્ત્ર બની જાય છે. ગુપ્ત વીસા પાટમાં દરેક સ્ત્રી-પુરુષ નિર્વસ્ત્ર બન્યા પછી જ જ્યોત-પાટનું પૂજન-દર્શન કરે છે. પરંતુ નિર્વસ્ત્ર બનવાની ક્રિયા માત્ર સતી-પૂજન સાથે જ સંબંધ ધરાવે છે.

પડદા સામે આવીને પુરુષ મંત્ર બોલે :

*'ૐ ગુરુજી પડદે આવું પડદે જાવું, પડદે કરું કમાઈ, પંચદેવ આગના કરો તો આવું પડદા માંય, પડદે ધરતી, પડદે આકાશ, પડદે પાંચ સંતનકો વાસ, જો જાણે પડદાનો ભેદ, આપે કરતા આપે દેવ.'*

***'સફેદ પડદા ને લીલી બારી, તિયાં બેઠી બાળકુંવારી, ચડતો પુરુષ ઊતરતો ભાઈ. પડદા ખોલો મારી માત.'***

આ વખતે પડદા પાછળથી 'સતી'ના સ્થાપન પર બેઠેલી નિજારી સ્ત્રી પ્રશ્ન કરે :

શક્તિ પ્રશ્ન :

*'કોણ આસન, કોણ પથારી,*
*કોણકા ધરો ધ્યાન;*
*આદ્ય શક્તિએ પૂછિયું,*
*કોણ તમારા નામ.... '*

જતિ ઉત્તર :

*'આસન ધરતી પથારી વૈકુંઠ,*
*આદ્ય પુરુષ ધરું ધ્યાન;*
*પુરુષ કહે આદ્ય શક્તિને,*
*ઈશ્વર જતિ હમારા નામ.... '*

શક્તિ પ્રશ્ન

*'આસન બાંધું બેસણ બાંધું,*
*બાંધું દસ દરવાજા;*
*તુજકો બાંધું તેરે ગુરુકો બાંધું,*
*કહાં જાએ અસવારા ?'*

જતિ ઉત્તર :

*'આસન છોડું, બેસણ છોડું,*
*છોડું દસ દરવાજા;*
*ગુરુ થકી મેલાણા છૂટા,*
*ફરું અગમ અસવારા.... '*

આ રીતે સામસામી પ્રશ્નોત્તરી બાદ 'જતિ'ને પડદા પાછળ પ્રવેશવાની રજા મળે, ત્યારબાદ –

સતીની આજ્ઞા લઈને પુરુષ એના પગ પખાળે, જમણા પગનો અંગૂઠો ધોઈને એનું ચરણામૃત લે.

*'ૐ ગુરુજી નેમ તળાવ, નેમ જળ, નેમે બાંધી પાળ,*
*જાંબુદ્વીપના ભાઈલા, પગ પખાળે માયં.'*

ત્યારબાદ સતીની પૂજા કર્યા બાદ આરતી ઉતારે :

*'ૐ ગુરુજી, ધૂપીઆ જ્યોત, વજ્ર પ્રકાશ, સાખિયા જોત, ભયા પરકાશ, આવો સાખિયા કરો એકાન્ત, જાગી જ્યોત, ભાંગે ભ્રાંત, માઈ*

*કી આરતી ઉતારો, સંત અમરાપર માલો, ધૂપ જ્યોતમંત્ર સંપૂરણ ભયા.... '*

*'ૐ નમો આદેશ ગુરુકો, આદેશ ધરતી માતાકો, સોના કેરો ઝાંપલો, રૂપા કેરી પાઈ, હકમક હાલો મુંમના, જાંબુદ્વીપની સગાઈ, આગે શેરી સાંકડી, દીસે ઘોર અંધાર, બીજે ચન્દ્રમા ઊગમે અજવાળાં ઝોકાર, ધૂળ ન જાણે ભેદ, સાધુ ઘેર વધામણાં, પૂજવા કાયમ દેવ, અજરા જરે સો બ્રહ્મ સમાન.... '*

નિર્વસ્ત્ર બનીને બેઠેલી સતીનું પૂજન કરતાં કરતાં જરા પણ વિચલિત થવાય નહીં એની સંપૂર્ણ કાળજી પુરુષે રાખવી પડે. ક્યારેક સતી પુરુષને કસી જોવા તમામ વિદ્યા અજમાવે. જો પૂજન સમયે પુરુષ દૃઢ ન રહી શકે તો ડૂબ્યો ગણાય.

*'મગ જેટલી ઓરડી, તલ જેટલા કમાડ;*
*તાં છે પૂજા પાતરી , તાં છે પૂજણહાર.'*

યોનિપૂજન કરતાં કરતાં ભગમંત્ર બોલવામાં આવે. એક પછી એક પુરુષ આ રીતે સતીનું પૂજન કરવા આવે, એની પરિક્ષા લેવાય. બહાર આવતાં ગુરુ પૂછે 'ડૂબ્યો કે તર્યો ?' જો પુરુષ વિચલિત થયો હોય તો પાછળથી 'સતી' તરીકે બેઠેલી સ્ત્રીને (કદાચ તે પોતાની પત્ની જ હોય તો પણ) ધર્મની બેન ગણીને એક વર્ષ સુધી કાપડાંની રકમ ચૂકવવી પડે.

## ભંગવાનો ગુરુમંત્ર - ૧

*'ૐ ગુરુજી, અરબદ નરબદ ધુંધુકારા, શિવશક્તિ મિલકર કિયા પસારા, જગ ઉપાયા, વીસા કરકે લિંગ બનાયા, આવો શક્તિ એસા કીજે, નખસે ચીરા, અંદર દીજ ચીરા, નખ ચીરકે ભંગ બનાયા, જિનમેં નિકલ્યા ગેરૂ પાની, સવા હાથકા ભંગવા રંગિયા, ઈ શિવશક્તિકી એંધાણી, ઈશ્વર પારવતી મિલ આયો ભેખ, વીસા લીધે શિવ કરત અલેખ. અલેખ ઊગ્યા સંત ગુરુ સે લિંગ, સંતકે શિર ભગવા બનાયા, લીલી ધરતી લીલી કાયા, કિસને દિયા કિસને પાયા, સાધુને દિયા સાધુયે પાયા, ગેરૂ પાનીકા કૂવા મેલા, દત્તજી ચલે દિસવારાં, કરિયા ભગવા ભેખ, દત્ત દિગંબર ગોરખ બાલા લીના અલખ તણા ઉપદેશ. ભંગવાકા ગુરુ*

*મંત્ર જાપ સંપૂરણ ભયા શિવ સદાશિવ મહાદેવજી કહ્યા અનંત સાધુને બેહદ પાયા.... '*

**ભગમંત્ર - ૨**

'ૐ ગુરુજી અરબુંદ, નરબુંદ ધુંધુકારા, શિવશક્તિને કિયા પસારા, નખ ચીરકે ભંગ બનાયા, માટી લેકર લિંગ બનાયા, જા મેં સારી સૃષ્ટિ ઉપાયા, ભગમેં ચંદા, ભગમેં સૂર, ભગમેં બાજે અનહદ તૂર, ભગમેં રતન પવનકા મેળા, ભગમેં નાદ બુંદકા મેળા, ભગમેં રતન પવનકા બુંદ જમાયા, જિન રે સારી સૃષ્ટિ ઉપાયા, ભગમેં હંસા પીવે પાણી, સોઈ વાત સકલમેં જાણી, ગુરુને ફરમાઈ ચેલાને ખાઈ વાકા પાપ દોષ નહીં ભાઈ, બેઠતાકી સ્ત્રી, ઊઠતા કી માઈ, સતગુરુ વચને કરો કમાઈ, બેઠતા કા પુરુષા, ઊઠતા કા પુતા, ગાદી બૈઠકે કહે ગુરુ અવધૂતા....

પઢ મંત્ર ભોગ કરે સો પ્રાણી અમરાપર તરે, વન્યા મંત્ર ભોગ કરે પંડ પડ્યે પરલે કું મરે... એતા ભગમંત્ર સંપૂરણ ભયા. ગાદીએ બેઠ ગુરુ ગોરખનાથે કહ્યા. સાંઈકું સલામ, ગુરુકું પરણામ.... જતિ સતી સબ ગતગંગાકું જે જે સીતારામ.... '

સતીનું પૂજન કરીને બહાર આવ્યા બાદ ગુરુની આજ્ઞા પ્રમાણે ગુરુએ સૂચવેલી અન્ય સ્ત્રી સાથે બીજમંત્ર બોલીને જાતીય સંબંધ બાંધવાની છૂટ હોય.

'ૐ ગુરુજી ૐ કેતા, અલખ બોલે સોહમ્ કેતા, વાસા અલગ તો આગે વાણી, બીજમંત્ર પરકાશા, એતા બીજમંત્ર જાપ કે પિયાલા પીવે સો સંત અમરાપર જાવે.... '

એક પછી એક તમામ જતિ-સતી આ રીતે મહિને એક વખત અજવાળી બીજને દિવસે આવી ગુપ્ત પાટ ઉપાસના દ્વારા તાંત્રિક સંભોગની ક્રિયાઓ કરે.

**ગાયત્રી બીજમંત્ર**

'ૐ ગુરુજી અરબદ નરબદ ધુંધુકારા, શિવશક્તિ મીલ કિયા પેસારા, સાર શબદને એક ઓંકારા, શબદ પૂરા સાંસે સૂર, સંતાને મોઢે વરસે નૂર, ગાયત્રી બીજમંત્ર ૐકાર વરતાણા, જમીં કુંવારી બીજ રોપાણા, જલમલ જ્યોત, નિરમલ કૂવા, નરનારીકા સંગમ હૂવા, તલે

નારી ઉપર નર, ખરે બુંદ જરે પારા, ધરમ વાવમેં હંસલે ચારા, તાર તાર માતા ગાવંત્રી, આ પંડ અઘોર વરે તારા, એતા બીજમંત્ર સંપૂરણ ભયા.... '

સંપૂર્ણપણે કામનાનાં બીજ બાળીને, સ્ત્રી-પુરુષના ભેદ મટાડીને, યોગની ક્રિયા જગાડીને અલખ પુરુષનો ભેટો કરાવવાની આ સાધનામાં હવે સંપૂર્ણ પવિત્રતા જળવાતી નથી. ગુરુઓ પણ પાખંડી અને માત્ર વાસનામાં જ રત રહેનારા બની ગયા હોવાથી ભક્ત-ભક્તાણીઓ, માત્ર કામવિલાસની ક્રિયાઓ જ કરતા હોય છે. આવા મિલનને તેઓ 'અજર પિયાલો' એવું નામ આપે છે.

## મંત્ર મળ્યાનો

'ૐ ગુરુજી, આતમ ઊગીને એકઠા હોય, નિજિયા ધરમનો મારગ જોઈ, જતિ સતી મળીએ મન શુદ્ધ, અંતર ગતમાં ગુરુ ગણ બુદ્ધ, એતા મિલન જાપ સંપૂરણ ભયા, કૈલાશ બૈઠકે શિવે શક્તિ પારવતીકું કહ્યા. સાંઈ કું સલામ, ગુરુકું પરણાંમ, જતિ સતી સબ ગત ગંગાકું જે જે સીતારામ.......'

એક પછી એક તમામ પુરુષો આ રીતે સતીના સ્થાપનનાં દર્શન-પૂજન કરી આવે ત્યાર બાદ ફરી પાટની જ્યોત સામે નમસ્કાર કરી યથાશક્તિ દક્ષિણા ધરે છે. આ વખતે આજ્ઞાપાલનનો મંત્ર પણ બોલાય છે.

'ૐ ગુરુજી સતી બેન, આવતા ભાઈ, ગુરુ વચને કરો કમાઈ, તો મોક્ષ પામો મોરા ભાઈ, ગુરુનો લોપ કરી નહીં કોઈ, સંતની સાખે આજ્ઞા પાઈ, અંતર આતમ એક સમાઈ, આગના લીધી કીધો ધરમ..... એતા આગના પાલન મંત્ર સંપૂરન ભયા, ગુરુ ગાદીએ બૈઠ જતિ-સતીને કહા..... જે....જે....સીતારામ....'

'છૂટો નિરમળ થાઈ, ગત ગંગામાં મળવા જાંઈ;
સત શબદથી નિરમળ થાઈ, ગુરુ ચરણમાં પાવન ભાઈ.

'ૐ ગુરુજી, નર જો બાંધ્યા નીમ તળાઈ, સતગુરુ બેઠા પાટ બિછાઈ, સરભંગ પ્યાલા હમકું પિલાયા, ઘટ પાટકા દરશન કરાયા....'

ત્યાર બાદ પાટ ઉપાસનાની પૂર્ણાહુતિ થાય.

## જ્યોત બુઝાવતાં/કલપ કરતાં મંત્ર બોલવામાં આવે.

'ૐ ગુરુજી શૂન શૂન મહાશૂન, આદ્ય શૂન મધ્ય શૂન, અંત શૂન,

નિરશૂન, નિર્ગુણ મહાશૂન......ૐ ૐ ૐ......

એ શબ્દ પઢકે જ્યોત કલપ કરે ઉનકા પાપકા નાશ હો, પુણ્યકા ઉદય હો, એતા જ્યોત કલપ કરનેકા મંત્ર જાપ સંપૂરણ ભયા અનંત કોટિ સિદ્ધોમેં બૈઠકર સ્વામી ગુરુ દત્તાત્રેયને કહા......'

ત્યારબાદ ઉથાપનના મંત્રો બોલી કળશ અને પાટનું ઉથાપન કરવામાં આવે. રાત્રિના ચારેક વાગ્યે જ્યોતવિદાય થાય ત્યારે હાથલડી ગાવામાં આવે જેમાં ચોથા જુગમાં કાળભૈરવની કોટવાળી બોલાય છે. જ્યોતના દિવેલને છાતીએ લગાડે ને દેવોને વિદાય કરે. બાજોઠ હલાવો, મૂર્તિઓને ચલિત કરે.

### કળશ ઉથાપન મંત્ર

'ૐ ગુરુજી કળશ થાપિયા, ઓર ઉથાપિયા ઓર સ્થાપનકી આશ, અલેખ વધાવિયા મોતીએ, વૈકુંઠ હોજો વાસ..... દેજો ફરમાન......'

### પાટ ઉથાપન મંત્ર

'ૐ ગુરુજી પાટ થાપિયા, ઓર ઉથાપિયા, ઓર થાપનકી આશ... અલેખ વધાવિયા મોતીએ, વૈકુંઠ હોજો વાસ......

'અમે તમારા બાળકા ને તમે અમારા દેવ.... દેજો ફરમાન, અજરા જરે સો બ્રહ્મ સમાન, સાંઈકું સલામ ગુરુકું પરણાંમ, ફકીરને અલલ્લા, નાથજીકું આદેશ, કાપડીજી કો જી સતનામ, જતિ-સતી સબ ગતાગંગાકું જે જે સીતારામ....'

પાટ ઉથાપન કર્યા બાદ આગમનાં ભજનો કે દેવાયત પંડિત રચિત 'દેલમી આરાધ' ગાવામાં આવે.

### 'દેલમી આરાધ'(દેવાયત પંડિત રચિત)

'ૐ સોહમ્ નામ્યા આદેશ ગુરુકો ધન્ય ધરતી આરાધું તાંએ, ઊંટ હાથ ધરતી માગું માંએ. ઊંટ હાથ પર આસન ધરું, પેલા પરણાંમ ધરતીકું કરું. ધરતી ધરણ ધરતી આકાશ, ધરતી મા ને ધરતી બાપ. ધરતી નામ ધરાનું જોય, પૂરા પંડિત કહાવે સોય. વાચ કાછના શબ્દ લહો, મંત્ર જંત્રકું કહો, નીર પવન બાંધું બંધ, અકળ બ્રહ્માંડ કલ્પ્યો ન જાય, ગતમાં પધાર્યા કાયમદેવ.

કાયમદેવે કરુણા કરી, ગતમાં બેઠા પાવલીએ કરી, ત્રિવેણી સંગમ એકાંત ગતમાં ગુરુએ વરસાવી સ્વાંત|ગતગંગા ગુરુ કે દ્વાર જાગી જ્યોત હૂવા દેદાર,|આલમની ગત અવિગત લહે ગુરુ પરતાપે ઘેલમી કહે. પ્રથમ નિકલંગી કાયમ દેવ, વરણું માતા ધરતી, માગું એક પસાય, ઊંટ હાથ દીઓ મેદની બેસું આરાધું કાયમરાય.....'

'શ્રી ઓહંગ પરેમ પાટ ધરતી કાંઈ બોલીએ, તેત્રીસ ક્રોડ દેવતા કાંઈ બોલીએ, ઓહમ્ ઓહમ્ અજંપા જાપ બોલીએ, અખણ વેદ કાંઈ બોલીએ, કાયમ તો દેશ કાંઈ બોલીએ, નૂર તો સુલતાન કાંઈ બોલીએ, ઘોડો તો નકલંકી કાંઈ બોલીએ, સાઈઠ તો ગત કાંઈ બોલીએ, પ્રેમળ તો ત્રણ બોલીએ, નુરત ગુરુ સુરત ગુરુ ગુરુજીકા દિદાર ખેવ નહીં ગુરુજી વંજરૂ કપાટ હો, વિખના સુમલ કાંઈ બોલીએ, પાવડી તો સાત બોલીએ, કપોળિયો રેવત બોલીએ, તે રેવંતનું નામ હંસાવળ બોલીએ, એના ઉપર બાવો આલમ બિરાજે, મેઘા ડમ્મર શિર ઢળશે, ધર ભાલું હાથમાં ધરશે, સહેજ સ્વામી ખડગ કાઢશે, ત્યારે કાળિંગાનું શીર છેદશે, સંતોને ઉધારશે, વિશ્વાસુને ઉગારશે.

'આલમોદ પાટણથી પધારશે, દેશનું નામ દેલમ દેશ, કૂઈ તો ફાતમા, હીરલો તો સાણી, ઓગણીસ લાખ કુરાન બોલીએ, અઢાર લાખ પુરાણ બોલીએ, ચઉદ લાખ આરાધ બોલીએ, કેવળ તો ગિનાન બોલીએ, ચાર વેદ પરગટ છે, પાંચમો વેદ ગૂપત, નવ વ્યાકરણ, અઢાર લાખ થંભા, અમીની પાવળ લઈ નૂર સતાગર પાટ પધારશે ત્યાં ચાર વેદ ભણશે, સામવેદ, રઘવેદ, જુજરવેદ, અથરવેદ, ચાર જુગના ચાર પાટ મંડાવશે, આલમ કોને ભવ ડંડ. છ ડંડ નુરત ગુરુ, સુરત ગુરુ દેવ ગુરુ, માતા ગુરુ, પિતા ગુરુ, ગુરુ, દીદારથી ખેવ નહીં તિયાં છે સવરા મંડપ, તિયાં છે ચાર પરોળું, ચોરાશી થંભ.

'ઓતર દિશાથી રાજા અલખ પ્રેહલાદ આવશે. રાણી તો રતનાવળી આવશે, ગણેશ કોટવાળ, આદનાથજી પંડિત આવશે. નીલા ઘોડા, નીલા પલાણ લાવશે.

'દખણ દિશાથી રાજા હરિશચંદ્ર આવશે. રાણી તો તારામતી

આવશે, કુંવર રોહીદાસ આવશે. કોટવાળ તો હનમો, સૂરજ આવશે. ચોરંગીનાથ પંડિત આવશે, પીળા ઘોડા, પીળા પલાણ લાવશે....

'પૂરવ દિશાથી રાજા યુધિષ્ઠિર આવશે, રાણી દ્રૌપદી આવશે, પાંચ પાંડવ માતા કુંતાજી આવશે, કોટવાળ તો ગરુડ આવશે, મારકુંડ ઋષિ પંડિત આવશે, મછંદરનાથ જોગી આવશે, ત્રાંબાનો પાટ ને ત્રાંબાની થાત, કવલીની કોળી આરાધે જાગશે.

'પશ્ચિમ દિશાથી રાજા બળી આવશે. રાણી વિંજાવળી આવશે, કોટવાળ તો ભેરવ આવશે, ગુરુ ગોરખનાથ પંડિત આવશે.

'ચાર જુગના ચાર નર મળીને ચાર જુગના લગન લખાવશે. એવા સોળ જુગ વહી ગયા, કન્યા હજુ બાળ- કુંવારી છે, કહો સામીજી ક્યારે પરણશો ?

'કોણ માસ, કોણ વાર, કોણ તિથિ, કોણ નક્ષત્ર, કોણ માત ને કોણ તાત ?

માતા તો માતંગી કહી બોલીએ, પિતા તો ધન કુળ રૂખી જોત સ્વરૂપી, ગુરુ સહજ સ્વરૂપી, માસકુંપના હવન, સમલીશાસ્ત્ર, મુલતાનદ્વીપમાં પોપલેશર પાટણ પુરુષનો જનમ હોશે, મક્કા શેર પુરુષનો જનમ હોશે ત્યારે ગાજાં ગાજશે, વાજાં વાગશે. પહેલું મેલાણ સિંગલદ્વીપ હોશે, બીજું મેલાણ શાલ્મલી દ્વીપમાં હોશે, ત્રીજું મેલાણ કુંતલદ્વીપમાં હોશે, ચોથું મેલાણ જંબુદ્વીપમાં હોશે.

'તિયાં થકી સામીજી પાટ પધારશે. તિયાં છે સોનવો પરવત, મેઘડી રાણી હજુ લગણ બાળ કુંવારી, મહાનિજારી વરતનાં નીમ, અમર વર વરવાની હામ. સવરા મંડપમાં હાલશે, શામીજીને કંઠે વરમાળ રોપાવશે. તેત્રીસ કરોડ દેવતા સામીનું હાથઘરણું કરાવશે.

'ચેતો સંતો મુનિવરો, સાહેબ આવશે માનવીને વેશ. માસ આસો, વાર થાવર, તિથિ બીજ, નક્ષત્ર ભરણી છેલા સામીજી પાણિગ્રહણ કરશે.

'દૈલમ સામીજી અનેકને દળશે, કાળીંગાને મારશે. ચાંડાળી બ્રાહ્મણી, તેને છે બે બુધ, તેને છે બે દાંત, ઓછી કમાઈ નોંધીને બાવો ત્રણ તોબા કરાવશે, ઘાણીમાં ઘાલીને પીલશે.

'ગતગંગામાં સાચાંને બેસાડશે. તેમાંથી બહાર નીકળશે, ગુરુની વાચા લોપશે. ગતગંગાના પડદા ખોલશે એને પાણીમાં ઘડામાં તશ કરાવશે, કુડિયા કપટીને, વિષયના ભૂખ્યા મોહિતને બાવો ઘાણીએ ઘાલશે. એની તુંબલીના તેલ કઢાવશે, એની દીવી દળમાં ધરાવશે, અને ચીજ બાવો બાવન વાર તોળાવશે.

'હો સામીજી ! દળમાં દીવી કેટલી હોશે. પચાસ કરોડ પ્રથમી ઉપર છપન કરોડ દીવી હોશે, ઘણી ઘણી કરીને પોકારશે, મસાણમાંથી મુવાં મડદાં જીવતાં કરી બાવો બોલાવશે, એની વાચા બધો આલમ રાજા પાળશે. આવી જતિ, આવો સતી, ઓચરો કોળી ને પાવળ, હનુમાન જતિ કોળી પાવળ વહેંચશે, તેત્રીસ કોટિ દેવ આરોગશે તિયારે સોનું શ્યામ હોશે, શેરડીએ કણ લાગશે.

'સહસ્ર કિરણથી સૂરજ તપશે, હાથણી-સાંઢણીનાં વલોણાં હોશે, ઝરકડે માખણ ઊતરશે, વાઘના વેર ભાંગશે, ખારો સમદર મીઠો હોશે, કાળા કાગડાની કામશ ઊતરશે, પીપળે ફૂલ લાગશે.

'નવ વરસની નારી ગરભ ધારણ કરશે, પાંચ વરસનો પુરુષ પળિયાંટ હોશે, અબોલ મૂંગા બોલશે, બેરાં સાંભળશે, આંધળાને આંખ્યું આવશે, વાંઝણીને વેણ્ય હોશે, નાગ તો નિર્વિષ હોશે, પ્રથમીનો ભાર ઊતરશે, ખરા સંત ભગતના કલંક ઉતારશે, નકલંગી નામ બાવો ધરાવશે.

'તિયારે બાવો પદમજીના પાટે પધારશે, નકલંક ઊઠીને કલંક વોરશે, જમીન ઉપર પગ ધરશે, પૂરવ દિશાથી રાજપાટ પધારશે, સાત સરોવર વધાવશે, સતનામ વૃક્ષના છાંયે ઊભા રહેશે, સવા કરોડના સિંહાસને બેસશે, ખાવણહાર, પીવણહારને બોલાવશે, પાણીના ઘડા તશ કરાવશે. એક એક ચીજ બાવો બાવન વાર તોળાવશે, તોળનાર નહીં મળે તિયારે પાંચ પાંડવ પરગટ હોશે.

'પાંચે પાંડવ નોખાં નોખાં નામ ધરાવશે, ઈશો ને આલબદીન, ખોજો ને કમલદીન, મેલાણી મકરદીન તિયારે પદમનાથજીને પાટ પધરાશે.

'બ્રહ્મા તો પાટધારી, વિષ્ણુ તો જ્યોતધારી, મહાદેવ તો લિંગધારી, સાધુ તો કરણધારી, જતિ તો ગોરખ, સીંધ તો કનેરી, વિસ્તાર તો ગઢ ગિરનારનો કુંડ તો દામોદર એટલા વચન હરતે પાપ પરલે જાય.

'સાત સતિયું મળીને હરિને મોતીએ વધાવશે, સતિયાંને ઉગારશે, એકાંતે બેસીને બધા ફળ લેશે, નકલંક રાજા મહાલખમીને પરણશે, મંક્કા શેરના કમાડ ઊઘડશે, નાગાર્જુનના બાણ છૂટશે, મૂવેલ અજા જીવતી થાશે, ધરતીના ધન પરગટ હોશે. સંત સાધુ મળી વેંચી ખાશે, મસીદું તોડાવી ધરમશાળા બંધાવશે, શેરીએ શેરીએ શાંબ શિવ કરીને બ્રાહ્મણ પોકારશે.

'એતા હજરતકા મુખ કા દેલમી આરાધ ગુરુ દેવાયત પંડિત લાયા. અતિત કું જગત, જગત કું આદેશ, ચાર વાણી, ચાર ખાણી, ચન્દ્ર સૂરજ ને પવન પાણી.

*ક્રિયા માસ છની સોણે,*
*આસન ખટ માસ,*
*ધૂપ બતીસો સાંજ સવાર,*
*ઘીનો દીવો સવા પાશેર,*
*એક વખત અનાજ,*
*દાતણ કરતાં મુખ દક્ષિણ દિશે,*
*નહાતાં મુખ પૂરવ દિશે,*
*જાડે જાતાં મુખ ઉત્તર દિશે,*
*ભજન કરતાં મુખ પશ્ચિમ દિશે,*
*અંચલો રાતી લારનો,*
*છ મહિના દાતણ અકલકરાનો,*
*નવ સોપારી, નવ એલચી,*
*નવ જનાદી, શ્રીફળ એક,*
*બે વખત નાવું એક વખત ખાવું,*
*નરનારી, જતિ સતી,*
*કરે અલખ આરાધ,*
*ગાય શીખે સાંભળે,*

*જનમ જનમનાં પાતક જાય,*

'કહે દેવાયત હક સાહેબ સાચા હુએ જંદા કાયમ પાયા ફરમાન શાહાપીર, સાંઈકું સલામ, ગુરુકું પરણાંમ, વેરાગીકું રામરામ, કાપડીકું જીનામ, ગુંસાઈકું નમો નારાયણ, નાનકપંથી પેરીપેર, જંદાકું અલાઈઅલા સબ ભગતનકું રામ સદાજી, ભ્રામણાંને નમસ્કાર, જતિ-સતી ગતગંગાકું જે જે સીતારામ.........'

## રોજીંદા જીવનના દૈનિક મંત્રો

બીજમારગી પાટ ઉપાસકો પોતાના જીવનની દૈનિક ક્રિયાઓ ક્રિયાઓ કરતી વખતે પણ વિવિધમંત્રોનું ઉચ્ચારણ કરે છે.

### (૧) લઘુશંકાનો મંત્ર

'ૐ ગુરુ સોનેકી લિંગ રૂપેકી ધાર, ધરતી માતકું નમસ્કાર....'

(૨) 'ૐ ગુરુજી, ધરન ગગન બીચ રમતા ડોલે, માત ધરણી આગે પડદા ખોલે, મેં બાલક તું મેરી માય, દેવ પ્રેતકો ટાલો કરાય......'

### (૩) ડાલડોલ મંત્ર

'ૐ ગુરુજી ઉત્તમ ધરતી, મધ્યમ કાયા, ઊઠો દેવતાઓ મેંમ ડાલડોલ આયા.....'

### (૪) ચલમનો મંત્ર-૧

'ૐ ગુરુજી ચડી ઘુઘરી, ચડા કટારા, પાંચ તંત કે ક્રિયા પ્રકાશા ઉલટા પવન ગગન મેંમ ગરજે, સંતન કે મુખ મેં જંતર બાજે, નિરંજન પુરુષે હુકમ દિયા તો પ્રાણ પુરુષે ખેંચ્યા.....'

### (૫) હોકા-ચલમનો મંત્ર-૨

'ૐ ગુરુજી ભરી ચલમ ધર્યા અંગાર, પાંચ તતવકા કિયા પ્રસાર, ઊલટા જળ પવન કર ડોલે, પરથમ સોહો ૐ કાર, ગુરુ રેણાંકું લાગું પાય, શૂન માંત્ર અજંપાજાય, હમતાં વૈકુંઠે વાસ, બીજ માત્ર સુની એકમંન, તત નિરંજન તારે રામ.....'

### (૬) પ્રાતઃ કાળે બ્રહ્મમુહૂર્તમાં જાગવાનો મંત્ર

'ૐ ગુરુજી, જાગતે પુરુષકા સકલ પસારા, તજ આળસ કીના દીદારા, આઠ પ્રહર દુઃખ કરિયો ટાલા, ધરતીમાતા પાંવ ધરે બાલા, ૐ હરિહર બ્રહ્મ રખવાલા.'

## (૭) પૃથ્વી નમસ્કાર

'ધરતી માતા તું બડી, મોટાં તારાં નામ, રિદ્ધિ સિદ્ધિ દાત્રી, બેસણકો દે ઠામ, ઈસ નગરીમાં પેસતાં કીલું સારો ગામ, ડેરું બજતી ઢાક કીલું, આસી કીલું બાસી કીલું, જુંજણી ઉપર બન્દ કા બેલા, હનુમાન કી હાકસે ગુરુ ઉઠાયા ચેલા, જો નાખે હમારે ઉપર ઘાત, ઉલટી ઘાત એને ખાત, રક્ષા રાજા રામ કી, કોટવાળ જતિ હનુમાન કી......'

## (૮) સ્નાન ગાયત્રી

*'ૐ ગુરુજી, અસંખ જુ ગાં પહેલાં સતકી શાહી, શાહી પે બ્રહ્મકી કલા સવાઈ, સતુકારમાં સદગુરુ આયા, ધરતી આમર આદકી માયા અખે સુન્ન પર ધ્યાન લગાયા, સાતોં સાયર સ્વામી ઉપાયા, સાતોં સાગર સબકા સાખી, કરો સ્નાન ત્રિવેણી ઘાટી, સદગુરુ સાર સમજ લ્યો સાંચી, કાળ જાળકી મીટે ફાંસી, ભવસાગરમાં ભરમ મિટાવો, રતનાકરમાં રતન પકાવો, ખાર સમુદ્રમાં અમરત લ્યાવો, ઊઠો હંસા અખંડી ધ્યાવો, મનસાગર પર નિરભે નાવો, સતગુરુની જ્ઞાન અપરંપારા, પાવો હંસા મોક્ષ દુ વારા સ્નાન ગાયત્રી પાઠ સહી, અલખ ધ્યાન મેં મહાદેવજી કહી.....'*

બીજમારગી પાટ ઉપાસકોમાં કેટલાક સાધકો સ્વેચ્છાએ પોતાનો દેહ છોડી સમાધિમાં લીન થઈ જાય છે. એમની અંતિમ સમાધિનો દિવસ અને સમય પણ પોતે અગાઉથી નક્કી કરેલો હોય છે, નિશ્ચિત સમય આવતાં સૌને છેલ્લા રામરામ કહી અગાઉથી તૈયાર કરાવેલા સમાધિસ્થાનના ખાડામાં જ પદ્માસન વાળી બેસી જાય અને નાસાગ્રે દૃષ્ટિ કરી પોતાની સુરતાનો તાર પરબ્રહ્મ સાથે જોડી દઈને આ પંચ મહાભૂતનું ખોળિયું છોડી દે છે. આપણા જમાના સુધી આ પરંપરા ચાલુ રહી છે એ વાત આ ગૂઢ-ગુપ્ત સાધના પરંપરાના જીવંત પ્રવાહની સાક્ષી પૂરે છે.

## મરણોત્તર ક્રિયા મંત્રો

બીજમારગી-નિજારી-મહાપંથી સાધક કે આ પંથનો સામાન્ય અનુયાયી જ્યારે પોતાનું જીવન પૂર્ણ કરે છે ત્યારે મૃત્યુ સમયે એના કાનમાં 'અંત ગાયત્રી' સંભળાવવામાં આવે છે.

*'ૐ ગુરુજી, છોડો હંસા, જગત આશરા, યહાં સે દેદો તુરત કિનારા, ઘર અરુ દારા કુટુંબ સબ ત્યાગો, જૂઠા જાન કર દૂરા ભાગો, કાયા માયા કૂછ નહીં તેરા, સુર નર અસુર*

*જંગલ હો ડેરા આશા તૃષ્ણા મમતા મારો સોહં સિમરણ હિરદે ધારો જમકી કાતર તુરત હી ફાટે જનમ મરણકા બંધન કાટે હંસો સોહં એક લખાયા જ્યોતિ માંહી જ્યોત સમાયા....'*

ભૂમિદાહ દેતી વખતે પણ મૃતકના શરીર ઉપર માટી વાળતી વેળા કેટલાક મંત્રો બોલવામાં આવે છે. પદ્માસન વાળીને મૃતકના દેહને બેસાર્યો હોય તેના મસ્તક ઉપર માટીનું કુંડું ઊંધું વાળવામાં આવે એ પહેલાં પૂજન અર્ચન થાય અને ત્યારબાદ માટી વાળતાં બોલાય :

*'ૐ ગુરુજી, બ્રહ્મ પાવડી, વિષ્ણુ કોદાળી, ઈશ્વર ગવરી મિટ્ટિ ડાલી, ઘોર ઘોર મહાઘોર ઓમ શબ્દ જમકા નહીં જોર, હંસા રોક સકે નહીં કોઈ, જીસકા વાસ અમરાપુર હોય.*

*ધરતી માતા તુ મેરી માય, મિટ્ટિ મેં*

*મિટ્ટિ મિલ જાય, હંસા હુઆ બ્રહ્મ કે*

*ભેલા, અરસ પરસ કરત હે કેલા....'*

સમાધિ આપ્યા પછી ત્રીજા દિવસે કાંકરી કાઢવાની વિધિ થાય, તેમાં સમાધિની જગ્યા પરથી થોડીક માટી ખસેડવામાં આવે અને 'સીતારામ'નો ઉચ્ચાર કરવામાં આવે. કહેવાય છે કે અંદરથી પ્રતિધ્વનિ સંભળાય.

ત્યારબાદ સાતમા દિવસે ભંડારો કરવામાં આવે, 'સ્વર્ગનો પાટ' ભરાય, શંખાઢોળ વિધિ થાય; વિવિધ દાન અપાય અને કેટલીક ગુપ્ત ક્રિયાઓ રાત્રે પણ થાય, જેની સાથે મંત્રો પણ બોલાતા હોય અને 'નિર્વાણના ગણેશ' પ્રકારનાં ભજનો ગવાય. આવાં ભજનોમાં પણ સૃષ્ટિની ઉત્પત્તિ અને લયની વિગતો જ દર્શાવવામાં આવી હોય મૃતકને યાદ કરીને એના જીવનને દર્શાવનારાં 'ઉમાવ' પ્રકારનાં કરુણ-પ્રશસ્તિ ભજનો પણ ગવાય.

બીજમારગી પાટ ઉપાસકોના અવસાન પછીની મરણોત્તર ક્રિયા 'શંખાઢોળ વિધિ' સમયે બોલાતા કેટલાક મંત્રો

## શંખાબોલ

*'ૐ ગુરુજી અરબે નરબે ધુંધુકારા, શિવશક્તિને કિયા પસારા, મર ગઈ ગોરાં રહે ગિયા રૂંઢ, હાથ પાંવ નળી પિંજર, ખટ દરશક કે નાખી ગલે.*

*'ૐ ગુરુજી પહેલા શંખ કિસકું દિયા ? પહેલા શંખ બ્રહ્માકું દિયા, આવો બ્રહ્મા ભણો ગણો, ભણો ગણો ને કરો વિચાર, સુતક*

પાતક ઝીલો ભાર, ભવે પરંગટ ભાણ, આવો બ્રહ્મા ગોરાંકા ચોક પૂરો, અથરવેદ, શામવેદ, વેદ લિયા તર્પણ કિયા.

'ૐ માતા ગાયત્રી સોહંગ માતા સાવિત્રી, સોના શીંગી, રૂપા ખરી, યમખંડી જીવકું તાર, સમાધિ વાલેકું તાર, અભયા નીર પીવંતી, પંડ પડયે બે દંતી, ભૂત પલીત ખોલે પડનંતી જૂના શંખ અકણાવંતી, જરમર પૂંછી યમઘંટી, ગંગા જમના સરસતી, નિરભો કંકકું માર, ઈસ વિધિસે સિધો સાધો ઊતરે પાર.... શંખ ઢોળીએ તવ પૂજીએ, હંસા પાવે મોક્ષ દ્વાર કહે મહાદેવ સુણો પારવતી એ ગાયત્રી ધરમકો નજર આય તો કુલકું તારે, અકોતરે પેઢી લે તરે અઠોતેર, બોલો સંતો સદાશિવ હર.......'

'ૐ ગુરુજી દુ સરા શંખ સિદ્ધોકું દિયા, ધરતી છોડ આકાશ મેં ગિયા, આવો સિદ્ધ ગોરાંકા ચોક પૂરો.... સદાશિવ હર......'

'ૐ ગુરુજી તીસરા શંખ શેષનાગકું દિયા, ધરતી છોડ પાતાલ મેં ગિયા, આવો નાગ ગોરાંકા ચોક પૂરો.......સદાશિવ હર....'

'ૐ ગુરુજી ચોથા શંખ વિષ્ણુકો દિયા' ધરતી છોડ સ્વર્ગ મેં ગિયા, આવો વિષ્ણુ ગોરાંકો ચોક પૂરો......સદાશિવ હર......'

'ૐ ગુરુજી પાંચમા શંખ દેવીકું દિયા કોણ દેવી આગળ બોલે, કોણ દેવી પાછળ બોલે, શેદા દેવી આગળ બોલે, મેમા દેવી પશ્ચિમ બોલે, આવો દેવી ગોરાંકા ચોક પૂરો....સદાશિવ હર....

## સાત પાવડી

'ૐ ગુરુજી કો આદેશ, પહેલી પાવડી દીજિયે પાંવ માતા પારવતી કો સહજ સવાલ કરો :

પ્રાણી કહાં સે આયા ? કોણ તુમારી માતા કહીએ કોણ તુમારા પિતા ? કોણ તુમારા ગુરુ ગુંસાઈ કોણ દાનકા દિજિયે અંતા ?

સૂનો સૂનો માતા પારવતી, સત કિયા ધરમ કર જાય, સત હમારી માતા કિજિયે, ધરમ હમારા પિતા, અલખ નિરંજન ગુરુ ગુંસાઈ, ધરતી દાનકા દીજિયે અંતા.... એ પ્રાણી જ્યાં જાય જ્યાંહાં શ્રી શંભુકી ચરણપાદુકા......'

'ૐ ગુરુજી દુસરી પાવડી દીસે પાંવ, ગુણપતિજી પૂછે સવાલ.....કહો પ્રાણી...... ધરતી દાનકા દીજિયે અંતા...એ પ્રાણી જ્યાં જાય જ્યાંહાં શ્રી શંભુકી ચરણપાદુકા.....'

'ૐ ગુરુજી તીસરી પાવડી.... મહાવીરજી પૂછે સહેજ સવાલ, અન્નદાનકા દીજિયે અંતા....'

'ૐ ગુરુજી ચોથી પાવડી....વિષ્ણુજી પૂછે... વાસણ દાનકા દીજિયે અંતા.....'

'ૐ ગુરુજી છઠ્ઠી પાવડી દીજિયો પાંવ, ગુરુ ગોરખજી પૂછે સવાલ, સહજ સ્વભાવ કહો અવધૂતી કોણ દિશાએ જાઓગે, કોણ તુમારી માત ?......સોનેકા દાન દિજિયે અંતા....'

'ૐ ગુરુજી પાંચમી પાવડી.... વિષ્ણુજી પૂછે... ચાંદીકા દાનકા દીજિયે અંતા....'

'ૐ ગુરુજી સાતમી પાવડી......શિવ શંકરજી પૂછે..... ગાયકા દાન દીજિયે અંતા.. એ પ્રાણી જ્યાં જાય જ્યાંહાં શ્રી શંભુકી ચરણપાદુકા....'

## અઘોર ગાયંત્રી મંત્ર

'ૐ ગુરુજી પ્રથમ ૐ મેં અમી, અમી મેં કમળ, કમળ મેં ઉંકાર, ૐકાર મેં નિરાકાર, નિરાકાર મેં નિરંજન, નિરંજન મેં જ્યોત, જ્યોત મેં પ્રેમ, પ્રેમથી ઉત્પન્ન માતા અઘોર ગાયત્રી, સચરા ચરન્તિ, અજરા જરન્તિ, અભેમંડળથી ભેજન્તિ.

મડા મડા સો મડા મસાણે રહન્તિ, આવતા જાવંતિ, દુરવાસા શ્રાપ ટાળંતિ, ધર્મ કારણ નરોહરિ, સત્ય મેં સત્ય, સાગર સત્ય, સાગર કો કલંક ઉતારંતિ તાર તાર મહાતાર અઘોર ગાવંત્રિ, ચાંચરી, ભૂચરી, ખેચરી, અગોચરી, ઉનમુનિ મુદ્રા થાપંતિ, સ્ત્રીહત્યા, બાળહત્યા, ગોહત્યા એટલા કલંક ટાળંતિ....'

ૐ ગુરુજી ઓહંગ સોહંગ કર શબ્દ જગાઉં,
જમ કંકણ કો પાડ મંગાઉં
હાથો મેં હથકડી લગાઉં
ગલે મેં સવામણ કે ચોક જડાઉં
લખચોરાશીકા કાગજ કરાઉં

ધરમરાજી મોહશે લેખાં માગે બેર બેર, બેરબેર મોશે કાં મારો ? ધરમરાજ મોરાં કાં મારો ? ધરમરાજ કે સો જમ બોલીએ, કોણ કોણ સે જમ ?

અજરિયા, નજરિયા, કાપલા, કચેલા, ગજપાણ, બાલરોલિયા, તંબોલિયા, કસાઈ.....

ધરમરાજા કે કુંડ બોલીએ, ઈરાકુંડ, કીડાકુંડ, ગરબીકુંડ, સર્વાભિક્ષીકુંડ, ભગવાનકુંડ.....'

શંખાઢોળ વિધિ સમયે બોલાતા આ મંત્રો સાથે રાતના સમયે કેટલીક ગુપ્ત વિધિઓ પણ કરવામાં આવે. આ વિધિ ગુપ્ત ન રહે તો મૃતકની સદ્‌ગતિ થતી નથી એવું પણ માનવામાં આવે છે.

# ૩

# અલખ ધણીના પાટ અવનવા

## આદિવાસી સમાજમાં પાટપૂજા

ગુજરાતમાં આદિવાસીઓની વસ્તી ઠીકઠીક પ્રમાણમાં છે. એમાં ધાર્મિક ક્રિયાકાંડો, સંપ્રદાયો-પંથો, સંતવાણી, લોકસાહિત્ય જેવાં લોકસંસ્કૃતિના અંગો ઉપર હવે સંશોધનકાર્યો શરૂ થયાં છે. ઇતિહાસ, સમાજશાસ્ત્ર, મનોવિજ્ઞાન જેવા વિષયોમાં થતાં સંશોધનકાર્યો વિશે આપણી પાસે પૂરતી માહિતી નથી હોતી એટલે ઘણીવાર આપણું સંશોધન મર્યાદિત બની રહે છે.

આદિવાસી સમાજમાં - ખાસ કરીને ડુંગરી-ગરાસિયાઓમાં ભક્ત બનવા માટે પાટ પૂરવાનો વિધિ કરવામાં આવે છે. રામાનંદી પંથના 'ભગત' બનવા ઇચ્છનાર વ્યક્તિએ અમુક નીતિનિયમો પાળવાના હોય છે. સંસારીને ત્યાં ભોજન ન લેવાય, પોતાના ઘરમાં કોઈને દાખલ થવા ન દેવાય. વૈષ્ણવ સંપ્રદાયમાં ખાસ કરીને પુષ્ટિમાર્ગીઓમાં જેમ બ્રહ્મસંબંધ લઈને 'મરજાદી' થનાર અસ્પૃશ્યવ્રત પાળે છે, તેમ આદિવાસીઓમાં પણ 'ભગત' થનાર વ્યક્તિ માંસાહાર, દારૂ અને અન્ય વ્યસનોથી દૂર રહે, કોઈને સ્પર્શે નહીં, સ્વયંપાકી બની રહે, કોઈને ત્યાં જાય તો પિત્તળના વાસણમાં પોતાના હાથે જ બનાવેલી રસોઈ જમે અને અનેક નીતિનિયમો પાળે.

આ 'ભગત' બનવાની વિધિ મોટાગુરુની હાજરીમાં 'પાટ' પૂર્યા પછી જ થાય. 'ભગત' થવા ઇચ્છનાર ગુરુ પાસે જઈને પોતાને ત્યાં પાટ પૂરવા આવવાનું નિમંત્રણ આપે. પછી ગુરુ કંકુવાળા ચોખા કરીને સ્થાનિક તથા આજુબાજુની વસાહતોમાં રહેતા તેના અનુયાયી 'ભગતો'ને વાયક મોકલે. પાટના દિવસે સાંજે ગુરુનું સામૈયું થાય, ગુરુની આરતી, પૂજન અર્ચન કરવામાં આવે. સામૈયામાં ભજનો ગવાય.

*મારા ગુરુજી પધાર્યા આણી શેરડીએ,*
*ગુણ સાહેલી....*
*હું તો મારા સંતોનો સંગ જોવા જઉં હો લાલ,*
*આણી શેરડીએ.... ગુણ સાહેલી.*

પાટ-પ્રસંગે આવનાર તમામ ભક્તોએ માથે પીળા ફટકા બાંધ્યા હોય, ગુરુએ માથા ઉપર પીળી પાઘડી, શરીર પર લાલ ચાદર, ગળામાં માળા, હાથમાં લાકડી અને માળા ધારણ કર્યા હોય. રાત્રિના સમયે ગુરુ, ગુરુના પટ્ટશિષ્યો, દીવણ-મહારાજ, કોટવાળ મહારાજ વગેરે ઘરમાં પ્રવેશ કરે. મંત્રોચ્ચારથી પવિત્ર કરેલી માટી દ્વારા ઘરની વચ્ચે એક ઓટલી બનાવે. જેને એની ભાષામાં 'થળ રચાવવું'

એમ કહેવામાં આવે છે. આ ઓટલી ઉપર બરાબર વચ્ચે કમળનું બી મૂકવામાં આવે. તેના ઉપર લાલ કપડાનો ટુકડો પાથરીને સફેદ કપડું પાથરવામાં આવે. બરોબર મધ્યમાં ચોખાનીં ઢગલી, ચાર ખૂણે નાની નાની ઢગલી, શ્રીફળ, સોપારીઓ, સૂતર, નાડાછડી, તજ, લવિંગ, એલચી વગેરે માંગલિક દ્રવ્યો દ્વારા સુશોભન, પૂર્વ દિશામાં સૂર્ય, ચન્દ્ર, ગણપતિ, શેષનાગ, હનુમાન, રામચંદ્રજીનું ધનુષ્ય અને ગાયનાં ચિત્રો, દક્ષિણ દિશાંમાં પાંચ પાંડવનાં ચિત્રો, પૂર્વ-પશ્ચિમમાં ગંગાજળના લોટામાં સાકર નાખી ઉપર શ્રીફળ જેને લક્ષ્મી-વિષ્ણુ માનીને વરમાળાના રૂપમાં નાડાછડી બાંધી હોય, પૂર્વ દિશામાં એક પાટલો, તેના પર સફેદ ધોતી, શ્રીફળ, કુમકુમનાં છાંટણ છાંટીને કરેલી 'દેવગાદી', વગેરે તૈયાર કરવામાં આવે.

પાટની ઉત્તર દિશાએ બે-ચાર ગોદડાં પાથરીને 'ગુરુગાદી' સ્થાપવામાં આવે. જેના પર ગુરુનું આસન મંડાય. જ્યોત સળગાવવા માટે એક ખાસ પાત્ર તૈયાર કરવામાં આવે જેને 'જામલો' કહેવામાં આવે. એક પ્યાલામાં ઘઉં અને ગોળનું મિશ્રણ ભરવામાં આવે, એમાં સૂતરમાંથી બનાવેલી શ્રીકૃષ્ણની આકૃતિ કપૂર ચોપડીને મૂકે. ખાલી રહેલા પ્યાલામાં ઘી ભરવામાં આવે. પછી ગુરુ એક ફૂટ લાંબી કપડામાંથી બનાવેલી બીજી દીવેટ ઘીમાં બોળીને સળગાવે અને આ 'જામલા' ઉપર ધરી રાખે. પરિણામે ગરમ ઘીનાં ટીપાં કૃષ્ણા-રૂપી દીવેટ ઉપર પડતાં કપૂર સળગી ઊઠે. આ સમયે ગુરુ મંત્રોચ્ચાર કરતા હોય :

*'ૐ ગુરુજી ૐ ગુરુજી*
*તન મન છાયા, પાટ ઠાઠ*
*મંગળ પધારો, કીટક દરિયે ડૂબે*
*જાય પિયાળને વખે, લાવે અમ્મર દીવો*
*ને કરે ગુકુળમાંય અંજવાળાં*
*ભાંગે ભરમ ને જાગે જ્યોત*
*તીન લોકમેં અંજવાળાં.....*
*ભાઈ સંતો લિયો પૂરાનાં પરમણાં*
*સાચાનાં પરમણાં...*

આ મંત્રોમાં સતજુગ, દ્વાપર, ત્રેતા અને કલજુગના ચાર પાટ વિશેના મંત્રો પણ આવે, તો અજોધાના રાજા રામ, આદ્ય ભવાની, લક્ષ્મી, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, વીર હનુમાન અને સતી જાનકી જેવા દેવી-દેવતાઓ પણ આવે.

'જામો' કે 'જામલો' જ્યોત સળગે પછી ચાર દિશ(ખૂટ)ના ચાર દીવા અને પંચમિયો (રામચંદ્રની ગાદી પાસે) દીવો ગુરુ પ્રગટાવે. ગુગળ-અગરબત્તીનો ધૂપ, શંખનાદ કરીને ગુરુ પાટને નમન કરે. પાટ પૂરનાર પાંચ પટ્ટશિષ્યોની વિનંતીથી

ગુરુ 'ગુરુગાદીએ' બેસે. દીવણ મહારાજ અનુયાયીઓના આગેવાન હોય એ પાટ નજીક બેસે. કોટવાળ મહારાજ એક થાળીમાં દીવો, કંકુ, ચોખા લઈને દરવાજે ઊભા રહે. 'ભગત' હોય તેને કોટવાળ તિલક કરે પછી જ અંદર પ્રવેશ મળે. જ્યારે પ્રથમ વખત જ 'ભગત' થનારની આંખે પાટા બાંધીને હાથમાં શ્રીફળ આપી ગુરુ સામે લઈ જવામાં આવે. દીવણ મહારાજ પ્રશ્નો પૂછે. નીતિ-નિયમો પાળી શકે તેમ હોય તેને જ 'પવિત્ર' કરવામાં આવે. આંખ, કાન ઉપર ચપ્પુ ફેરવીને- ખોટું દેખતી આંખો કાઢી નાખીને, ખોટું સાંભળતા કાન કાપી નાખીને - દીવણ મહારાજ મંત્રોચ્ચાર કરે :

*'ઓહમ સોહમ, ૐ ગુરુજી ૐ ગુરુજી, છોડ જગતની ભરમના, સતકી સરી, ધરમકા દસ્તાવેજ, દેખ બચ્ચા બતાવું આગમકા રાસ્તા, આવો બાળા મેદાનમેં, ભીખ ભચવાનકી, તલભર તાળાં, રજભર કૂંચી, ખૂલ ગયાં તાળાં, ઘટ ભીતર મેં હુવાં અંજવાળાં, ભાઈ સંતો લિયો પૂરાનાં પરમણાં સાચાંનાં પરમણાં.'*

એ પછી તિલકવિધિ થાય. 'સત તત્ તિલક, મન માળા, મહોર કપૂર', ચરણામૃતમાં એક લોટામાં નાળિયેરનું પાણી, કંકુજળ, ગાયનું દૂધ, ગોમૂત્ર, તુલસીનાં પાન વગેરે એકરસ કરી રાખ્યું હોય તે પાવામાં આવે. ત્રણ વખત હથેળીમાં આપી ધરતી પર ઢોળવામાં આવે, પછી ત્રણ વખત પાવામાં આવે. એ પછી શિષ્યના ગળામાં સાત તારની જનોઈ 'બાનું' પહેરાવવામાં આવે. 'ભગત' થયેલો શિષ્ય ઊભો થઈને ગુરુને, પાટને અને તમામ ભક્તોને નમસ્કાર કરે, 'જય જય સંતો સીતારામ' એમ બોલે. એ પછી પાટનાં ભજનો ગાવામાં આવે : આદિવાસી ડુંગરી ગરાસિયાઓમાં એક અઠાવીસ કડીનું પાટનું ભજન ગાવામાં આવે છે, એ ભજન સવાર સુધી ગવાતું રહે. ભક્તો એને ઝીલતા રહે.

*સરી ભલા રામનામ જીરે....*
*સરી ભલા વીર,*
*ઘેર પૂર્યો પંચમિયો પાટ,*
*પાટોના ધણી તો વેલા પધારજો રે....*

સવારે આરતીનું ભજન ગાવામાં આવે. જેમાં આપણે ત્યાં ગવાતાં 'ઉતારો ને આરતી શ્રીકૃષ્ણ ઘેરે આવ્યા.....' કે 'આનંદ મંગળ કરું આરતી' જેવાં ધોળ-પદ હોય. એ પછી ઘઉંના લોટને ઘીમાં શેકીને શ્રીફળના ટુકડા સાથે તૈયાર કરેલ પ્રસાદ 'થાળ' ધરવામાં આવે. અગ્નિમાં પ્રસાદ હોમ કરી, ગાય-કૂતરા માટે ભાગ કાઢી, ભક્તોને પ્રસાદ આપવામાં આવે. એ વખતે 'કોળી'ના મંત્રો બોલવામાં આવે.

**ૐ ગુરુજી ૐ ગુરુજી, અરબે નરબે ધંધુકારા, ઓળી કોળી કેસરકી ક્યારી, કંઠ છૂટા નિરાધાર, પહેલી કોળી ધારામંડળની બીજી કોળી અખાડી, ત્રીજી કોળી વૈરાગી, ચોથી કોળી સંન્યાસી, પાંચમી કોળી પ્રજાપતિ, છટ્ઠી કોળી બ્રહ્માજીની....આવો બ્રહ્માજી ચારે જુ ગના ચેલા, બોલો કોણ હતા ગુરુ, કોણ હતા ચેલા. સત ગુરુજી; ધરમ ચેલા. સત ચરણમાં સમાય કોળી, સંતો લેજો પૂરાના પરમણાં-સાચાંનાં પરમણાં..જય જય સીતારામ."**

પાટમાંથી બહાર નીકળતી વેળા પણ કોટવાળ મંત્રો બોલતા જાય : 'ઊંચા મંદિર માળિયાં, ઝગમગ મોતીડાંની હાર, સંત નીકળિયાં બારણે બોલો સીતારામ....'

એ પછી ભક્ત પાટને સમેટી લે. નવા બનનાર 'ભગતે' રોજિંદા મંત્રો શીખી લેવાના હોય. એમાં જમીન પર ચાલવાનો મંત્ર, દાતણ કરવાનો મંત્ર, દાતણ ચીરવાનો મંત્ર, ઊંઘવા સમયે બોલવાનો મંત્ર, સ્નાન, તિલક, માળા, દીવાનો મંત્ર, વ્રત-પૂજનના મંત્રો વગેરે જુદા જુદા મંત્રો બોલ્યા પછી જ દૈનિક ક્રિયાઓ કરવામાં આવે.

## પીરાણા પંથની ઘટપાટ ઉપાસના

મહાપંથના સંતો અને તેમની વાણી વિશે વિચારતાં અનેક જાતના પ્રશ્નો મારા મનમાં ઊઠેલા. મહાપંથની કેટલીક રચનાઓમાં અને મંત્રોમાં મુસ્લિમ સંસ્કૃતિની અસર દેખાઈ આવે છે. એ કઈ રીતે આવી હશે ? સૂર્યપૂજક આર્ય સંસ્કૃતિમાં સૂર્યપૂજનની શરૂઆત ક્યારથી થઈ હશે ? અજવાળી બીજનું આટલું બધું મહત્ત્વ શા માટે ? રામદેવપીરના નેજાનો રંગ લીલો શા માટે ? અને પીર તરીકે શા માટે ઓળખવામાં આવ્યા હશે ? પીરાણા પંથની આટલી બધી અસર હિન્દુ સંતો પર કઈ રીતે આવી ગઈ હશે ? આમ વિવિધ પ્રશ્નો ખડા થયેલા. જેમાંના કેટલાંક વિશે તો મકરન્દભાઈએ 'સત કેરી વાણી'ના પ્રવેશકમાં વિસ્તૃત ચર્ચા કરી છે. છતાં પૂરેપૂરું મનનું સમાધાન થતું નહોતું. એવામાં ખોજા કોમનો ઈતિહાસ આપતાં કેટલાંક પુસ્તકો હાથમાં આવ્યાં, જેમાં મારગી પંથ સાથેનો ખોજા સંત-કવિઓનો સંબંધ દર્શાવે એવી રચનાઓ જોવા મળી. દેવાયત પંડિત, રાઓળ માલો, જોગી ધ્યાનનાથ, શ્રવણ કેશવ વગેરેની રચનાઓ પણ ખોજ સંતકવિઓની રચનાઓ સાથે મૂકવામાં આવે છે. અને મારગી પંથ સાથેનું અનુસંધાન મળે એવી કેટલીક હકીકતો આ પુસ્તકોમાં આપવામાં આવી છે. એથી ધીરે ધીરે કંઈક સ્પષ્ટ થતું જાય છે.

મહાપંથની સમાંતર અથવા તો તેના જ એક શાખા તરીકે 'પીરાણા' પંથને નામે ઓળખાતો એક સંપ્રદાય આજે પણ ખોજા જ્ઞાતિના અનુયાયીઓમાં જોવા

મળે છે. એમાં નિજારી પાટ-પૂજાનો જ એક પ્રકાર હોય એવી ઘટપાટ ઉપાસના થાય છે, પણ એમના પાટપૂજનનાં મંત્રોમાં હિન્દુ દેવ-દેવીઓના નામની સાથે કુરાનની આયાતો, પંજેતનના નામો, હજરત મહંમદ પયગંબરની વંશાવળી અને જુદાજુદા પીરોનાં નામો વગેરે બાબતોનો ઉમેરો કર્યો હોય એવું જણાય છે. મહાપંથમાં પ્રચલિત એવી દશાવતારની માન્યતામાં દશમો કલ્કિ/નિષ્કલંકી અથવા નકળંકી અવતાર હજરત અલીના રૂપે થઈ ગયો છે એવું દર્શાવનારાં ખોજા મિશનરીઓનાં ભજનો આજે પણ ગવાય છે. કેટલાક ખોજા મિશનરીઓએ 'સહદેવ જોશી' 'ધ્રુવ' અને 'પ્રહ્લાદ'ને નામે પણ ભજનોની રચનાઓ કરી છે.

આગાખાની ખોજાઓ જમાતખાનામાં બંદગી કરે છે તે બંદગીને તેઓ 'ધુવા' કહે છે. આ 'ધુવા' પઢતાં પહેલાં તેઓ આરતી બોલે છે. હિન્દુઓના મંદિરોમાં જેમ આરતી બોલાય છે. હિન્દુઓનાં મંદિરોમાં જેમ આરતી બોલાય છે તેમ તેઓ પીર સદરદીનની બનાવેલી આરતીનું ગીનાન બોલે છે :

*''એ જી સેંતરદીપમાં શાહા મારો જહેર બેઠા, સાંજ સબુ નીત જંપો મોરા ભાઈ !*

*આરતી કીજે નકળંકી તણી જી....''*

આ આરતીઓમાં ચાર યુગનાં સ્વરૂપો, તે તે યુગમાં કરેલો દાનવનો સંહાર અને ભક્તોની લીધેલી સંભાળ વગેરે બાબતોનું ગાન હોય છે. પણ તેમાં મુસ્લિમ સંસ્કૃતિની અસર પ્રમાણે હિન્દુ અવતારોની સાથે મુસ્લિમ પીરોને જોડ્યા છે. અથર્વવેદને બદલે કુરાન, વિષ્ણુનો અવતાર અલી, બ્રહ્માનો અવતાર નબી મહંમદ અને આદમ તે જ ઈશ્વર એવું નિરૂપણ થયેલું જોવા મળે છે. ચાર યુગના ચાર ભક્તોમાં કળિયુગના બલિરાજાને બદલે સદરૂદ્દીને પોતાનું નામ દાખલ કર્યું છે.

એમની ઘટપાટની ક્રિયામાં મહાપંથની પાટપૂજાની માફક તમામ મંત્રોના જાણકાર સ્ત્રી-પુરુષોને જ પ્રવેશ મળે છે. કોઈ ચોક્કસ નિયત દિવસે એકઠા થઈ ત્યાં પેટીમાં સાચવી રાખેલી ઘટપાટપૂજનની સામગ્રી ( સ્વચ્છ રૂમાલમાં બાંધેલું પોટલું ) બહાર કાઢતાંની સાથે મંત્રો શરૂ થાય :

***'પરથમ નમું માતા ધરતીને, માગું એક પસાએ, અઉઠ હાથ બ્રખશીશ કરો, પધરાવું કાયમ રાએ હક સીચા હએ ઝંદા કાયમ પાયા ફરમાન શાહાપીર......''***

અને તેના સત્કાર અર્થે બધાં ઊભાં થઈ જાય. એક લાકડાના બાજોઠ પર આ પોટલું મૂકતી વેળા સૌ મંત્ર ભણે :

***''યા શાહા ગટપાટ માંઢેઆ, મંડાણ માંઢેઆ, ત્રિભોવર દેવતા આવીને બેઠા, પ્રથમ શામી નકળંકીનાથ પધારેઆ,***

*શામીજીએ હાથે માંઢેઆ, હાથે પૂજીઆ,*
*પૂજ પૂજંતા આવીઆ મેં તો ધરમસુ પૂજેઆ, વચન પેટે આવી પધારો, સામી નકળંકી નાથ, હક સચા હએ જંદા કાયમ ફરમાન શાહાપીર.....''*

એ પછી સૌ સામે બેસી જાય, પાટની સામે એક મંત્ર ભણનાર અને એક કોળી/સુકરીત આપનાર બેસે. સ્વચ્છ સફેદ કપડું બાજોઠ પર પાથરી પેલું પોટકું છોડે. તેમાં ત્રણ મોટી ચિનાઈ માટીની રકાબીઓ, એક કળશ, બે-ત્રણ મોટા ઊંચા પ્યાલા, અને દરબાર નાની પ્યાલી હોય. રૂમાલ છોડતાં સૌ મંત્ર બોલે :

*' 'શુડ વીસનું ઝાડ ભરમા, ડારે ડારે મએશર, પાને પાને રીકીસર દેવતા, એ નુરાની વીરખ (વૃક્ષ), સુફુલ સદા ·*

સહી સાચા હક સહી, હએ જંદા કાએમ પાયા ફરમાન શાહા પીર....."

અને એ બધાં વાસણો ધોઈને સ્વચ્છ કરે ત્યારે પાણી લાવતાં મંત્ર બોલાય :

*"જલ ટાઢાં, જલ સીરાં, જર તેખંતા મહા વિકરાલ, જલમાં ખેલંતા મારા આતમા, નીરીંજન પીરાણ, એણી પાવલથી ઓધરે ભાઈ અનંત કીરોડ સું ગુરુ પીર હસન કબરદીન હક સહી હએ જંદા કાએમ પાયા ફરમાન શાહાપીર......"*

એ પછી નીચેનો મંત્ર બોલતાં બોલતાં દરેક વાસણને ધોઈને સ્વચ્છ કરવામાં આવે અને અંદર પવિત્ર રાખનો છંટકાવ (ખાકે શફા) કરવામાં આવે. અન્ય લોકો આ સમયે અન્યોઅન્ય પંજા મેળવી ''શાહજા દીદાર'' એમ બોલતા હોય.

*"સારી સતગુર ભીરમા, હો વાચા પરથમ કરતા જુ ગ મધ્યે શામીજીના ચાર રૂપ, ઉત્તર દિશે પરવરતંતે, તીઆં પાંચ કીરોડસું રાજા પએલાજ (પ્રહલાદ) ગટપાટ થાપંતા, તારે સોનાના ઘાટ, સોનાના પાટ, કુંજર જાગ કરતવા, સોનાનું મૂલ દેતવા, એણે ફલેથી પાંચ કીરોડસું રાજા પએલાજ સીજંતા હો સામીજી....*

*"તેમ બીજા ત્રેતા જુ ગ મધે સામીજીના ત્રણ રૂપ, પૂર્વ દિશે પરવરતંતે, તીઆં સાત કીરોડસું રાજા હરીચંદ્ર સતી તારારાણી લોચની કુંઅર રોહીદાસ ગટપાટ થાપંતા, તારે રૂપાના ઘાટ, રૂપાના પાટ, અશવ (અશ્વ) જાગ કરતવા. રૂપાનું મૂલ દેતવા એણે ફલેથી સાત કીરોડસું રાજા હરીચંદ્ર સતી તારારાણી લોચની કુંવર રોહીદાસ સીજંતા હો સામીજી.*

"તેમ ત્રીજા દુ આપર જુ ગ મધે શામીજીના દોએ રૂપ દખણ દિશે પરવરતંતે, તીઆં નવ કીરોડસું રાજા જુ જેસઠળ (યુધિષ્ઠિર) પાંચ પાંઢવ માત કુંતા, સતી દુ પતી સીજંતા ગરપાર થાપંતા, તારે ત્રાંબાના ઘાટ ત્રાંબાના પાટ ગઉઆ (ગૌ) જાગ કરતવા, ત્રાંબાનું મૂલ દેતવા, એણે ફલેથી નવ કીરોડસું રાજા જુ જેસઠળ, પાંચ પાંઢવ, માતા કુંતા, સતી દુ પતી સીજંતા હો સામીજી......

"તેમ ચોથા કલજુ ગ મધે શામીજીનું એક રૂપ પછમ દિશે પરવરતંતે, તીઆં કીરોડસું પીર સદરદીન ગરપાટ થાપંતા, તારે માટીના પાટ, અજા જાગ કરતવા, અજાનું મૂલ સેહેજે દેતવા, એણે ફલેની બાર કીરોડસું પીર સદરદીન સીજંતા હો સામીજી.... તેમ આજે ફડતાર વેતા મધે અણંત કીરોડસું પીર ગુરુ પીર હસન કબરદીન ગરપાટ થાપંતા, તે વર શાની રાજો આવશે, મોમન રીકીશરને તારશે. સોનાનાં કાંકણ હાથે કરી ઉકાવશે, સંત દાન સુકરીત, ખીર, ખાંડ, ગીરથ (ઘૃત), અમરત ભોજન એ નુર સુકરીત ગુર મુખે દેતવા એણે ફલેથી અણંત કીરોડસું ગુર પીર હસન કબરદીન સીજંતા હો સામીજી હક સાચા હુ એ જંદા કાએમ પાયા ફરમાન શાહા પીર...."

એ પછી એ વાસણોને લોબાનનો ધૂપ આપવામાં આવે. બાજોઠ પર વચ્ચોવચ્ચ કળશની સ્થાપના થાય.

"જીઆં થાએ કલસ ઘટ થાપના, તીઆં બેઠા બાર કલાસું સૂરજ, તીઆં બેઠા સોળ કલાસું ચંદ્રમા, તીઆં બેઠા દેવ નીરીજન ગોવિંદનાથ, તીઆં બેઠા ગુર ગતગંગા, તીઆં બેઠા સાત સાએર, નવસો નવાણું નદીઉં, તીઆં બેઠા બાવા ગોરખ જતી, તીઆં બેઠા નવાણું કીરોડ જખ, છપ્પન કીરોડ મેઘમાલા, છત્રીશ કીરોડ કીન્નર, તેત્રીસ કીરોડ દેવતા, પાંચ કીરોડસું રાજા પએલાજ, સાત કીરોડસું રાજા હરીચંદ સતી

*તારાલોચની કુંવર રોહીદાસ, તીઆં બેઠા નવ કીરોડસું રાજા જુ જેસઠળ, પાંચ પાંઢવ, માતા કુંતા, સતી દુપતી, બાર કીરોડસું સતગુર પીર સદરદીન, અણંત કીરોડસું ગુર પીર હસન કબરદીન એ નર સીરી ઈસલામ શાહા અવતાર, કમલનો ઘડો ઉત પુત પાણી સાથે લઈ ભરેઓ તે લી ગુર ભીરમા આગળ ધરેઓ, ગુર ભીરમાએ લઈ ગટપાટ થાપેઓ, તારે હુ આ મીરત લોકમાં માનવી, ઈન્દ્રપુરીમાં દેવતા, કોઈ હેક મન હેક ચીંત કલસ કુંભની પૂજા કરે તો તે ભવપાર ઊતરે, સંતગુર સોહોદેવની વાચા, ભીરમા કહે તે સાચા, હુ ક સચા હુ એ જંદા કાએમ પાયા ફરમાન શાહાપીર....."*

આ સમયે બધા અનુયાયીઓ એમ માને કે ખુદા કોઈપણ રૂપમાં અહીં હાજર છે અથવા એ બધા મનુષ્યો ખુદાના અંશ છે. એ પછી ન્યાજ (મંત્રેલું પાણી) પીવાનું શરૂ થાય. નાની નાની પ્યાલીઓમાં ભરીને સૌને એ પાણી આપવામાં આવે. મંત્ર ભણનાર 'ફરમાન' શબ્દ બોલે ત્યારે અનુયાયી જવાબમાં 'શાહે પીર જો વચન....' એમ બોલે. પછી સીજદો કરે ત્યારે મંત્ર બોલે :

*"યા શાહાકુંભે બાંધ્યા જલ રહે,*
*જલ વિના કુંભ ન હોએ;*
*ગીનાને બાંધેલો મન રહે,*
*ગુર વિના ગીનાન ન હોએ."*

ત્યારબાદ પાટ ઉપર દક્ષિણા મૂકે, પ્યાલી પીધા પછી ખાલી પ્યાલીની ભીનાશને આંખો પર લગાડે. પછી પાટને ફરી નમન કરી પ્રસાદી આપનાર તરફ બંને હથેળી ધરે, જેમાં સાકર અને શીરાની પ્રસાદી અપાય. છેવટે મંત્ર ભણનાર અને તેનો સાગરિત પ્રસાદી લે.

*"ગત ગંગા માંએ અમીજલ ભરેઆ,*
*તીઆં નીરીંજન સાહેબજીકા વાસા;*
*સુગરા હોવે સો ભરભર પીવે,*
*નુગરા જાએ પીઆસા."*

મહાપંથની સૃષ્ટિની ઉત્પત્તિ વિશેની માન્યતા જે બીજમંત્ર કે ગુપ્ત ગાયત્રીમાં સચવાયેલી છે તે જ પ્રમાણે ખોજાઓમાં સૃષ્ટિની ઉત્પત્તિનું રહસ્ય ''વીશનાપુરી'' નામે મંત્રમાં સચવાયું છે. એમાં બુદ્ધ સુધીના અવતારોની પરંપરા મારગીપંથની પ્રમાણેની છે, પણ તે પછી મુસ્લિમ પીરોની નામાવલિ આવે છે.

*"ત્રણ કરણ મધે શામીના અવતાર, પાત્ર પરવરતંતે શ્રી અહુ ણાદ, અહુ ણાદથી અલખ, અલખથી નામનીલ, નામનીલથી અનિલ, અનિલથી સૂન, સૂનથી સાન, સાનથી નાન, નાનથી ગીનાન, ગીનાનથી નુર, નુરથી તેજ, તેજથી જલ, જલથી કમલ, કમલથી અદબુદ, અદબુદથી જાગ, જાગથી તંતવ, તંતવથી પરેમ તંતવ, પરેમ તંતવથી આદપુરુ ષ, નાભ ચક્કરથી ભયો ભીરમાં*

*શ્રી અહુ ણાદ (અનાદ) આદ, અવીઆગત શ્રી હુ વ, કવ, ધરમ, કેશવ, તઉણાદ ઉતરા, હરીતક, જુ રૂરવા, અંત અતિત, પરેમરૂખ.*

*(૧) વંસ શ્રી મછ. મછના મનાએક, અજામેર, અગરસેન, એછાઉત (ઈચ્છ વર્ષપત), ભીરે સપત (બૃહસ્પતિ), અસમીતર (વિશ્વામિત્ર), પઉતર પડવીર.*

*(૨) વંશ શ્રી કોરભ. કોરભના ભસરીઆત (બશ્રીત), દાખીઆત, પીરજાપત (પ્રજાપતિ), અગરસેન, કદીમ (કર્દમ) દોએલ.*

*(૩) વંશ શ્રી વારાહ. વારાના કેશવ, બળીઆ, ખત્રીઅવસ, વસઅસુ, અસઅનાઉ, નસખલીત, ગોતમ, અંતહરીતક.*

*(૪) વંશ શ્રી નરસી. નરસિંહ/નરસંગના મનએક, કઉચક, કુ સુપરખ, રેપક, કેશવઢણ (કિસમંડણ) કેસવરૂખ.*

*(૫) વંશ શ્રી વાએમણ : વાએમણા/વામનના માનધાતા, પીરોથમીજ (પૃથ્વીજય), એશરીત, જવલગન,*

*(૬) વંશ શ્રી ફણશીરામ : ફણશીરામના રૂંધ, રૂગનાથ, જુ જે-આત, કબલે (કુંભહરી), અજેપાલ.*

*(૭) દસરત વંશ શ્રી રામના, રામના પદમ, જશવદણ, વીરપાળ.*

*(૮) વાસદેવ વંશ શ્રી કીરસનજી કાન. કાનના પરીખત, 'જનમેજએ, સેસાનંદ, સતાનંદ, વિણવછરાજ.*

*(૯) વંશ શ્રી બુદ્ધ. બુધના શએશ, શામ, સલામ, મલકાન,એસલામ, હારાન, સામાન, સાફાન, અદનાન, માઆદ, નીજાર, મજર, એલીઆસ, મુદરક, ખુઝેમે, કનાને, નઝર, મામક ફહર,*

*લુએવે, કએબે, મુરેએ, કનાન, કુ રાએ, અબદલ મુતલબ, અબુતાલબ.*

*(૧૦) વલીવંશ શ્રી શાહ મઉલા મુરતજા અલી.*

આમ 'મારગી'-પંથના ખોજા અનુયાયીઓની ઘટપાટ વિધિ તથા મંત્રો 'મહાપંથની' 'નિજારી' પાટપૂજા સાથે ઘણું સામ્ય ધરાવે છે. ખોજા સંતકવિઓએ ક્યારેક તો મહાપંથના ભજનિક સંતોનાં ભજનો આખેઆખાં ઉપાડી લઈ ફક્ત નામાચરણમાં પોતાનું નામ ગોઠવી દીધું હોય એવાં ઉદાહરણો પણ જોવા મળે છે.

દેવાયત કે કેશવ નામના એક ખોજા સંતે 'મેદીપુરાણ' નામે ગ્રંથ લખ્યો છે. તેમાં દશમા નકળંકી અવતાર મેદીનો જન્મ ક્યાં થશે અને એના સાથીદારો કોણ તથા કેવા હશે તેનું વર્ણન કરી મુસ્લિમ ધર્મની ટીકા કરતાં કરતાં એનો જ પ્રચાર કરવાની રીત અજમાવી છે.

પીર સદરદીને રાવ માલદેનાં ભજનોમાં છેલ્લે થોડો ફેરફાર કરી પોતાના નામથી 'ગીનાન' તરીકે પ્રસિદ્ધ કર્યા છે. તેઓ નુર સતાગરના અનુયાયી હતા એવું જાણવા મળે છે. ઈ. ૧૪૩૦માં તેની નિમણૂક ઘેલમી ઉપદેશક તરીકે થયેલી. મહાપંથના પ્રચાર-પ્રસાર સામે પોતાની રીતે એમણે ધર્મયુદ્ધ આરંભેલું અને નિજાર માર્ગી તમામ ક્રિયાઓ, સાધનાઓ - માન્યતાઓને સ્વીકારીને હિન્દુ જનસમાજને મુસ્લિમ સંસ્કૃતિ તરફ વાળવાનો પ્રયાસ કરેલો. હિન્દુઓને સ્વીકાર્ય બને એવા ધાર્મિક સુધારા તથા પ્રબંધ કરી હિન્દુ-મુસ્લિમ સંસ્કૃતિની એકતા સાધવાનો પ્રયાસ એ પછી તમામ સંતોએ કર્યો હતો. પરિણામે પીરાણા પંથ એ માત્ર મુસ્લિમોનો સંપ્રદાય ન રહેતાં હિન્દુ અનુયાયીઓનો વિશાળ વર્ગ એને સાંપડેલો.

એ બધા ખોજા સંતકવિઓની રચનાઓમાં નકળંગી અવતાર ધતાં શું પરિવર્તનો આવશે એનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

ખોજા સંતકવિઓ વિશે સાંપડેલી હકીકતો તરફ હવે દૃષ્ટિપાત કરીએ.

ઇ.સ. ૧૦૦૧માં ઇસ્માઈલી પંથના એક રાજ્યકર્તા હસન ઝકરિમયા અથવા અલી ઝીકરતલ સલામે નુરૂદીન નામના એક ધર્મ-ઉપદેશકને હિન્દુસ્તાન મોકલ્યા. જેણે મુસ્લિમ સમાજ સામે 'સૈયદ સાદાત' નામ દર્શાવ્યું અને હિન્દુઓ આગળ 'નૂર સતાગર' અથવા 'નૂર સતગુરુ' એવું હિન્દુ નામ ધારણ કર્યું અને કેટલાક ચમત્કારો બતાવી નવસારીના રાજા સૂરચંદની કુંવરી પાલણપદે સાથે લગ્ન કર્યા. પાટણ(ગુજરાત)માં નૂર સતાગર સિદ્ધરાજના સમય (ઇ. ૧૦૯૪ થી ૧૧૪૩ સુધીમાં) દરમ્યાન આવ્યા હતા એવા ઉલ્લેખો થયા છે.

નૂર સતાગરને 'ચચ' અને 'ચોટ' નામના બે શિષ્યો હતા. એમાં ચોટની ચાલાકીથી નૂર-સતાગરનું અવસાન થયું અને પીરની ગાદીનો વારસ બની ગયો. પણ દગો કર્યો તેથી પીર પોપટ રૂપે બહાર આવ્યા. ચચ ભાગ્યો, ધર્મનાં પુસ્તકો

સાથે મેઘવાળોના વાડામાં ગયો અને એની પરંપરા મેઘવાળોમાં શરૂ થઈ. ખોજા લોકો આ ચચને 'ચચમુખ'ના નામથી ઓળખે છે અને મેઘવાળો તેને માતંગનું નામ આપે છે.

જો કે આ દંતકથા અનેક સ્વરૂપે આપણે ત્યાં પ્રચલિત છે. 'મામૈ પુરાણ' જેવી રચનાઓમાંથી તદ્દન જુદી જ હકીકતો સાંપડે છે. જ્યારે ખોજા જ્ઞાતિનાં પુસ્તકોમાં જે હકીકતો લખાયેલી છે તેના પરથી આ નોંધ કરી છે.

હજરત અલીએ અલમૂતગઢમાં નૂર સતાગરને જે મંત્ર આપ્યો હતો તે તેણે પોપટરૂપ થઈ માતંગને આપ્યો અને એ મંત્ર વડે માતંગે મેઘવાળોને બોધ આપ્યો. માતંગના વંશમાં મામૈદેવ થઈ ગયા.

ઉપરોક્ત માતંગ વિશે એક બીજી હકીકત એ છે કે રૂમશામ તરફનો રહેવાસી એક વિદ્વાન બ્રાહ્મણ પોતાના પિતાનાં જ્યોતિષનાં પુસ્તકો લઈ ભાગ્યો. ભાઈઓ પાછળ પડ્યા. સિંધના મઢડા ગામના મેઘવાળના ઘરમાં ભરાયો. કુંવારી દીકરી સાથે સૂતો, પરણ્યો. એના પ્રસવ સમયે પગે તંગ બાંધ્યા એટલે જે પુત્ર જન્મ્યો તે 'માતંગ' ! એના વંશમાં 'મામૈ' થયા. એ માતંગની જગ્યા સિંધના 'રાએમા બજાર' નામના ગામના ઈશાન ખૂણા તરફ ત્રણ કોશના અંતરે છે.

નૂર સતાગર પછી એની પરંપરામાં પીર શમસુદીન અને પીર સદરૂદીન નામના પંથ-પ્રચારકોએ પોતાનો ઉપદેશ ચાલુ રાખેલો. પીર શમસુદીનના પુત્ર સદરૂદીનની નિમણૂક ઈ. ૧૪૩૦માં થયેલી. એમણે 'સહદેવ' તથા 'હરિચંદ્ર' નામથી ભજનોની રચના કરેલી.

પીર સદરૂદીન પછીની પરંપરામાં હસન કબીરૂદીન, તેમના ભાઈ તાજદીન (જેણે પ્રહલાદ નામે રચનાઓ આપી છે. એનું અવસાન ઇ. ૧૪૫૨ પૂર્વે થયું) અને હસન કબીરૂદીનના સૌથી નાના પુત્ર ઈમામુદ્દીન અબ્દુર રહીમ અથવા ઈમામશાહ ( જ. ઈ. ૧૪૫૨-૧૫૧૧ ) ગુજરાતમાં આવેલા. તેમણે આ પરંપરા (નુર સતાગરના ઉપદેશ પ્રમાણેની) ચાલુ રાખેલી, તથા સત્પંથ નામે સંપ્રદાય વિકસાવ્યો.

ઈમામશાહે અમદાવાદથી આઠેક કિલોમીટર દૂર આવેલા ગિરમથા ગામે સ્થાયી વસવાટ કર્યો. જે ગામ આજે 'પીરાણા' તરીકે પ્રસિદ્ધ થયું છે.

ઉપરના તમામ ધર્મપ્રચાર સંતોએ હિન્દુ ધર્મનો બારીક અભ્યાસ કરીને પોતાના ઉપદેશના પ્રચાર માટે બે ધોરણો અપનાવેલાં. (૧) પોતાના ધર્મના વિચારો ગુપ્ત રાખવા. (૨) જેઓને પોતાના ધર્મમાં લાવવા ઇચ્છતા હોય તેમના ધર્મનો મોટો ભાગ કબૂલ રાખી તેમને પ્રસન્ન કરવા.

આમ સમન્વયાત્મક દૃષ્ટિકોણ દાખવી તેઓએ હિન્દુ ધર્મ, વેદાન્ત, ભક્તિસાહિત્ય, યોગસાધના અને લોકજીવનનો પ્રત્યક્ષ પરિચય મેળવી લોકોમાં

પ્રચલિત માન્યતાઓને પોતાની રીતે નવી અર્થઘટનની પદ્ધતિઓ દ્વારા અને સંતવાણીના સંગીતના આકર્ષણ દ્વારા બદલાવી નાખવાનો પ્રયાસ કર્યો. સંતવાણી-ભજનવાણીનો પ્રભાવ મૂળથી જ લોકોમાં પડેલો છે તે જાણી લઈને લોકપરંપરાનાં ભજનોની વાણી સમાંતર પોતે વિવિધ હિન્દુ નામે સંતવાણીની રચના કરવા માંડી. જેમાં પોતાના મિશનનો હેતુ આડકતરી રીતે સિદ્ધ થતો હતો. સમકાલીન ગુજરાતી ભાષા અને સાહિત્યનો તથા હિન્દી અને સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ કરીને ગુજરાતી-હિન્દી ભાષામાં મોટા ગ્રંથોની રચના પણ આ સંતોએ કરી છે. જેમાં હિન્દુ ધર્મના દશ અવતારની કથા, મહાભારત, શ્રીમદ્ ભાગવત, પુરાણોના કેટલાક પ્રસંગો અને પૃથ્વીની ઉત્પત્તિનો ઇતિહાસ તથા ભાવિ (આગમ) જેવા વિષયો મોટો હિસ્સો રોકે છે.

નિરક્ષર-નીચલા થરના લોકો સમજી શકે, એવો પંથ અને એવી વાણીનું સર્જન એ આ સંતોની મુખ્ય પ્રવૃત્તિ હતી. એમાં પોતાના ધર્મના અમુક અંશો-તત્ત્વો દાખલ કરવા તેઓ ઉત્સુક હતા અને એ કારણે ભજનને મુખ્ય હથિયાર ગણી પાટપૂજા, જ્યોતપૂજા, મંત્રો, ક્રિયાકાંડો. અનુષ્ઠાનો વગેરે માટેની એક આગવી સંહિતા ઘડી કાઢી. જેમાં નવ અવતાર શ્રીમદ્ ભાગવત પ્રમાણેના અને દશમો કલ્કિ અવતાર નિકલંકી તરીકે અલમૂતગઢમાં મેદી નામે જન્મી ચૂક્યો છે તે મુસલમાની વેશમાં આવી કાળિંગાને મારશે અને સતજુગની સ્થાપના કરશે એવાં ભજનો રચ્યાં.

મહાપંથનાં ભજનોમાં જે 'નિઝાર', 'મેદી' અને 'કાયમ' જેવા શબ્દો આવે છે તેનું સીધું અનુસંધાન ઉપરના સંતોનાં ભજનો અને નાની-મોટી અનેક રચનાઓ છે. ખલીફા મુસતનસરના બે પુત્રોમાં મોટાનું નામ મુસ્તફા અલદીન અલ્લા નિઝાર હતું. બંને ભાઈઓ વચ્ચે ગાદી માટે ખેંચતાણ થઈ. મોટો ભાગ્યો, નાના ભાઈએ પકડીને કેદમાં પૂર્યો, કેદખાનામાં જ તેનું અવસાન થયું. પણ એ મોટાભાઈ નિઝારના કોઈ મિત્રે નાના ભાઈનું ખૂન કર્યું. ત્યારથી નિઝારના મિત્રો દ્વારા નિઝારીમતનો જન્મ થયો. અત્યારના મહાપંથના 'નિઝારી' શબ્દને આ 'નિઝારી મત' સાથે કશી લેવાદેવા નથી. પણ એ શબ્દ આવ્યો ખોજા મંત્રો દ્વારા...એમની રચનાઓ દ્વારા....

એ જ પ્રમાણે અબ્દકાસમ મહમદ બિન અબ્દુલ્લા નામના રાજવીએ હીજરી સન ૩૯૬માં આફ્રિકા પર ચડાઈ કરેલી અને કિરાન તરફ એક મજબૂત કિલ્લો બાંધી તેનું નામ 'મેદીઆ' પાડ્યું હતું. તેને સૌ 'મેદી' તરીકે ઓળખતા.' મેદી'ના પુત્રનું નામ 'કાયમ' હતું. 'કાયમે' મોટું લશ્કર લઈ મિસર પર દસ વખત ચડાઈ કરેલી ને ભયંકર યુદ્ધ ચાલેલું. એ જ 'કાયમ' અને તેનો પિતા 'મેદી', 'મેદીપુરાણ' જેવી આગમ રચનાઓમાં ઈશ્વરના અંશાવતારો તરીકે ચિતરાયા છે..

'કાયમ કાળિંગાને મારશે, નકળંગ ધરશે નામ.' જેવા ઉલ્લેખો, જે દેવાયત પંડિત અને અન્ય મહાપંથના સંતોની વાણીમાં મળે છે તેના મૂળમાં ઉપર્યુક્ત ધર્મોપદેશકો દ્વારા રચાયેલી કૃતિઓ જ છે.

આમ સંપૂર્ણપણે મારગીપંથના ક્રિયાકાંડો સંતવાણી અને નાતજાતના ભેદભાવોનો ત્યાગ વગેરે સિદ્ધાંતોને સ્વીકારી લઈને ખોજા સંતકવિઓએ એમાં પોતાની રીતે કેટલાંક તત્ત્વો દાખલ કર્યા. પાછળથી કદાચ રામદેવપીરના અનુયાયીઓ સાથે સંઘર્ષ થયો હોય એ પણ શક્ય છે. રામદેવજી પોતે પીર બન્યા અને અન્ય પીરોને પોતે પરચો બતાવ્યો એવી દંતકથાઓ જે પ્રચલિત છે તેમાં તથ્ય હોય તો એવા અનુમાન પર આવી શકાય કે નીચલા થરના લોકોમાં વ્યાપી રહેલા ધર્મસંસ્કારોમાં પરિવર્તન લાવવા જે ખોજા સંતકવિઓએ પાટ-પૂજા, સંતવાણીનો આશરો લીધો હશે તે જ હથિયાર તેની સામે રામદેવજી અને તેના અનુયાયીઓએ અજમાવ્યું હશે......

## *રાજસ્થાનનો 'કામડ પંથ'*

આપણા 'મહાપંથ'ની સમાંતર ચાલતો રાજસ્થાનનો લોકધર્મ 'કામડ પંથ' પણ રામદેવપીર દ્વારા અસ્તિત્વમાં આવ્યો છે. તેના અનુયાયીઓને 'કામડિયા' કહેવામાં આવે છે. પોતાના માથા પર ભાગવી પાઘડી અને એ પાઘડી ઉપર કાળી ઊનનો દોરો વીંટાળતા કામડિયામાં મેઘવાળ જાતિના લોકો વિશેષ પ્રમાણમાં જોવા મળે છે. અન્ય જ્ઞાતિના પણ કેટલાક અનુયાયીઓ રાજસ્થાનમાં મળે છે. 'કામડ પંથ'નું બીજું નામ 'છડિયા પંથ' પણ સાંભળવા મળે છે. બાબા રામદેવજીના સમયે જે લોકો તેમની આગળ છડી કે કામડી લઈને ચાલતી તેના પરથી આ પંથનાં નામો પડ્યાં છે. આ પંથની વિશેષતા એ છે કે આંધળા, કોઢી, પરિવાર દ્વારા ત્યજાયેલા, સમાજ દ્વારા બહિષ્કૃત એવા લોકોને આ સંપ્રદાયમાં ભેળવવામાં આવે છે અને એને સમ્માનપૂર્વક જીવન જીવવા લાયક બનાવે છે.

આ પંથના અનુયાયીઓ એકબીજાને સંમાનસૂચક 'સેવક' શબ્દથી સંબોધે છે અને ઇતર તમામ પંથ-સંપ્રદાયના માણસોને 'કંટક' સંજ્ઞાથી સંબોધે છે. આ પંથમાં નાના-મોટાના કોઈ ભેદ હોતા નથી. વિશેષતઃ તેઓ રામદેવજીનાં વિવિધ મંદિરોમાં પૂજાનું કાર્ય પણ સંભાળે છે.

## *'કુંડાપંથ' કે 'કાંચળિયા પંથ'*

રાજસ્થાનના પશ્ચિમ ભાગમાં વ્યાપ્ત એવા આ પંથને 'કુંડા પંથ', 'કુંડા પંથ', 'કાંચળિયા ધર્મ', 'દસા ધરમ', 'વીસા ધરમ', 'આદુ માર્ગ', કે 'સીધા મારગ' તરીકે ઓળખાવવામાં આવે છે. ખૂબ જ પ્રાચીન સમયથી આ તંત્ર-સાધનાનો ગુપ્તમાર્ગ લોકોપવાદને કારણે પોતાની સાંપ્રદાયિકતા છુપાવે છે.

આ પંથના અનુયાયીઓ પોતાની સાધના ગુપ્ત રાખે છે. ખરેખર તો એ

વામમાર્ગનું જ એક બદલાયેલું સ્વરૂપ છે. કેટલાક લોકોના મત પ્રમાણે ઇતિહાસ-પ્રસિદ્ધ ભાટી ઉગમશી અને મેઘવાળ ધારુ દ્વારા આ પંથનો ઉદ્‌ભવ થયો છે. રાવ મલ્લિનાથ (વિ.સં. ૧૩૮૫-૧૪૫૬), જેસલ, સાંખલો હરબુ, રાણા કુંભા, રાવ મલ્લિનાથનાં રાણી રૂપાંદે, તોરલ, બાબા રામદેવ (વિ.સં. ૧૪૬૧-૧૫૧૫), ડાલીબાઈ, ભાટી હરજી, ખીમરો કોટવાળ, દાડલદે, ધના રિખ વગેરે આ પંથના અનુયાયીઓ હતા. ભાટી ઉગમશી અને બાબા રામદેવ તો પોતપોતાના સમયે આ માર્ગના પૂજ્ય આચાર્યો હતા.

આ પંથમાં સ્ત્રી અને પુરુષને સરખું જ મહત્ત્વ આપવામાં આવે છે. સ્ત્રીઓ સાથે પાટ-ઉપાસના વખતે ભોગની છૂટ પણ આપવામાં આવે છે અને માંસ-મદિરાનું સેવન પણ ક્યાંક ક્યાંક કરવામાં આવે છે. એના સાધકો ગુપ્ત જગ્યાએ એકઠા થઈ એક ઘડામાં તમામ સ્ત્રીઓની કાંચળી મૂકી દરેક પુરુષના હાથમાં જે સ્ત્રીની કાંચળી આવે તેની સાથે સંભોગ કરે છે. આ વખતે દરેક ક્રિયાઓના મંત્રો પણ બોલાય છે.

# ૪
# મહાપંથની આતિથ્ય–ભાવનાનો મૂળ સ્રોત અને તેનો વિકાસ

ભારતીય સંસ્કૃતિમાં અતિથિને દેવ ગણીને પૂજવાની પરંપરા તો વેદો જેટલી જૂની છે. પણ મહાપંથમાં તો અતિથિની તમામ માગણી સંતોષવી અને જરૂર પડે તો પોતાનો દેહ સુધ્ધાં અર્પણ કરવો એવું આકરું વ્રત જાળવવામાં આવતું. મારગી પંથના કેટલાક અનુયાયીઓમાં આજે પણ આંગણે આવનારા અતિથિ સાધુ જો જાતીયવૃત્તિના સંતોષ માટે સ્ત્રીની માગણી કરે તો એની ઇચ્છા પૂરી પાડવામાં આવે છે. આ પરંપરા ક્યારથી અને શાથી શરૂ થઈ હશે એ વિશે કોઈ પ્રમાણો ઉપલબ્ધ નથી. પણ મહાભારતના અનુશાસન પર્વના બીજા અધ્યાયમાં ભીષ્મ પિતામહ દ્વારા યુધિષ્ઠિરને કહેવામાં આવેલ ગૃહસ્થધર્મની શ્રેષ્ઠતા અંગેના કથાનકમાં એનાં બીજ જોવા મળે છે.

આ કથાનકમાં ગૃહસ્થધર્મનો આશરો લઈને મૃત્યુ-દેવતા યમરાજનો પરાજય કરનાર સુદર્શન નામના રાજવીની કથા છે. સુદર્શન રાજાના વિવાહ ઓઘવતી નામની એક કન્યા સાથે થયેલા, ત્યારે રાજાએ એવી પ્રતિજ્ઞા કરેલી કે 'ગૃહસ્થ-ધર્મનું પાલન કરીને જ હું મૃત્યુનો પરાજય કરીશ' અને એ માટે એણે પોતાની પત્ની ઓઘવતીને કહેલું, 'તારે કોઈપણ પ્રકારે આપણે ત્યાં આવનાર અતિથિની ઇચ્છાથી વિરુદ્ધ વર્તવું નહીં. જે જે પદાર્થોથી અતિથિ પ્રસન્ન થાય તે તે સર્વ પદાર્થો તારે અતિથિને નિત્ય અર્પણ કરવા. કોઈ સમયે પોતાનો દેહ અર્પણ કરીને અતિથિને પ્રસન્ન કરવાનો પ્રસંગ આવે તો પણ તારે વિચાર કરવો નહીં.

આ પ્રમાણે પતિની આજ્ઞા થતાં ઓઘવતી અતિથિઓની સેવા શુશ્રૂષા કરે છે. તેવામાં એક વાર ધર્મ પોતે તેની પરીક્ષા કરવા એક બ્રાહ્મણનું રૂપ લઈને ઓઘવતી પાસે આવ્યો. એ સમયે સુદર્શન રાજા સમિધ લેવા વનમાં ગયો હતો. બ્રાહ્મણનું રૂપ ધારણ કરેલા ધર્મનો સત્કાર કરતી ઓઘવતી પાસે ધર્મે તેના દેહની માગણી કરી. ઓઘવતીએ ઘણું સમજાવ્યો છતાં બ્રાહ્મણ ન માન્યો ત્યારે ગૃહસ્થધર્મનું પાલન કરવા રાણી ઓઘવતી પોતાના પતિનાં વચનોને સ્મરણમાં રાખી બ્રાહ્મણ રૂપ ધર્મને તેના શયનગૃહમાં તેડી ગઈ. એવામાં સુદર્શન રાજા વનમાંથી આવ્યો. પોતાની પત્નીને આ સમયે શયનગૃહમાં જોઈ વિસ્મય પામ્યો. બહારથી સાદ પાડતાં બ્રાહ્મણે જવાબ વાળ્યો કે, ''તારી સ્ત્રીએ મને અનેક પ્રકારે અતિથિ-સત્કારો વડે લોભાવ્યો હતો અને અત્યારે તે મારો સંગ પામી રહી છે.''

આ સમયે 'રાજાને ક્યારે ક્રોધ આવે ને ક્યારે પોતાની પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થાય' એવો વિચાર કરતા યમરાજ રાજાની પાછળ લોઢાનો મુદગર લઈ વધ કરવા તૈયાર ઊભા હતા. પણ મન, વચન અને કર્મથી ગૃહસ્થધર્મનું પાલન કરનારા સુદર્શન રાજાએ હસતાં હસતાં બ્રાહ્મણને જવાબ વાળ્યો, ''હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! ધનભાગ્ય અમારાં ! તમે સુખેથી સુરતક્રીડા કરો. એથી અમારો ગૃહસ્થધર્મ ઉજ્જવળ થશે. અતિથિને સ્વાર્પણ એ જ સાચો ગૃહસ્થધર્મ, પણ તમને એ મેળવતાં કશી તકલીફ તો નથી પડીને ?'

આ સાંભળતાં જ ચારે દિશાઓમાં દિવ્ય નાદ થયો અને ધર્મ બ્રાહ્મણનું રૂપ ત્યાગી રાજાની સામે ઊભા રહ્યા.

યમરાજ પણ સુદર્શન રાજાને વંદી રહ્યા અને ઈશ્વરની કૃપાથી સુદર્શન તથા ઓઘવતી ગૃહસ્થધર્મને ઉજ્જવળ બનાવી સનાતન લોકમાં પહોંચી ગયાં.

આમ ગૃહસ્થધર્મની મહત્તા દર્શાવતા આ કથાનકને કંઈક અંશે મહાપંથની આતિથ્યભાવના અનુસરે છે. 'હું' અને 'મારું' મટી જાય, ધણીપણું ટળી જાય-આપાપણું ગળી જાય એ સાચો નિજારી કહેવાય એવું વારંવાર આ પંથનાં ભજનોમાં કહેવાયું છે. તે માત્ર વાણીમાં - શબ્દોમાં જ નહીં પણ જીવનવ્યવહારમાં પણ એના અનુયાયીઓએ ઉતાર્યું છે. કદાચ પાછળથી એટલે જ એમાં પાર વિનાની વિકૃતિઓ પણ આવી હશે. પરંતુ મધ્યકાળના આ લોકસંતોએ તો પોતાના જીવનમાં નૈતિક શુદ્ધિનો જ આગ્રહ રાખ્યો છે. પોતાના દેહને બીજાની સેવાનું સાધન માનીને દેહ દ્વારા બીજાના આત્માને આનંદ આપવો એ મહાપંથના દરેક અનુયાયીનું કર્તવ્ય મનાયું છે. પણ એમાં વ્યભિચારને સ્થાન નહોતું, નહીંતર દાડલદે જેવી એ સમયે અસ્પૃશ્ય ગણાતી જાતિની (ખીમરા કોટવાળની પત્ની) સ્ત્રી રાવત રણસિંહનો સ્પર્શ થતાંવેંત જીવતાં સમાધિ લેવા શાને તત્પર બની જાય ? નુગરા માણસે સતીનો છેડો પકડ્યો અને જે બેડું વેંતએક માથાથી અધ્ધર રહેતું તે માથા પર આવી ગયું. દાડલદે ઘેર આવીને તરત જ તેના પતિને સમાધિ ગળાવવાનો આદેશ આપે છે. સમાધિ લેવાની તૈયારી કરતી દાડલદે પાસે રાવત રણસિંહ દીક્ષા માગવા આવે છે ત્યારે 'ગત્યગંગા'ની અનુમતિ લીધા પછી ખીમરો તેને પરમોદે છે... આ છે મહાપંથની જતિ-સતીનો ગૃહસ્થધર્મ, તેની ચારિત્ર્યશુદ્ધિ.

એવો ગૃહસ્થધર્મ બજાવવા જતાં એ લોક-સંતોને ઓછાં અપમાનો સહન કરવાં પડ્યાં નથી ! ઘરમાં કંઈ સામગ્રી ન હોય, બહારથી સામગ્રી લાવવાની કશી સગવડ ન હોય છતાં આંગણે આવ્યો અતિથિ નિરાશ થઈને પાછો ન જાય એ માટે પોતાના શીલને પણ હોડમાં મૂકનારી સતીઓ આ મહાપંથમાં પાકી ગઈ છે.

સાંસતિયા કાઠીએ તો પોતાની પરણેતર તોરલ કાઠિયાણી કાળઝાળ લૂંટારા જેસલને આપી, પણ એ જ જેસલ સિદ્ધ થયો - જેસલ પીર થયો, ત્યારે આતિથ્ય-ધર્મ બજાવવા તોરલને પોતાના ખભે બેસાડી સધીર શેઠના ઘર સુધી પહોંચાડવામાં મદદગાર થયો એ કેમ ભૂલી શકાય ?

હજી ગઈ કાલની જ વાત ગણાય. વીર - પુરના ભક્ત જલારામે આંગણે આવનારા અતિથિને પોતાની અર્ધાંગના વીરબાઈ સોંપી દીધાં તે !

આમ મહાપંથના લોકસંતોમાં જોવા મળતી આતિથ્ય-ભાવના ભારતીય હિન્દુ સંસ્કૃતિની અણમોલ દેન છે. શ્રદ્ધા, આત્મવિશ્વાસ, વૈરાગ્ય, ત્યાગ, તપ, પ્રેમ અને ભક્તિના બળે અનેક કસોટીઓમાંથી પાર ઊતરેલા જીવનસાધકોની જીવનમીમાંસા આજના જીવનધોરણથી કઈ રીતે મૂલવી શકાય ? મહાપંથીની અતિથિનો સત્કાર કરવાની ભાવના જ એક મુખ્ય અંગ છે અને એ માટે બધું જ જાણે કે ગૌણ. અર્ધાંગના અર્પણ કરતાં પણ ન ખચકાતો મહાપંથનો સાધક-સંત તેમના આતિથ્યધર્મને ઉચ્ચ ભૂમિકાએ પહોંચાડે છે. ઉપરના ઉદાહરણોથી પ્રતિફલિત થાય છે કે કેટલી તીવ્રતાથી એમણે આતિથ્ય-ભાવનાનો સ્વીકાર કર્યો હશે !

# ૫

# મહાપંથી-બીજમારગી-પાટ ઉપાસના વિષયક સાધના અને સિદ્ધાંતો વર્ણવતી

## ભજનવાણીના રચયિતા સંત-કવિઓ

### (૧) અખૈયો

સમર્થ જ્ઞાનમાર્ગી વાણીના સર્જક સંત-કવિ. ભૂતનાથ(ઈ.૧૭૬૨ સુધીમાં)ના શિષ્ય, નાથ સંપ્રદાયના અને મારગી પંથના અનુયાયી હશે. એમની વાણીમાં ગુરુમહિમા, ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનો સમન્વય થયો છે. 'સાધુ મેરે ભાઈ પ્રેમને ભલકે મરીએ..', 'જિયાં રે જોઉં ત્યાં નર જીવતા.....', 'આવ્યો તારો મનખા જનમ અવતાર....' 'હરિ ને હરિજન બેઉ એક છે....', 'તુંબડી અને નાગરવેલનો વિવાદ' જેવાં ભજનો ઉપરાંત કેટલીક રચનાઓ હસ્તપ્રતોમાં પણ નોંધાઈ છે.

### (૨) અમરબાઈ

પરબના સંત દેવીદાસ (ઇ.૧૭૨૫-૧૮૦૦)નાં શિષ્યા, સંત-કવયિત્રી, પીઠડિયાના ડઉ શાખના મછોયા આહિરનાં દીકરી, સાસરે જતાં રસ્તામાં જ પરબની જગ્યામાં રક્તપીત્તિયાઓની સેવા કરતા સંત દેવીદાસને જોઈને અંતરમાં ભક્તિભાવ-વૈરાગ્ય જાગ્યો અને સંસારત્યાગ કર્યો.

'કોણ રે જાણે બીજું કોણ રે જાણે મારી હાલ ફકીરી....', 'બાવાજી તમારાં હશે તે તમને ભજશે...', 'મારી આંખ્યુંનાં સકજ ચોઘડિયાં.....', 'અમે પરબનાં ઓળગું...:' જેવાં ભજનોમાં એમની સેવાભક્તિ ને સમર્પણભાવના સહજ સરળ લોકભોગ્ય વાણીમાં આલેખાયાં છે.

### (૩) અમરસંગ

ઇ. ૧૮૦૪ થી ઇ. ૧૮૪૩ સુધી ધ્રાંગધ્રાની ગાદીએ રાજ્ય ભોગવનાર રાજવી સંત-કવિ. ખૂબ જ લોકપ્રિય બનેલાં 'જાવું છે નિરવાણી આતમાની કરી લે ઓળખાણી.....' 'દયા દિલમાં ધાર તારી બેડલી ઊતરે પાર....', 'અલખના ગુણ ગાય એની ઉજ્જવળ કીરતિ થાય.....', 'ભક્તિ છે ખાંડા કેરી ધાર...' વગેરે ભજનોમાં મન, કર્મ, વચને પરમાત્માના ગુણ ગાવાની શિખામણ અપાઈ છે. આગમ, ગુરુમહિમા અને નિરાકાર બ્રહ્મની ઉપાસના-જ્યોત-પાટ ઉપાસના જેવા વિષયો એમની વાણીમાં જોવા મળે છે.

## (૪) કડવો ભગત

બીજમાર્ગી-નિજારી સંતકવિ, મોરબીમાં મેઘવાળ જ્ઞાતિમાં જન્મ.

## (૫) કાળુ ભગત

રાજકોટ જિલ્લાના ટંકારા પાસે મેઘપુર (ઝાલાનું) ગામે વિ.સં. ૧૯૨૭ / ઈ. ૧૮૭૧માં ઝાલા ગરાસિયા કુટુંબમાં જન્મ. પિતા ખેંગારજી, માતા ફૂઈબા. ગુરુ : મારવાડની બખશાજી મહારાજની પરંપરાના સંત મંગળગિરજી. પત્ની કરણીબા ઇ. ૧૮૯૩માં આ સંત-દંપતીએ દીક્ષા લીધી.

ભક્તિ, જ્ઞાન, યોગ, ઉપદેશ, ચેતવણી, ગુરુમહિમા અને વૈરાગ્ય જેવા વિષયો ઉપર દોઢસો જેટલાં ભજનો-પદો, કીર્તન, કાફી, પ્રભાતિયાં, પ્રભાતી, સાવળ, પ્યાલો, ઝીલણિયાં, ધોળ, બારમાસી, સરવડાં, થાળ, આરતી, સ્તુતિ, રાસ, રાસડા, તિથિ, વાર, પરજ, સાખી, અંતકાળિયા જેવા પ્રકારોમાં સંતવાણીનું સર્જન. એમનાં શિષ્યા પ્રાણબા(પેઢડા, તા. લખતર)ની વાણી પણ અનુયાયીઓમાં ગવાય છે. કાળુ ભગતની વંશ-શિષ્ય પરંપરા આજે પણ ચાલુ છે.

## (૬) કેશવ

અર્વાચીન કવિ / આખ્યાનકાર કેશવલાલ રણછોડદાસ સાયલાકર. જન્મ તા. ૨-૫-૧૮૯૫, અવસાન તા. ૩૦-૧૧-૧૯૭૨. આખ્યાન રચનાઓ : રામદેવ રામાયણ, 'મહાત્મા મૂળદાસ, 'સતી લોયણ', 'સતી તોરલ', 'દેવાયત પંડિત', શેઠ સગાશા' 'ગોરખનાથ', 'ભતૃહરિ', 'ગંગાસતી' તથા કાવ્યસંગ્રહો 'રામસાગર', 'કડવા ભગતની વાણી.'

## (૭) ખીમરો કોટવાળ

દંતકથા અનુસાર ખીમરો કોટવાળ, દાડલદે અને રાવત રણશી વિક્રમની પંદરમી સદીમાં હયાત હતા. ખીમરો અને દાડલદે મૂળ મારવાડનાં પણ સૌરાષ્ટ્રમાં સંભવતઃ મોરબીમાં આવીને વસેલાં, આ સંત બીજમાર્ગી પાટ-ઉપાસના વખતે કોટવાળ તરીકે નિયુક્ત થતા. દાડલદે પણ બીજમાર્ગી 'સતી' હતાં. રાજા રાવત રણશીની કુદૃષ્ટિ થતાં જીવતાં સમાધિ લેવાનું નક્કી કરનાર દાડલદે સાથે ખીમરા કોટવાળની સમાધિનું સ્થાન મોરબીમાં આવેલી ઓલિયાની કબર તરીકે ઓળખાતી એક જ લાઈનમાં આવેલી બે લાંબી કબરો મનાય છે.

રાજસ્થાનમાં ખીંવણજી નામના એક સંતકવિની રચનાઓ ગવાય છે એ ખીંવણજી રાજસ્થાનના જૂની દૂધુ ગામે ભાટીવંશમાં થઈ ગયા, જે વિ.સં. ૧૨૫૦માં પીર શમસના શિષ્ય બનેલા. વિશેષ ચર્ચા માટે જુઓ 'દાનેવદર્શન' માસિકનો માર્ચ-૧૯૯૨નો અંક. લે. ડૉ. નિરંજન રાજ્યગુરુ-'ખીમરા કોટવાળની વાણી.'

## (૮) ગંગાસતી

ગોહિલવાડના સમઢિયાળા (જિ. ભાવનગર, ધોળા, જંકશન પાસે) ગામના ગરાસિયા કુટુંબમાં કહળુભા / કસળસિંહ ગોહિલના પત્ની,સરવૈયા રજપૂત કુટુંબમાં જન્મ. સંભવતઃ રામેતવનનાં શિષ્યા. એમની ભજનવાણીમાં નિજારપંથ, 'બીજમાર્ગ' શીલ, સત્સંગ, ગુરુ ઉપાસના, વૃત્તિવિરામ, યોગક્રિયા વગેરે વિષયોનું આલેખન થયું છે. એમની સમાધિ સમઢિયાળા ગામે કાળુભાર નદીના કાંઠે છે. એમનાં શિષ્યા પાનબાઈને કેટલાક લોકો પુત્રવધૂ તો કેટલાક લોકો બહેનપણી કે નોકરાણી તરીકે પણ ઓળખાવે છે. સમાધિ વિ સં. ૧૯૫૦ ફાગણ સુ. ૮ ગુરુવાર તા. ૧૯ માર્ચ. ૧૮૮૪. વિશેષ વિગતો માટે જુઓ 'શ્રી કહળસંગભગત, ગંગાસતી અને પાનબાઈની સંશોધન પરક સંક્ષિપ્ત જીવનકથા' મજબૂતસિંહજી જાડેજા.

## (૯) ગોરખ

નાથસંપ્રદાયના સિદ્ધ, મત્સ્યેન્દ્રનાથના શિષ્ય. એમનાં નામાચરણો ધરાવતી કાઠિયાવાડી તળપદી બોલીમાં રચાયેલી કેટલીક રચનાઓ લોકકંઠે જળવાતી આવી છે. જેનું કર્તૃત્વ ખરેખર તો પાછળના સંત-કવિઓનું હોવા સંભવ છે.

## (૧૦) જીવા ભગત

ઈ. ૧૭૫૮માં ટંકારા ખાતે ખત્રી જ્ઞાતિમાં જન્મ. રવિ-ભાણ સંપ્રદાયના મોરારસાહેબના શિષ્ય. અવસાન ઈ. ૧૮૪૯.

જીવા ભગતની શિષ્યપરંપરામાં ઊતરી આવેલા સંતોમાં નિજારમત અને રવિભાણ સંપ્રદાયની સાધનાનો સમન્વય જોવા મળે છે. જીવા ભગત પોતે મોરારસાહેબના શિષ્ય બન્યા હોય એ પહેલાં બીજમારગી પાટ-ઉપાસનાના અનુયાયી હશે એ સંભવ છે. પ્રસ્તુત ગ્રંથમાં આપેલી જીવા ભગતની ૧૮ ભજનરચનાઓમાં બીજમાર્ગનો મૂળ મર્મ પ્રગટાવતું ચિંતન રજૂ થયું છે.

## (૧૧) જેસલ (જેસલ-તોરલ)

કચ્છના આ સંત-કવિનું ચરિત્ર જુદા જુદા સંત ચરિત્ર-સંગ્રહોમાં ભિન્ન ભિન્ન પ્રકારે આલેખાયું છે. કચ્છના દેદા વંશના જાડેજા રાજપૂત ચાંદોજીને ત્યાં એમનો જન્મ થયો હતો એનું પૂર્વજીવન બહારવટે ચડેલા કાળઝાળ લૂંટારા તરીકે સર્વત્ર આલેખાયું છે. સૌરાષ્ટ્રના સલડી / સરલી / વાંસાવડ ગામના સંત રાજવી સાંસતિયા કાઠીને ત્યાં તેની ઘોડી અને તલવાર ચોરવા જતાં પાટપૂજન વિધિ સમયે અચાનક સાંસતિયાની પત્ની તોરલને જોઈ. ક્રૂર અને પાપી જેસલના જીવનનો ઉદ્ધાર કરવાના આશયથી સાંસતિયાએ પોતાની ઘોડી-તલવાર સાથે તોરલ / તોળીરાણી પણ સોંપી

દીધી. અનેક કસોટીઓની વચ્ચે તોરલે જેસલનો બચાવ કર્યો અને ધીરે ધીરે જેસલનું હૃદયપરિવર્તન થતાં મહામાર્ગમાં દીક્ષિત થયો. છેવટે અંજાર-કચ્છમાં જીવતાં સમાધિ લેનાર જેસલ આજે 'જેસલપીર' તરીકે પૂજાય છે.

## (૧૨) તોરલ

મહાપંથી સંત-કવયિત્રી. જેસલ-તોરલની કથા વર્ણવતાં ભજનોમાં નિજારપંથ-મારગી સંપ્રદાયની પાટ-ઉપાસના, એની સાધના અને સિદ્ધાંતોનું આલેખન થયું છે. કેટલાંક ભજનો પાછળથી અન્ય ભજનિક સંતો દ્વારા રચાયાં હોવાની સંભાવના છે.

## (૧૩) દેવાયત પંડિત / દેવળદે

મહાપંથી સંતયુગલ શોભાજી કે સુબાજીની શિષ્ય. તેમના વિશે અનેક ચમત્કારમય દંતકથાઓ સાંપડે છે. વિશેષ પરિચય 'ગુરુજીને પૂછું રૂડાં જ્ઞાન તો બતાવે...' લેખ ડૉ. નિરંજન રાજ્યગુરુ 'ઊર્મિનવરચના' એપ્રિલ ૧૯૮૯.

માર્ગીપંથના ખોજા કવિ કેશવની રચનાઓ પણ દેવાયત / દેવાયત પંડિત / દેવાયત પરમાર વગેરે નામે રચાઈ હોવાનું નોંધાયું છે. એના વિશેની વિસ્તૃત ચર્ચા ઉપરના લેખમાં કરી છે.

## (૧૪) દેવીદાસ

પરબવાવડી (તા. ભેંસાણ જિ. જૂનાગઢ)ની પ્રસિદ્ધ જગ્યાના સ્થાપક સંતકવિ. જન્મ ઇ. ૧૭૨૫, અવ.ઇ. ૧૮૦૦ મુંજિયાસર ગામે રબારી જ્ઞાતિના જીવા ભગત / પુંજા ભગત અને માતા સાજણબાઈને ત્યાં જન્મ. લગ્ન, સંસાર અને બે પુત્રોના જન્મ પછી સંસારત્યાગ. એમના ગુરુ તરીકે લોહલંગરી જીવણદાસજી (ગોંડલ-વડવાળા સ્થાન), જેરામભારથી કે જયરામગિરિનાં નામો નોંધાયાં છે. જીવનભર એમણે રક્તપીત્તિયાઓની સેવા કરેલી. શિષ્યો શાદુળભગત ખુમાણ અને આહિર કન્યા અમરબાઈ.

## (૧૫) ધ્યાનનાથ

નાથપંથી સિદ્ધ સંતકવિ એમની ભજનરચનામાં બીજમારગી-મહાપંથી સંતોની વિવિધ જીવનઘટનાઓના ઉલ્લેખો છે, જે પરંપરાથી આ પંથના અનુયાયીઓમાં કહેવાતી આવે છે. માતા કુંતા અને દ્રૌપદીથી માંડીને શેઠ સગાળશા, જેસલ-તોરલ, રૂપાંદે-માલદે, હરીશચંદ્ર તારાદે, કુંભોરાણો ને નીરલદે, અજેપાળ ને કતીબશા વગેરે ભક્તોના અહીં ઉલ્લેખો મળે છે.

## (૧૬) ધ્રુવ-પ્રેહલાદ

ધ્રુવ અને પ્રહલાદના નામે કોઈક અનામી સંત-કવિએ ભજનોની રચના કરી

છે. કેટલાકને મતે એવી રચનાઓ, ખોજા મિશનરીઓ દ્વારા રચાઈ હોવાનો સંભવ છે. આવા સંત-કવિઓએ 'સહદેવ જોશી' અને 'હરિશ્ચન્દ્ર'ના નામે પણ ભજનો રચ્યાં છે.

## (૧૭) નૂર સતાગર

નિઝારી ઇસ્માઈલી સંત. જ.ઈ. ૧૪૫૨, અવ.ઇ. ૧૫૧૩ : વિશેષ : માહિતી ગુજરાતી સાહિત્યકોશ (મધ્યકાળ) પૃ. ૨૨૫. તથા 'મહાપંથને નવું પરિમાણ આપનારા ખોજા સંતો' લેખ ડૉ નિરંજન રાજ્યગુરુ, ઊર્મિ-નવરચના' ઑક્ટો. ૧૯૮૬ અને 'પીરાણા પંથની ઘટપાટ ઉપાસના' લેખ. ડૉ. નિરંજન રાજ્યગુરુ 'ઊર્મિ-નવરચના' ડિસેમ્બર ૧૯૮૭.

## (૧૮) ભાણસાહેબ

રવિ-ભાણ સંપ્રદાયના આદ્યપુરુષ, રામકબીરપંથી સંતકવિ. કનખિલોડ (ચરોતર પ્રદેશ) ગામે લોહાણા, જ્ઞાતિમાં જન્મ ઇ. ૧૬૯૮ / વિ.સં. ૧૭૫૪, અવ. ઇ. ૧૭૫૫ / વિ.સં. ૧૮૧૧. ગુરુ ષષ્ટમદાસજી, રવિસાહેબના ગુરુ અને ખીમસાહેબના પિતા.

## (૧૯) ભોજાભગત

જ્ઞાનમાર્ગી કવિ, જેતપુર પાસેના દેવકી ગાલોળ ગામે સાવલિયા અટકના કણબી કરસનદાસ અને માતા ગંગાબાઈને ત્યાં ઇ. ૧૭૮૫માં જન્મ, અવસાન ઇ. ૧૮૫૦માં વીરપુરમાં તેમના શિષ્ય જલારામને ત્યાં, જગ્યા ફતેહપુર (અમરેલી પાસે.

## (૨૦) માણેકનાથ

મહાપંથી સંતકવિ. બીજમારગી પાટ-ઉપાસક

## (૨૧) મારકુંડ ઋષિ

મહાપંથી ભજનવાણીમાં સૌથી પ્રાચીન મનાતાં ભજનો 'મારકુંડ ઋષિની વાણી' તરીકે જાણીતાં થયેલાં કોઈક અનામી સંતની રચનાઓ છે. જેમાં મારકુંડ ઋષિ અને યુધિષ્ઠિર વચ્ચેનો સંવાદ છે. માર્કન્ડેય પુરાણ ઉપરથી રચાયેલાં મનાતાં આ ભજનોમાં સૃષ્ટિની ઉત્પત્તિ, નિજારધર્મ, બીજમાર્ગ અને મહાપંથના ઉદ્ભવ વિશેની કથાઓ મળે છે.

## (૨૨) માલદે / રાવળ માલો / રાવ મલ્લિનાથ

રૂપાંદે-માલદેની ખૂબ જ પ્રચલિત કથાના નાયક સંત-કવિ. સતી રૂપાંદેના પતિ, મારવાડના રાવળ રાજા અલખાજીના જ્યેષ્ઠ પુત્ર. મારવાડના ઇતિહાસ મુજબ તેમનો જન્મ ઇ. ૧૩૩૨માં અને અવસાન ઇ. ૧૪૦૦માં થયું. એમના ગુરુ હતા ધારુ મેઘવાળ-મેઘ ધારવો.

માલદેના સમય વિશે તથા રાવ મલ્લિનાથ અને રાવળ માલદે જુદા હતા એ વિશે ખૂબ જ વાદવિવાદો થયા છે. રાજસ્થાનમાં થયેલાં અદ્યતન સંશોધનો મુજબ રાવળ માલદે રામદેવપીર પહેલાં થઈ ગયા છે. અને રાવ મલ્લિનાથ તે જ માલદે / રાહોળ માલો છે.

## (૨૩) મૂળદાસજી

ભજનિક-જ્ઞાનમાર્ગી સંતકવિ. આમોદરા (જિ. જૂનાગઢ) ગામે સોરઠિયા લુહાર જ્ઞાતિમાં કૃષ્ણજી-ગંગાબાઈને ત્યાં જન્મ. જીવણદાસ લોહલંગરીના શિષ્ય (જન્મ ઇ. ૧૬૫૫- અવ. ઇ. ૧૭૭૯) જગ્યા અમરેલી ગામે. શિષ્યો : શીલદાસ, હાથીરામ, જદુરામ વગેરે.

## (૨૪) મેઘ કચરો

મહાપંથી-બીજમારગી હરિજન-મેઘવાળ જ્ઞાતિના સંતકવિ.

## (૨૫) મેઘ ખીમો

મહાપંથી-બીજમારગી હરિજન-મેઘવાળ જ્ઞાતિના સંત કવિ.

## (૨૬) મેઘ જીવો.

મહાપંથી-બીજમારગી હરિજન-મેઘવાળ જ્ઞાતિના સંતકવિ. ભાણવડ-ભૂંભલિયા (તા. પોરબંદર) ગામે જન્મ. વિ.સં. ૧૮૯૦ / ઇ.સ.૧૮૩૪. અવસાન વિ.સં. ૧૯૬૦ / ઇ.સ. ૧૯૦૪ મોખાણ ગામે. ગુરુ મુંજાભગત, પુત્ર : બોદા પીર, પીરગાદી સોઢાણા (તા. પોરબંદર) ગામે.

## (૨૭) મેઘ ધારુ / મેઘ ધારવો

રૂપાંદે-માલદેના ગુરુ, સંભવત : મારવાડના હરિજન સંત-કવિ.

## (૨૮) મોરાર સાહેબ

રવિસાહેબના શિષ્ય સંત-કવિ. થરાદ (રાજસ્થાન)માં વાઘેલા રાજપૂત જ્ઞાતિમાં ઇ. ૧૭૫૮માં જન્મ. રવિસાહેબ પાસે દીક્ષા ઇ. ૧૭૭૯, જીવતાં સમાધિ ખંભાલિડા (જિ. જામનગર) ગામે ઇ. ૧૮૪૯માં શિષ્યો : હોથી, જીવાભગત ખત્રી વગેરે.....

## (૨૯) રવિદાસ (મોડશિષ્ય)

મહાપંથી-બીજમારગી સંત-કવિ.

## (૩૦) રવિસાહેબ

રવિભાણ સંપ્રદાયના સ્થાપક સંતકવિ. ભાણસાહેબના શિષ્ય. જન્મ વીસા શ્રીમાળી વણિક કુટુંબમાં તણછા (જિ. ભરૂચ) ગામે ઇ. ૧૭૨૭માં, અવસાન ઇ. ૧૮૦૪ રતનદાસની જગ્યા વાંકાનેર ખાતે, સમાધિ મોરારસાહેબના ખંભાલિડા ગામે.

## (૩૧) રામદેવપીર

રાજસ્થાનના પોકરણગઢના તુંવરવંશના રાજપૂત રાજવી, પિતા અજમલજી માતા : મિણલદે, પત્ની : નેતલદે, સમય ઇ. ૧૪૦૫ થી ૧૪૫૯. ગુરુ : બાળનાથ.

ઇશ્વરના અંશાવતાર તરીકે બીજમાર્ગી પાટ-ઉપાસનામાં પૂજાતા સંતકવિ.

## (૩૨) રૂખી રામદાસ

ભંગી જ્ઞાતિમાં ઇ. ૧૯૦૯માં ગોધાવટા (તા. લીંબડી) ગામે જન્મ. સમાધિ રાજકોટમાં ઇ. ૧૯૪૪, ગુરુ ગોવિંદભગત. મહાપંથી નિજારી સંતકવિ.

## (૩૩) રેવા ભારથી

મહાપંથી સંત, મનોહરના શિષ્ય.

## (૩૪) લખમો માળી

મહાપંથી ભજનિક સંતકવિ. સંભવંતઃ રાજસ્થાનના, રાજસ્થાનમાં 'લિખમા માલી'ની ભજનરચનાઓ ખૂબ જ પ્રસિદ્ધ છે. ગુજરાતીમાં પણ ઘણાં ભજનો મળે છે. પ્રસ્તુત સંપાદનમાં આપેલું ભજન રાજસ્થાની ભાષામાં છે. એ જ ભજન પાઠાંતરે 'લીરાયબાઈની રચના' તરીકે પણ આપ્યું છે.

## (૩૫) લીરાયબાઈ / લીરલબાઈ / લીલમબાઈ / નીરલઆઈ / લીરબાઈ

આવાં જુદાં જુદાં નામાચરણો ધરાવતાં ભજનોમાં કયું ભજન કયાં સંત કવયિત્રીનું એ નક્કી કરવું ખૂબ જ મુશ્કેલ છે. મજેવડીના લુહારભક્ત દેવતણખીનાં પુત્રી અને દેવાયત પંડિતનાં શિષ્યા લીરલબાઈ, ઇંદોરગઢના કુંભારાણાનાં પત્ની લીળલબાઈ, ઉગમશી ભાટીનાં શિષ્યા લીલમબાઈ, મેર જ્ઞાતિના મોઢવાડા (તા. પોરબંદર) ગામનાં મહાપંથી સંત-કવયિત્રી લીરબાઈમાતા (જે પરબના સંત જીવણદાસજીનાં શિષ્ય હતાં) વગેરે સંત-કવયિત્રીઓની વાણીમાં ખૂબ જ સેળભેળ થયેલી માલૂમ પડે છે. રચનાઓ, વિશેષ વિગતો તથા પરિચય માટે જુઓ લેખ : 'શબ્દસૃષ્ટિ' મે, ૧૯૯૫, 'સંત કવયિત્રીઓની વાણી' ડૉ. નિરંજન રાજ્યગુરુ.....

## (૩૬) લોયણ

મહાપંથનાં સંત-કવયિત્રી, શેલર્ષિનાં શિષ્યા. લુહાર જ્ઞાતિમાં વીરાભગતને ત્યાં કીડી (તા. બાબરા, જિ. અમરેલી) ગામે જન્મ. આટકોટનો રાજવી લાખો સ્વભાવે લંપટ અને વિલાસી હતો, તે લોયણના સ્વરૂપ પાછળ અંધ બનેલો, લોયણને સ્પર્શ કરવા જતાં તે કોઢિયો થયો અને લોયણના ગુરુ શેલર્ષિની કૃપાથી પશ્ચાત્તાપના અગ્નિમાં બળતા લાખાને સારું થયું એ વખતે ૮૪ જેટલાં ભજનો લોયણે લાખા અને તેની રાણીને ઉદ્દેશીને ગાયેલાં એવું કહેવાય છે. ઊંચી કોટિનું

તત્ત્વજ્ઞાન અને મહાપંથના સાધના-સિદ્ધાંતોની સાથોસાથ વેદાન્તી પરિભાષા, યોગની ક્રિયાઓ, બ્રહ્મનું રહસ્ય, વૃત્તિ, રસ, સત્સંગ,.દેહ, માયા, જ્ઞાન, ભક્તિ અને પરમતત્ત્વની પ્રાપ્તિ જેવા વિષયો ઉપર ઉત્તરોત્તર ક્રમશઃ સાધનાનું માર્ગદર્શન આપતાં આ ભજનોમાંની તમામ રચનાઓ લોયણની હોવા વિશે શંકા ઉત્પન્ન થાય છે. કોઈક વેદાન્તી, શાસ્ત્રપારંગત બ્રાહ્મણ કે સાધુ આખ્યાનકારની રચનાઓ હોવા વધુ સંભવ છે. ગંગાસતીની વાણીની શબ્દાવલિ અહીં પણ પ્રયોજાઈ છે. કદાચ લોયણ અને ગંગાસતીને નામે અમુક ભજનો આવા અજ્ઞાત આખ્યાનકારે જ રચ્યાં હશે. છતાં કેટલાંક ભજનોમાં સીધા સાદા સરળ શબ્દોમાં નિજિયાપંથની ઓળખ, ગુરુ અને ગુરુગમ, શિષ્યની લાયકાત, રહેણી અને કરણી જેવા વિષયોનું નિરુપણ થયું છે. આ ભજનો પ્રત્યક્ષ કથનશૈલીનાં તથા સંવાદાત્મક પણ છે.

## (૩૭) શીલદાસ

મૂળદાસજીના શિષ્ય, મહાપંથી સંતકવિ.

## (૩૮) સરવણ કાપડી

મહાપંથી સંતકવિ, ખાસ કરીને આગમ પ્રકારનાં ભજનોના રચયિતા

## (૩૯) સરજુગિરિ

અર્વાચીન સમયના સાધક સંત-કવિ. મોહનગિરિના શિષ્ય. 'જોશીમઠ' બલોલ, (તા. મહેસાણા)ના રહેવાસી હતા, ૪૦૦ થી વધુ રચનાઓ જેમાં આરતી, સ્તુતિ, ગરબી, ગઝલ, પ્રભાતિયાં અને આખ્યાનો. ગ્રંથ : 'અનુભવ પ્રકાશ મુક્તાવલી ૧.૨' આ. ૧. ૧૯૪૬

## (૪૦) સહદેવ જોશી

ખોજા સંતકવિ, નિઝારી પરંપરાના પીર શામસુદ્દીનના પુત્ર સદરૂદ્દીને (જેમની નિમણૂક ધેલમી ઉપદેશક તરીકે ઈ. ૧૪૩૦માં થયેલી) સહદેવ અને હરિચંદ્ર નામથી કેટલીક બીજમારગી ભજનરચનાઓ, આગમ પ્રકારની વાણી આપી છે.

## (૪૧) હરજી ભાટી

રામદેવપીરની પરંપરામાં રાજસ્થાની સંત કવિ.

મહાપંથી સંતકવિઓની વાણીમાંથી પસાર થતાં એક ખ્યાલ એવો સ્પષ્ટ થયો છે કે જેસલ–તોરલ, લાખો–લોયણ, ખીમરો–દાડલદે કે કહળુભા–ગંગાસતી જેવાં સંતયુગલો–ભક્ત દંપતીઓ જરૂર થયાં હશે. પરંતુ તેમના નામાચરણ સાથે ગવાતી તમામ ભજનરચનાઓ એમના દ્વારા જ સર્જાઈ હશે એવું ન કહી શકાય. એમાં પાછળથી થયેલા અનેક નામી–અનામી સર્જકો દ્વારા રચાયેલાં ભજનો પણ ઘૂસી ગયાં છે, એમાંની કેટલીક રચનાઓ તો સંસ્કૃતના જાણકાર. શાસ્ત્રપુરાણોના અભ્યાસી, વેદાન્ત અને યોગમાર્ગની પરિભાષાના જાણતલ કોઈ સાધુ કે બ્રાહ્મણ પુરાણ આખ્યાનકાર દ્વારા જ રચાઈ હોવાની પૂરેપૂરી શંકા ઊઠે છે. આવી રચનાઓમાં બીજમાર્ગ, નિજાર, મહાપંથ કે પાટધર્મની સાધના અને સિદ્ધાંતોને ઠેકાણે શાસ્ત્રપુરાણોમાં વર્ણવાયેલ તત્ત્વદર્શન અને વેદાન્તની પરિભાષાનો સીધો ઉપયોગ થયો છે, વળી એમાં સાધનાની કોઈ ચોક્કસ સળંગસૂત્રતાનો પણ અભાવ છે. એટલે પ્રસ્તુત સંપાદનમાં સમાવેલા દરેક સર્જક સંતકવિઓને નામે મળતી તમામ રચનાઓને સ્થાન નથી આપ્યું. પરંતુ જેમાં મહાપંથી વિચારધારા હોય કે પાટઉપાસના સંબંધી ક્રિયાકાંડ કે સાધનાનું આલેખન હોય એવી પરંપરિત વિષયવસ્તુ ધરાવતી ભજનવાણીનો જ સમાવેશ કર્યો છે. કેટલાક બીજમારગી કે મહાપંથી સંપ્રદાયમાં ન હોય છતાં, પોતાનો સંપ્રદાય તદ્દન જુદો હોવા છતાં પાટધર્મની વાત કરી હોય એવા સંતકવિઓની વાણી અને કેટલાક પાટધર્મનો વિરોધ કરનારા સંતકવિઓની પાટવિષયક વાણીને પણ અહીં સમાવી લેવાંમાં આવી છે. ટૂંકમાં બીજમાર્ગ, સનાતનધર્મ, મહાપંથ, નિજારધર્મ વગેરે સંજ્ઞાઓ સાથે જેમને સંબંધ છે એવી–એટલી જ ભજનરચનાઓને અહીં સંપાદિત કરવામાં આવી છે.

અહી જે જે સર્જક સંતકવિઓની ભજનવાણી સમાવવામાં આવી છે તેની અન્ય રચનાઓ જે જે જૂનાં ભજનસંપાદનોમાંથી મળી આવે છે તે ગ્રંથોની સંદર્ભયાદી પણ ગ્રંથને અંતે આપી છે જેથી જિજ્ઞાસુઓ એ કવિઓની તમામ રચનાઓની જાણકારી મેળવી શકે.



# બીજમારગી ગુપ્ત પાટઉપાસના અને મહાપંથી-સંતોની ભજનવાણી

ડૉ. નિરંજન રાજ્યગુરુ



ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર

# બીજમારગી સાધના અને સિદ્ધાંતો વર્ણવતી ભજનવાણીનું સંપાદન

## ભજન અનુક્રમ

## ૧ મારગી ઘટપાટનો મંત્ર (ભજન)

સતજુગની બેનડી તેના પુરુષ છે ચાર
ઉત્તર દિશા ગુરુ ભાખો પાંચે કરોડી
સરસલો મંગળ ચાર..
રાજા પેરાજ પાટ પધાર્યા, માણેક મોતીએ વધાવો દુવાર
પાટ વધાવો સોના તણો, ત્રિવેણી સંગમાં ગયું પાર
સાધ પંથના એકોતેરસો પરિયા ઓધરે, ઓતર દિશા
આદ્યપંથ ચાલિયા, થાપ લ્યો દ્વારામતી, ઈશ્વર હાથ
કલશ દિયા, આદિનાથ પાટ બેઠા, ગરૂડ કોટવાળ,
સીતોજ, ઈંદોજ, જરોજ, ઉદ્‌ભોજ ચાર ખાણી,
પરા, પશ્યંતિ, મધ્યમા, વૈખરી ચાર વાણી
ગુરુ ભાખ્યા નિરવાણી, પાંચે કરોડી પ્રેહ્લાદ ફળ માંગે...
ત્રેતા જુગની બેનડી, એના પુરુષ છે ત્રણ
પૂરવ દિશા ગુરુ ભાખો સાતે કરોડી
સરસલો મંગળ ચાર..
રાજા હરચંદ પાટે પધાર્યા, પાટ વધાવો રૂપા તણા,
પૂરવ દિશા સાધ પંથ ચાલિયા, રખ જાંપડે હાથ
કલશ દિયા, ચોરંગીનાથ પાટે બેઠા, સૂરજ
કોટવાળ, ગુરુ ભાખ્યા નિરવાણ... સાતે કરોડી
સરસલો રાજા હરચંદ ફળ માંગે...
દ્વાપર જુગની બેનડી, એના પુરુષ છે દોય,
દક્ષિણ દિશા, ગુરુ ભાંખ્યા નવ કરોડી
સરસલો મંગળ ચાર.....
રાજા યુધિષ્ઠિર પાટે બેઠા, પાટ વધાવો ત્રાંબા તણા,
દખણ દિશા સાધ પંથ ચાલિયા, ક્ષેત્ર દિપાણદ હાથ કળશ દીઆ,
મછંદરીનાથ પાટે બેઠા, હનુમાન કોટવાળ, ગુરુ ભાખ્યા
નિરવાણ નવ કરોડી રાજા યુધિષ્ઠિર ફલ માંગે...
કળજુગની બેનડી, એનો પુરુષ છે એક,
પછમ દિશા ગુરુ ભાખ્યા, બારે કરોડી
સરસલો મંગળ ચાર...
રાજા બળિ કેરા બંધ સાહેબો છોડશે,

પાટ વધાવો માટી તણો, મેહેસર હાથ કળશ દિયા,
ગુરુ ગોરખનાથ પાટે બેઠા, ગણેશ છે કોટવાળ,
ભેરવ છે કોટવાળ, ચાર ખાણ, ચાર વાણ,
ગુરુ ભાખ્યા નિરવાણ,
બાર કરોડ શું રાજા બલિ ફળ માંગે......

## ૨ (ભજન ધરમ ધડો)

બોલો સામી સતનાં પરમાણ
ભલે મંડપ રોપિયો....
અસંગ મહાસંગ નોતર્યો જેને મળિયા ગૌરી ઈશ;
ધુંધુકાર જુગ ચાલ્યા ગિયા, જપતા જગ છત્રીશ;
ભલે મંડપ રોપિયો......
કોણ પંડિત પાટ બેઠા, તેના કોણ છે કોટવાળ;
કોણ લાવે પૂજા પાટ ને કોણ લઈ આવે થાળ..
ભલે મંડપ રોપિયો.....
નિયાં આદિનાથ જોગી પાટે બેઠા, ગણેશ હતા કોટવાળ;
પ્રેહ્લાદ રાજા પૂજા પાટ લાવ્યા, રાણી રતનાવળી લાવ્યાં થાળ....
ભલે મંડપ રોપિયો......
જેણે દીધાં હસ્તિનાં દાન, વિશ્વાસે સાચા વેદ વાણી;
જૂઠી નહીં લગાર, જેની ક્રિયામાં કુંજર ઊઠ્યો,
ઇ મહાધરમ સાચો માન, ઇ ધરમ આદિ જુગનો
જેમાં પાંચ કરોડે સિધ્યા પ્રેહ્લાદ રાય..
ભલે મંડપ રોપિયો...
અસંગ મહાસંગ નોતર્યો, જેને મળિયા ગૌરી ઇશ;
દ્વાપર જુગ ચાલ્યા ગિયા, જપતા જુગ પાંત્રીશ,
ભલે મંડપ રોપિયો.....
નિયાં સોરંગીનાથ જોગી પાટે બેઠા, હનુમાન હતા કોટવાળ;
હરિશ્ચંદ્ર રાજા લાવ્યા પૂજા પાટ, રાણી તારાદે લાવ્યાં થાળ..
ભલે મંડપ રોપિયો...
જેણે દીધાં અશ્વનાં દાન, સત વિસવાસે સાચાં,

વેદવાણી જૂઠી નહીં લગાર, ઈ ક્રિયામાં રેવંત ઉઠિયો,
ઇ મહાધરમ સાચો માન ઇ. ધરમ આદિ જુગનો
જેમાં સાત કરોડે સિધ્યા હરિશ્ચંદ્ર રાય...
ભલે મંડપ રોપિયો...
અસંગ મહાજંગ નોતર્યો, જેને મળિયાં ગૌરી ઈશ;
તેતરા જુગ ચાલ્યા ગિયા જપતાં જુગ ચોત્રીશ;
ભલે મંડપ રોપિયો....
તેતરા જુગમાં જોગી મછંદરનાથ પાટે બેઠા, ગરૂડ હતા કોટવાળ,
યુધિષ્ઠિરરાય લાવે પૂજા પાટને દ્રૌપદી લાવે થાળ..
ભલે મંડપ રોપિયો.....
જેણે દીધાં કવલીનાં દાન, વિસવાસે સાચી વેદવાણી;
જૂઠડી નહીં લગાર, ઇ ક્રિયામાં કવલી ગાય ઊઠી.
ઇ ધરમ ચોથો માન ઇ ધરમ છે આદિ જુગનો
જેમાં નવ કરોડે સિધ્યા યુધિષ્ઠિરરાય.....
ભલે મંડપ રોપિયો...
અસંગ મહાજંગ નોતર્યો, જેનો મળિયા ગૌરી ઈશ;
ચોથા કળિયુગ ચાલ્યા ગિયા, જપતાં જુગ તેત્રીશ
ભલે મંડપ રોપિયો...
ચોથા જુગમાં જોગી ગોરખનાથ પાટ બેઠા, ભેરવ હતા કોટવાળ,
બલિરાય લાવે પૂજા પાટ, રાણી વિંધ્યાવળી લાવે થાળ...
ભલે મંડપ રોપિયો.....
જેણે દીધાં અજિયાનાં દાન, વિસવાસે સાચી વેદવાણી;
જૂઠી નહીં લગાર તો ય અજિયા નવ ઊઠી
સંતો કરો ને વિચાર, બાર કરોડે સિધ્યા બલિરાય.....
ભલે મંડપ રોપિયો......

## ૩ (અખૈયો)

વીરા મારા ! વાડિયું વધાવજો રે હાં,
સાચા સદ્‌ગુરુ મુનિવર સેવીએ રે જી....
જ્યોતે ને પાટે રે જામો જાગશે,
મળશે નર ને નારી રે;
મોટા મોટા મુનિવર આવશે,

બેસે આસન વાળી રે....વીર.....
ચંપો મરવો ને કેવડો,
લીલૂડી નાગરવેલ રે;
ફાલી રે ફૂલી વાડી ઊલટી,
મનની આંટિયું મેલ રે..વીરા.....
છડિયુંવાળા હાલી નીકળ્યા,
પંથે નૈં પૂગે પાળા રે;
ભલાઈવાળાને ભેટશે,
કુડિયા દેશે મોં ટાળા રે..વીરા....
સામટો સ્વારથ તમે કાં કરો !
ફળ તમે. ખાવને વેંચી રે;
આવતા અભિયાગતને ઓળખો,
કાં બેઠા આંખ્યું વીંચી રે...વીરા....
ભાવતાં ભોજનિયાં તમે કાં જમો !
કાં થાવ આપે અકારા રે;
ધણીને દરગારે લેખાં પૂછશે,
મારશે સોટાના મારા રે...... વીરા.....
શૂરા હોય ઓ સનમુખ રે'વે,
પગલાં નહીં ભરે પાછાં રે;
શીશ પડે ને વાકો ધડ લડે,
ઈ તો ડગ ભરશે સાચાં રે.....વીરા....
રે'વું રે મોટા ધણીના પંથમાં,
ખેલવું ખાંડાની ધારા રે;
ભૂતનાથ ચરણે અખૈયો ભણે,
સદ્‌ગુરુ પાર ઉતારા રે....વીરા....

## ૪ (અમરબાઈ)

મેં તો સધ રે જાણીને,
તમને સેવિયા;
મારે રુદિયે દિવસ ને રાત,
જીવન ભલે જાગિયાં.....
મેં તો પુન્યના પાટ મંડાવિયા,

જ્યોતું જગાવે દેવીદાસ;
મેં તો કુરણાના કળશ થપાવિયા,
મારે પધાર્યા પીર જસો ને વોળદાન...જીવન ભલે.....
એવી સતિયું મળિયું મારા સમ ધણી,
સતી અમર અમૂલાં માંગલ બાઈ;
એવા નૂરીડા મળ્યાં હરિજનનાં નિરમળાં,
કોળી પાવળ પીર શાદલને હાથ.... જીવન ભલે.....
ગરવા દેવંગી પરતાપે અમર બોલિયાં,
તારા સેવકુંને શરણુંમાં રાખ...જીવન ભલે......

૫ (રાજ અમરસંગ)

અરે અરજણ બીજરે થાવરનો
દિન તો ભલો રે હોજી.
આવતા સંતોનાં લઈએ વારણાં હો જી,
પગ ધોઈ પાવરજ લીજીએ,
અરજણ, ધરમ કરો તો ધણીને ઓળખો હો જી
દો દિન ગોકુળમાં વાસા હાં,
અલખ વધાવો સાચે મોતીએ હો જી.
અરજણ, કેળે રે કાંટાનો સંગ તો કર્યો.
કાંટો કેળને ખાય રે,
નુગરા માણસને પરમોદતાં રે, પત પોતાની જાય.
અરજણ, કાયાનો ગર્વ નવ કીજીએ,
કાયા કાલ પડી જાશે,
હંસો રાજા ચાલી ગયો, માટી કામ નહીં આવે.
અરજણ, નુગરા માણસને મોઢે વિષ તો ઝરે,
જાણે ઝેરના પ્યાલા હો જી,
સુગરા માણસને મુખે અમી તો ઝરે,
જાણે અમૃત પ્યાલા હો જી.
અરજણ, માત કુંતા ને સીતા દ્રૌપદી,
ચોથાં તારામતી રાણી રે,
સતીનો ધર્મ સોહામણો, બેઠા દેવને દ્વાર રે.
અરજણ, સીધે સીધે મારગડે ચાલજો રે,

રાજ અમરસંગ બોલિયા, હોજી સઘળા મંડપ માલો.
ધરમ કરો તો ધણીને ઓળખો હો જી.

૬ (કડવાભગત)

શિવ શિવા આસને બેઠા,
અને સતીએ વાત ઉચ્ચારી;
બ્રહ્મતત્ત્વ સમજાવો સ્વામી,
કૃપા કરો શિવ ત્રિપુરારી......
ભવબંધનથી માનવ છૂટે એવો,
કયો પંથ મંગલકારી;
વિશંભર કહો વાત મુજને,
કૃપા કરો શિવ ત્રિપુરારી.....
કહે શિવજી સાંભળો પારવતી,
મહાધરમ અભયકારી;
સાધક સિદ્ધા બને ઈ પંથે,
વડા ધરમના અધિકારી...
ડમક ડમક ડમ વાગ્યું ડમરું,
શંખનાદ ગુંજ્યો ભારી;
પ્રગટ થયા ત્યાં વીર દેવને,
કરી ભૈરવે કીલકારી...
ધોળા નેજા લીલા નેજા,
અરે ! પાટ ને સ્થંભ ચારી;
અક્ષત કંકુ શ્રીફળ ઊતર્યાં,
ઊતરી ગંગાજીની ઝારી.....
પાટ પ્રદક્ષિણા કરી શંકરે,
સતીએ આરતી ઉતારી;
આસન માંડી ગુણેશ બેઠા,
શુદ્ધિ બુદ્ધિ બેઠાં નારી.......
બિરાજીઆ સવરા મંડપમાં ને,
સમજાવે ત્રિશુળધારી;
ચોવીસ આજ્ઞા પાળો પ્રીતે,
અડગ ચિત્ત વૃત્તિ ધારી.....

પરનારીને માતા સમજો,
તજો કૂડાં કરમ જારી;
નિજિયાપંથી એને કહીએ,
આદિ ધરમના અધિકારી....
'કડવા' ત્રોવર થાશે મીઠાં,
હોય સાધક નર ને નારી;
આવંત જાવંત કબ હુ ન હોવે,
લક્ષ ચોરાશી મોજારી.......

## ૭ (દાસ કાળુ)

પરથમ પેલાં એની થાપના થાપી રે,
એકલદંતો મનાવા આવે રે;
પાંચ મળી એને પાટે પધરાવે ઈ તો,
રિદ્ધિ સિદ્ધિ લાભ લાવે રે.....
સાંજ સવેરા ભજીએ ભાવે,
ગુણના પતિ ઝૂલતા ગતમાં આવે;
સીતા સાવિત્રી ઉમિયા ગાયત્રી,
ઈ તો મુખમાં લઈ મનાવે રે...
કરોડ તેત્રીશે એની જાત્રાએ આવે,
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર આવે રે;
સુંઢાળા સ્વામીને અંદર પરખો તો,
નિરખ્યા નેણુંમાંય આવે રે....
નર-નારી એની નમણું કરે,
સિંદુરની સેવા ચડાવે રે;
પાંચ લાડુડા પાય ધરે તો,
સૂંઢ સફેદ રંગ લાવે રે....
ચરણ ધોઈ એનાં ચરણામૃત લેવે,
ગતગંગામાં પાવળ પાવે રે;
ધૂપ ધ્યાને એની આરતી ઉતારે તો,
તેજમાં તેજ મળી જાવે રે....
ગુરુ મંગળગર પૂરા મળિયા,
સત સ્વરૂપ દરશાવે રે;
દાસ કાળુ કહે મૂળ મહેલ માથે,
ઈ તો ગુણપતિ નજરે આવે રે......

## ૮ (કેશવલાલ સાયલાકર)

જમા જાગરણનો કુંભ થપાણો,
મળિયાં જતિ ને સતી;
ગરવા ! પાટે પધારો ગુણપતિ...
ગરવા ! પાટે....

પાટે પધારો ગુણપતિ સંગમાં,
સિદ્ધિ બુદ્ધિ નારી સતી....
ગજાનન ! પાટે....

નિજિયા પંથીએ મંડપ રોપાવ્યાં,
ધજા ધરમની ફરકતી;
ગત્ય ગંગાને આરાધે દાતા,
જ્યાં નર નારી એક મતિ....
ગરવા ! પાટે.....

વેદ ભણંતા બ્રહ્માજી આવ્યા,
આવ્યા લખમી પતિ;
કૈલાસેથી ભોળાનાથ પધાર્યા,
સંગમાં મા પારવતી....
ગરવા ! પાટે......

નવ નાથ ને સિદ્ધ ચોરાશી,
આવ્યા ગોરખ જતિ;
પોકરણ ગઢથી પીર રામદે પધાર્યા,
બાર બીજના પતિ.....
ગરવા ! પાટે....

તેત્રીસ કોટિ દેવતા આવ્યા ને,
આવ્યા હનુમો જતિ;
બાવન વીર ને ચોંસઠ જોગણી,
આવ્યાં મા સરસ્વતી...
ગરવા ! પાટે....

કેશવ તમને વીનવે સ્વામી,
મંગલ કર મૂરતિ;
ધૂપ દીપ ને ઝળહળતી જ્યોતે,
ઉતારીએ આરતિ...
ગરવા ! પાટે પધારો.

## ૯ (કેશવલાલ સાયલાકર)

આદિ પ્રથમાં મહા મનોરથ, પાટ પૂજા થાવે રે,
થાપન ઉથાપનની વિધિ સદ્દગુરુ સમજાવે રે;
જળ લઈ ધરતી પર છાંટે, આછું લીંપણ થાવે રે,
રામદેવપીરનો જાપ જપતાં, કંકુને ભભરાવે રે.....
ચાર કદળી થંભા રોપી પુષ્પે કુટિર સજાવે રે,
ઓતરાદા બાજઠ મૂકી, લાલ પટ પથરાવે રે;
ચાર ખૂણે કરે સાથિયા, અસત કોટ કરાવે રે,
નામ એનું કંકણ આપી દેવ સ્થાન કરાવે રે,
બાજોઠ વચાળે કરે સાથિયો, ઘઉંનો કોટ સજાવે રે,
કુંભ ઉપર ૐકાર ચીતરી, અંદર નીર પધરાવે રે;
ફોફળ દ્રવ્ય ને તુલસી મૂકી કુંભને પધરાવે રે,
પુષ્પહાર નાડાછડી બાંધી, સુગંધી છંટાવે રે....
શિવશક્તિ ને ગણેશ સ્થાપે, જોગણી થાપના થાવે રે,
પંચ દેવને પાટ ઉપર પ્રેમ થકી પધરાવે રે;
ગુરુગાદી ને રામદેવજી ગાદી નિયાં બિછાવે રે,
ગુલાબ ચંપો મોગરમાલા ફૂલના હાર સજાવે રે....
ભૈરવ ને બજરંગ ગાદી કોટવાળ ગણી થપાવે રે,
ગુરુ ગોરખ ને દતાત્રેયનાં ગાદી થાપન થાવે રે;
આરણીથી અગ્નિ પ્રગટાવે, ધુપેલિયું ભરાવે રે,
ગુગળ માંહે કપુર કાચલી, ધૂપ સર્જન થાવે રે....
ગૌ ઘૃત કુંડી ભરે ખંતથી, બ્રહ્મ દીવેટે થાવે રે,
શૂન્યમાંથી શબદ આવે સોહંકાર ઉચ્ચારે રે;
ધોળા નેજા ધરે ભાવથી, ધરમ ધજા પૂજાવે રે,
પુષ્પહાર કંકુ ચોખલિયે પૂજન કરતા ભાવે રે...,

## ૧૦ (ખીમરો કોટવાળ)

ગઢ ઢેલડી મોજાર,
ખીમરાની તરિયા પાણી સાંચર્યાં હે જી.
રણશી ઘોડાં પાવા જાય,
અવળા સવળા રેવત ખેલવે હે જી.

સતી તમે કેના ઘરની નાર,
કિયા ને અમીર ઘરની નારડી હે જી.
અમે છીએ જાતનાં ચમાર,
ચૂથિયેં ગાયુનાં અમે ચામડાં હે જી.
છેડલો અડ્યો સતીને બેડલે હે જી.
રાજા તારાં અંગ અભડાય,
તારી રે રૈયત તારી દીકરી હે જી,
સૈયર સાંભળ મોરી વાત,
સંદેશો કે'જે રે કોટવાળને હે જી.
ખીમરા વેલી કરજે વાર,
સમાધું લેવી અમારે સાચની હે જી.
ખીમરા સમાધું ગળાવ,
નુગરા માણસનો છેડો અડ્યો હે જી.
સતી તમે મેલો હઠ ને વાદ,
રણશી ઉતારે અંગનાં ચામડાં હે જી
શે'રમાં વાતું રે વંચાય,
ફરતી તે વાતુ રણશી સાંભળે હે જી.
રણશીએ ઘોડે માંડ્યાં જીન,
આવીને ઊભો રે ખીમરાને આંગણે હે જી.
ખીમરા શેની ગાળી ખાડ ?
શેને રે કારણ કૂવો ગાળીઓ હે જી.
શે'રમાં રિયાનું ન કામ,
નુગરાં માણસનો છેડો અડ્યો હે જી.
શે'રમાં નુગરો ન કોય,
નુગરા માણસ ઘાણીએં પીલશું હે જી.
નુગરા તમે છો રે રાય,
અવર માણસને દોષ ન દીજીએ હે જી.
ખીમરા ! અમને પરમોદ !
કાયા રે પાડું હું તારે આંગણે હે જી.
ઘોડલાં ખડ નવ ખાય,
અન્ન રે પાણીની મારે આખડી હે જી.
રણશી ! બળનું ન કામ,

ગત રે ગંગાને અમે પૂછીએ હે જી.
મળિયાં વરણ અઢાર,
ધણીનો જુમૈયો ત્યાં રચાવીઓ હે જી.
બીજ દન થાવર વાર,
રાવત રણશીને પરમોદીઓ હે જી.

## ૧૧ (ખીમરો કોટવાળ)

ઢેલડી નગર મોજાર, સતી રે દાળણદે પાણી સાંચર્યાં,
રાજા સરે શણગાર, રાવત રણસિંગ ઘોડા ખેલવે,
રાજાનો ઊડયો રૂમાલ, આવી ભરાણો દાળણદેને બેડલે,
બેડલું ફરે રે અંકાશ, નુગરા માણસને પાલવ અડ્યો
ખીમરા સમાત્યુ ગળાવ, સમાત્યુ ગળાવો આપણા સાચની,
સતી કિયો રે અપરાધ, શા રે અપરાધે સમાત્યુ લિજિયે ?
પાણી ગિયાં'તાં તળાવ, નુગરા માણસની નજરું પડી,
શહેરમાં સંભળાણી વાત, સતી રે દાળણદે નહિ જીવે.
ખબરું રણશીને થાય, આવી રે ઊભા ખીમરાને આંગણે,
શે'રમાં નુગરું છે કોણ ? નુગરા માણસને ઘાણીએ પીલીએ,
નુગરા રાજા કહેવાય, અવરને રે દોષ નવ દિજિયે,
સતી મને રે પરમોદ, નહિ તો પ્રાણ રે તજું તારે આંગણે
રાજા, મેલો તમે હઠ, ગત્ય રે ગંગાને આપણે પૂછીએ,
તેડાવ્યા હનુમો કોટવાળ, ગત્ય રે ગંગાને વાયક મોકલે,
વાયક રણુજાએ જાય; સતી નેતલદે રામો પીર આવિયાં
વાયક ઇંદોર ગઢ જાય, સતી લીળલબાઈ કુંભો રાણો આવિયાં.
વાયક મેવાસે જાય, સતી રૂપાંદે રાહોળ માલો આવિયાં,
વાયક અંજારે જાય, સતી તોલળદે જેસલપીર આવિયાં,
વાયક કોળાંબે જાય, સતી કલુમલુ સાલો સુરો આવિયાં.
વાયક તળાજે જાય, સતી સોનાંદે ધ્રાંગો વનવીર આવિયાં.
વાયક મજેવડી, સતી લીળલબાઈ દેવતણખી આવિયાં,
વાયક બીલેસર જાય, સતી દેવળદે દેવાયત પંડિત આવિયાં.
વાયક બીલખે જાય, બીલખાથી નૂર સતાગર બાવો આવિયાં.
વાયક વાંસાવડ જાય, વાંસાવડથી સાંસતિયો આવિયાં.

વાયક જેસલમેર જાય, જેસલમેરથી ગુરુ ઉજમશી આવિયા,
વાયક જુનાણે જાય, ગિરનારથી સિદ્ધ ચોરાસી આવિયા,
ગત્ય ગંગા ભેળી થાય, એવા રણશીનાં કાંકણ ખીમડે બાંધિયાં,
ગત્ય ગંગા દીએ પરમાણ, રણશીને રામાપીરે પરમોદીઆ.
બોલ્યા ખીમડો કોટવાળ, કળજુગના સાધુ કષ્ટ નહિ ખમે

## ૧૨ (ખીમરો કોટવાળ)

કિયા રે પુરુષે વાવ્યાં આંબલિયાનાં બીજ,
કિયા રે પુરુષે આંબો રોપિયો રે જી.....
રાવત રણશી લાવ્યો આંબલિયાનાં બીજ,
ખીમડિયે કોટવાળે આંબો રોપિયો રે જી.
મંગાવ્યાં મંગાવ્યાં કવલી તે ગાયનાં દૂધ,
ઈ દૂધે રે આંબલિયાને સીંચિયો રે જી....
ઈ રે આંબાની પાળ્યું ગિયું છે પિયાળ,
ચોરાશી જોજનમાં આંબો સાંચર્યો રે જી....
ઈ રે આંબલિયાનાં રૂપલા વરણાં છે પાન,
સોનલા સરીખી શાખું લાગિયું રે જી..
મંગાવો મંગાવો નૂરત સુરતના દોર,
ઈ દોરેથી આંબલિયાને વેડીએ રે જી...
કિયા રે પુરુષે વાળી આંબલિયાની ડાળ્ય,
કિયા રે પુરુષે આંબો વેડિયો રે જી.
રાવત રણશીએ વાળી આંબલિયાની ડાળ્ય,
ખીમડિયે કોટવાળે આંબો વેડિયો રે જી...
પરથમ કેરી ગઈ ગઢ આબુ ને ગિરનાર,
બીજી કેરી રે સિંગલદ્વીપમાં રે જી...
ત્રીજી કેરી ગઈ દેવ તણે દુવાર,
ચોથી કેરી ગતગંગામાં તો વાવરી રે જી....
બોલ્યા બોલ્યા ખીમડિયો. કોટવાળ,
મારા સાધુડા અમરાપરમાં માલશે રે જી....

## ૧૩ (ગંગાસતી)

વચન વિવેકી જે નર-નારી પાનબાઈ !
તેને બ્રહ્માદિક લાગે પાય રે;
જથારથ વચનથી સાન જેણે જાણી પાનબાઈ !
તેણે કરવું પડે નહીં કાંઈ રે..... ૧

વચનમાં સમજે એને મહાસુખ ઊપજે ને
ઇ તો ગત ગંગાજી કહેવાય;
એકમના થઈને અલખને આરાધે પાનબાઈ !
નકળંગ... પરસન થાય રે...... ૨

વચને થાપન પાનબાઈ ! વચને ઉથાપન ને,
વચને મંડાય ગુરુનો પાટ;
વચનના પૂરા ઈ તો નહિ રે અધૂરા રે,
વચનનો લાવો જોને ઠાઠ..... ૩

વસ્તુ વચનમાં છે પરિપૂરણ પાનબાઈ !
વચન છે ભગતિ કેરું અંગ રે,
ગંગાસતી એમ બોલિયાં રે પાનબાઈ !
કરજો વચનવાળાનો સંગ...... ૪

## ૧૪ (ગંગાસતી)

શીલવંત સાધુને વારે વારે નમીએ પાના બાઈ !
જેના બદલે નહીં વ્રતમાન રે;
ચિત્તની વરતી જેની સદા રે'વે નિરમળીને,
જેને મા'રાજ થયા મે'રબાન રે... ૧

શત્રુ ને મિત્ર રે એકે નહીં ઉરમાં પાનબાઈ !
જેને પરમારથમાં સાચી પ્રીત રે;
મન કરમ વાણીએ વચનુંમાં ચાલે ને,
રૂડી પાળે એવી રીત રે..... ૨

ભાઈ રે ! આઠે પો'ર મન મસ્ત થઈને રે'વે રે,

જેને જાગી ગિયો તુરિયાનો તાર રે;
નામ ને રૂપ જેણે મિથ્યા કરી જાણું પાનબાઈ !
સદાયે જેને ભજનુંનો આહાર રે.... ૩

સંગત્યું કરો તો તમે એવાની રે કરજો પાનબાઈ !
ત્યારે ઊતરશો ભવપાર રે;
ગંગાસતી એમ બોલિયાં ને રે,
જેને વચનુંની હાર્યે છે વેવાર રે.... ૪

## ૧૫ (ગંગાસતી)

મેરુ રે ડગે પણ જેનાં મનડાં ડગે નૈં પાનબાઈ !
મરને ભાંગી પડે રે ભરમાંડ રે;
વિપદું પડે તોયે વણસે નહીં રે પાનબાઈ !
સોઈ હરિજનનાં પરમાણ રે... ૧

ભાઈ રે ! હરખ ને શોકની ના'વે જેને હેડકી રે,
શીશ તો કર્યાં કુરબાન રે;
સતગુરુ વચનુંમાં શૂરા થઈ હાલે પાનબાઈ !
જેણે મેલ્યાં અંતરનાં માન રે.... ૨

ભાઈ રે ! નિત્ય રે'વું સતસંગમાં રે પાનબાઈ !
જેને આઠે પહોરે આનંદ રે;
સંકલપ વિકલપ એકે નહીં ઉરમાં પાનબાઈ !
જેણે તોડી નાખ્યા માયા કેરા ફંદ રે.... ૩

ભાઈ રે ! ભગતિ કરો તો એવી રીતે કરજો ને,
રાખજો વચનુંમાં વિશવાસ રે;
ગંગાસતી એમ બોલિયાં રે પાનબાઈ !
તમે થાજો સત્‌ગુરુજીના દાસ રે.... ૪

## ૧૬ (ગંગાસતી)

વીજળીને ચમકારે મોતીડાં પરોવો પાનબાઈ !
અચાનક અંધારાં થાશે જી;
જોત રે જોતામાં દિવસો વયા જાશે પાનબાઈ !
એકવીશ હજાર છસોને કાળ ખાશે.... ૧

ભાઈ રે ! જાણ્યા જેવી આ તો અજાણ છે પાનબાઈ !
અધૂરિયાંને નો કે'વાય રે;
ગૂપત રસનો આ ખેલ છે અટપટો ને,
આંટી મેલો તો પૂરણ સમજાય.... ૨
નિરમળ થઈને આવોને મેદાનમાં પાનબાઈ !
જાણી લ્યો જીવની જાત જી.
સજાતિ વિજાતિની જુગતિ બતાડું તમને,
બીબે પાડી દઉં બીજી ભાત..... ૩

પાનબાઈ ! પિંડ બ્રહ્માંડથી પર છે ગુરુજી ને,
તેનો દેખાડું તમને દેશ રે,
ગંગાસતી એમ બોલિયાં રે પાનબાઈ !
નિયાં નહિ માયાનો જરીએ લેશ... ૪

## ૧૭ (ગંગાસતી)

કળજુગ આવ્યો હવે કારમો રે,
તમે સુણજો નર ને નાર;
ભક્તિ ધરમ તે માંહે લોપાશે રે,
રહેશે નહીં મરજાદ રે...... ૧

ગુરુજીના કહેવાં ચેલા માનશે નહીં ને રે,
ઘર ઘર જગાવશે જ્યોત રે,
નર ને નારી મળીને એકાંતે બેસશે ને,
આદિ ધરમની લેશે ઓથ રે..... ૨

એક બીજાના ભાયું ! અવગુણ જોશે ને,
કરશે ઇ તાણમતાણ રે;
વિષયના વેપારમાં ગુરુજીને વામશે રે,
નહીં રાખે અલખની ઓળખાણ રે.... ૩

સાચા મારા ભાઈલા જો અલખને આરાધે તો,
ધણી રે પધારે એને દ્વાર રે;
ગંગાસતી એમ બોલિયાં રે પાનબાઈ !
તમે કરજો સાચા સંતુની વાર.... ૪

## ૧૮ (ગોરખ)

નિજિયા ધરમ છે આદિ અનાદિનો,
એ ભાઈ ! મકર તણા પંથ હવે હૂવા;
નિજિયા ધરમ છે.....
અસલકા જુગ પછી એક આરાંબર છાયાં હે
ઓહંકાર સોહંકાર હૂવા
મૂળમાંથી ભાઈ ! બોલી મા શક્તિ હે
ભમ્મર ગુફામાં ભણકારા હૂવા... નિજિયા....
ઓહમ્ સોહમ્ કરતી બોલી મા શક્તિ,
સાદમેં સાદ મુંને કોણે દિયા ?
એક વચન ભાયું ! એવું પ્રગટિયું
બ્રહ્મા વિષ્ણુ ને મહેશ્વર હૂવા... નિજિયા....
સૂઈ ને સોચી શેષ ન લાગ્યો,
ત્યાં કોણ વચન કા નીમ લિયા ?
જળ થળ વિના ચડ્યો હે અવિનાશી
વીશ ભૂજાયે એને પકડ લિયા.. નિજિયા....
પાંચ મળીને આ પાટ ઠાઠ પૂજ્યો,
સતવચનકા ન્યાં નીમ લિયા
આપે અલખધણી આવી બેઠો ગત્યમાં
ન્યાં શિવ શક્તિના પાટ હૂવા..... નિજિયા....

૧૧૬ ● બીજમારગી ગુપ્ત પાટ-ઉપાસના...

સંગતમાં ન્યાં એક પંગત રચી હે
અધર પિયાલા કોણે પિયા ?
ભગવા ભગવા સબ રંગ્યા હે
કહો પરથમ ભગવા કોણે લિયા ? .... નિજિયા......
આદિ દેવતાયે આરાંબર રચાયા હે,
સે'જે સતવચન સૂણી લિયા;
મછેન્દ્રીના ચેલા જતિ ગોરખ બોલ્યા,
સુણે શીખે એના પાપ ગિયા...
નિજિયા ધરમ હે આદિ.....

## ૧૯ જીવાભગત ખત્રીની વાણી

(ભજન ક્રમાંક ૧૯ થી ૩૬)

હે વીરા ! બ્રહ્મ નિરાધારથી
જીવ જુદો પડિયો;
હે વીરા ! ત્યારે બ્રહ્માએ ઘાટે ઘડિયો....
હે વીરા ! માયામાં મૂક્યો ઘર પોતાનું ચૂક્યો,
ત્યારે ઓદરમાં અથડાયો;
હે વીરા ! લક્ષ ચોરાશીને ધક્કે ચડિયો,
કરમ ભરમમાં ખૂબ જડિયો.... હે વીરા બ્રહ્મ...
હે વીરા ! અસંખ જુગ ગયા એમ વીતી,
પણ મૂળગો મરમ નવ જડિયો;
હે વીરા ! સિંધુ પદ મૂકી સિંધવમાં ભળિયો,
એમ મૂળ હિણો માયામાં પડિયો.... હે વીરા ! બ્રહ્મ....
હે વીરા ! જળની અપ્રાપ્તિએ જુગમાં ફરે છે,
જળ મળ્યે સિંધવ તો ટળિયો;
હે વીરા ! ગુરુ મળ્યે જીવપણું જુદું કરે છે,
જ્યારે જીવ સદ્‌ગુરુને વરિયો... હે વીરા ! બ્રહ્મ....
હે વીરા ! નિસાણ બાળ્યું નિજ પદ ઓળખાવ્યું,
દૃષ્ટે કર્યો બ્રહ્મ રસ દરિયો;
હે વીરા ! દરિયો દેખાડ્યો ને ડુગડુગો ભાંગ્યો,
જીવ તે બ્રહ્મમાં ભળિયો..:. હે વીરા ! બ્રહ્મ.....
હે વીરા ! નામ રૂપ ગુણ સઘળા મટિયા,

અક્ષે અમર ગુરુવેં કરિયો;
હે વીરા ! સંત ધન ધન સતગુરુ સાહેબ,
શિષ્ય ચરણુંમાં પડિયો... હે વીરા ! બ્રહ્મ....
હે વીરા ! સુફળ અનંત જનમ કરિયા,
મોહ માયાથી ટળિયો;
હે વીરા ! મોરાર ચરણે જીવો ગાવે,
એવા સંતોથી મન મળિયો.... હે વીરા ! બ્રહ્મ.....

૨૦ (જીવાભગત)

હે વીરા ! બીજમારગી તમે બીજને પરખો,
તો તરીને ઊતરશો ભવ પારા;
હે વીરા ! તોલ કરીને દિલમાં તોલો,
તો થાશે આ દેહ નિસ્તારા.. હે વીરા....
હે વીરા ! સાધુ એવો સદ્‌ગુરુને ખોળો,
તો તો મળશે કિરતારા;
હે વીરા ! હેતે પ્રીતે હરિજન સાથે,
તમે કરોને એકતારા.... હે વીરા ! બીજમારગી.....
હે વીરા ! એવા છે વસ્તુના વેપારી,
ઈ તો વોરે ને વોરાવે;
હે વીરા ! જીવ ગરજ ગરાગની દેખે,
અનુભવ અગ્નિ દેનારા.... હે વીરા ! બીજમારગી.....
હે વીરા ! શિરને સાટે સેવક લિયે છે,
એવા અજર પદવીના દેનારા;
હે વીરા ! લીધા લક્ષ ને થિયા નિરપક્ષ
ઈ તો માણે મોજું નિરાધાર... હે વીરા ! બીજમારગી....
હે વીરા ! હરતાં ફરતાં હરિને ભાળે,
થિયા છે દેવ દૃષ્ટિવાળા;
હે વીરા ! કર્યાં કર્મને કોરે કરિયાં,
કાપ્યાં પાપનાં જાળાં.... હે વીરા ! બીજમારગી...
હે વીરા ! અહોનિશ અંતરમાં એ આધારા,
દયા સાગર ભંડારા;
હે વીરા ! ગુરુ મોરાર કૃપાથી જીવો ગાવે,
એના ધન્ય ઓદર અવતારા..... હે વીરા ! બીજમારગી......

## ૨૧ (જીવાભગત)

હે વીરા ! અહં બીજને કોઈક વીરલા પ્રેહશે,
ઈ તો વેતા પૂરમાં નહીં વહેશે.....
હે વીરા ! સોનું છે છાછીયું ને રેણ છે ઝાઝાં,
એને સોંધ્યાનો સામાન જોશે;
હે વીરા ! એક ફેરો શોધી ને બીજો ફેરો શોધશે,
રેણ બળ્યે પાકું કુંદન થાશે... હે વીરા ! અહં બીજને....
હે વીરા ! પાછો સોનારો સુરત કરી જોશે,
રેણ વરજીત મોંઘે મૂલે વેચાશે;
હે વીરા ! દૃષ્ટ પદારથ જે જે કહીએ,
ઈ તો એક બીજાથી ઊપજશે... હે વીરા....
હે વીરા ! જેનાથી ઉપન્યા એની કરો શોધું,
એકુકાથી એક નીપજશે;
હે વીરા ! આપ શોધી શોધી સરવે જોજો,
છેરે રિયું તે અહં બીજ કેવાશે... હે વીરા....
હે વીરા ! તમે તમારું રૂપ એણી પેરે ઓળખો,
ઓળખ્યા વિનાનો આનંદ કેમ થાશે;
હે વીરા ! ઠાલી આવરદા મન ભોળે ગુમાવો,
પાણી હથેળીમાંથી વયું જાશે... હે વીરા...
હે વીરા ! જુગતે જાગીને જુવોને તપાસી,
ક્યાંથી આવ્યા ને ક્યાં જાશે;
હે વીરા ! સતગુરુ ખોળજો ઈ ઘર ઓળખાવે,
તારે નિશ્ચે નિસ્તારો થાશે..... હે વીરા....
હે વીરા ! ઘરે પૂગો તો પંથ સઘળો ખૂટે,
તારા આવાગમન મટી જાશે;
હે વીરા ! મોરાર ગુરુની કૃપાથી જીવો જશ ગાવે,
ગુરુ વિના આ પદ કેમે મળશે.. હે વીરા......

## ૨૨ (જીવાભગત)

હે વીરા ! બીજને ન જાણે ઈ બીજે મારગે હાલે,
ઈ તો દરિયા પાર કેમ ઊતરશે....
હે વીરા ! નિજિયા પંથી વાતે ન ઓળખે,
ઈ તો કેની પેરે પાર તરશે... હે વીરા..
હે વીરા ! સુવાંગ પેરે પણ ધણીને નથી ઓળખતા,
એના શ્યા શ્યા નિવેડા થાશે;
હે વીરા ! સતગુરુ પૂરા મળિયા વિના,
ઈ તો ગાફલ ગોથાં ખાવે.... હે વીરા....
હે વીરા ! ગરજ ન રહી ગુરુ ખોળવાની,
ઈ તો કારજ શું સધારશે;
હે વીરા ! ગાવું વાવું ને ધાન ધબેડવું,
એથી કાંઈ દેહનાં કરમ દૂર થાશે ?... હે વીરા...
હે વીરા ! જ્ઞાન કથે પણ ગૂઢાર્થ ન સમજે,
ઈ તો આંધળા ભીંત થઈને ફરશે;
હે વીરા ! વિવેક વિહોણાં કંઈ વગત્યું ને જાણે,
એને નહીં કંઈ તરવાની આશે.... હે વીરા....
હે વીરા ! વિવેકી પુરુષને તો વિગતે જોવું,
અસાર તજીને સારની આશે;
હે વીરા ! પૂરા પરખીને પદને ગ્રેહવું,
ઈથી આપણાં કારજ થાશે.... હે વીરા....
હે વીરા ! એવી પૂજીને સાનું લેવી,
લઈને તોલ કરી ને તપાશે;
હે વીરા ! કારજ સારે ને બ્રહ્મને ભાળે,
કર્યા કર્મ સઘળા બળાશે.... હે વીરા....
હે વીરા ! અભે ઘર પોગ્યા નિરભે ઘર મળિયું,
અવર ન રહી કોઈ આશે;
હે વીરા ! ગુરુ મોરાર પ્રતાપે જીવો ગાવે,
એવા સંત અમરાપર વાસે.... હે વીરા.....

## ૨૩. (જીવાભગત)

હે વીરા ! નજીયા વિનાના નર શું કમાયું કમાશે,
ઈ તો ખાસડા જમ હાથે ખાશે...
હે વીરા ! મન ન મુંડાવ્યું ને માથું મુંડાવ્યું,
એના કારજ કઈ પેરે થાશે;
હે વીરા ! વેશ પેર્યો પણ દેશ ન આવ્યો,
ઈ તો ઊલટા ફજેત ઘણું વાશે.... હે વીરા....
હે વીરા ! ભગતિ કરે પણ નજરું છે ભગમાં,
જેટલે જોશો તેમાં જનમ ધરાશે;
હે વીરા ! જળને વલોવ્યે માખણ નૈં મળે,
ઈ તો દૂધમાંથી જ ઘૃત થાશે... હે વીરા....
હે વીરા ! મન મુંડાવ્યું એના તન રંગાણાં,
દિન દિન અધિકો રંગ ચડતો જાશે;
હે વીરા ! પ્રેમ ખુમારી પલ પલ અદકી,
એણે નિજાર વરતી કેવાશે.... હે વીરા....
હે વીરા ! સતગુરુની સેવામાં સ્નેહ જ કરશે,
સામાં સનમુખ પગલાં ભરશે;
હે વીરા ! નિરાધાર નિજિયાને ઈ જ નિરખશે,
અખંડ જ્યોત જલ બિંબ જોશે.... હે વીરા....
હે વીરા ! વહેતી વરતી વશ કરીને,
ઈ લાવ નિજિયાના .. શે;
હે વીરા ! મહામારગે એવા મુનિવર હાલ્યા,
ઊલટા જમડા એથી ડરશે... હે વીરા....
હે વીરા ! જીત્યા દાવો, જનમથી ટળિયા,
હવે હાંમી ઈ શું ભરશે;
હે વીરા ! ગુરુ મોરાર કૃપાથી જીવો જશ ગાવે,
એની વધાઈયું વૈકુંઠમાં પડશે... હે વીરા....

## ૨૪ (જીવાભગત)

હે વીરા ! મહા મારગે ચાલો,
બીજા આન મારગ ખાળો;

હે વીરા ! તમે સેજે અમરાપર માલો....
હે વીરા ! મારકંડ પુરાણમાં મહાત્મ ઘણું લખિયું,
તે મહા બીજમારગ તમે ઝાલો;
હે વીરા ! જેવું લખ્યું છે તેવા ધર્મને પાળો,
એની સાધુની રહેણ લઈને હાલો.... હે વીરા મહામારગે....
હે વીરા ! વાચ કાચ મનને વશ કરી રાખો,
ટેક ભજનની પુરણ પાળો;
હે વીરા ! મારકંડ ઋષિએ મારગ પાંડવને બતાવ્યો,
ઈ મારગે, સુખે કરીને હાલો... હે વીર મહામારગે...
હે વીરા ! નિરાધાર નિશાણે નામને ઓળખાવિયા,
એવી ઝળહળ જ્યોતું જોવા હાલો;
હે વીરા ! નેણે નિરખો તો નિરમળ થાશો,
કર્મ અસંખ જુગનાં બાળો... હે વીરા મહામારગે...
હે વીરા ! સતગુરુ સેવાથી નર નકલંક નીપજ્યા,
એ મારગ નિઝારી નિશ્ચે પાળો;
હે વીરા ! ખાવો ખરચો વિગતેથી વાવરો,
સતગુરુ ચરણ રૂદામાં ધારો.... હે વીરા મહામારગે...
હે વીરા ! પુરણ પરસાદી સતગુરુની પાઈ,
જનમ મરણ ફેરા ટળિયા;
હે વીરા ! દોય કર જોડી દાસ જીવો ગાવે,
ગુરુ મોરાર ચરણ ચિત્ત ધરિયા... હે વીરા મહામારગે....

## ૨૫ (જીવાભગત)

હે વીરા ! નિજિયા નિરખો,
તો તમે નિજ પદ પામો,
હે વીરા ! સુફળ કરી લ્યો આ જામો....
હે વીરા ! સતગુરુ સેવો, સાધુને સુખ દેવો,
કેવળ કમાયું કામો;
હે વીરા ! મનખા જનમનો ઈ છે લ્હાવો,
વિષય વાસનાને વામો.... હે વીરા ! નિજિયા....
હે વીરા ! ચિત્ત કરો ચોખાં, દયા દિલમાં આણો,
મનમાં કરી સબીજામો;

હે વીરા ! ભામે ચડ્યા તો ભવમાં લટકશો,
દિલમાં દુભધાનો જામશે જામોં.... હે વીરા ! નિજિયા....
હે વીરા ! નિરાધાર ભાળો તો જામેલ જામો ટળશે,
સન્મુખ સાહેબો છે સામો;
હે વીરા ! અટળ અભંગીને ઉન્મુની આસન,
નિરાબંલને જઈને નામો... હે વીરા ! નિજિયા...
હે વીરા ! દેવ દરસ્યાને આતમ પરસ્યા,
અરસ પરસ એમ રમો;
હે વીરા ! તીરથ વ્રતને ખટપટ ખારી,
સદ તપસાએ દળ્યું દમો.... હે વીરા ! નિજિયા....
હે વીરા ! અરસ પરસ રહો આદુ ઘરમમાં,
પળે પળે નમણું નમો;
હે વીરા ! સેવો પૂજો સાચે દિલથી,
તો ગુરુ પરસાદી પામો.... હે વીરા ! નિજિયા....
હે વીરા ! કરમ જાળ જાળું વાસનિક બાળ્યું,
કમાયું કમાવો ભવ લે વાંમો;
હે વીરા ! ગુરુ મોરાર ચરણે રહી જીવો ભાખે,
હું તો ગુરુ ચરણ રજથી પામ્યો.... હે વીરા ! નિજિયા......

૨૬ (જીવાભગત)

હે વીરા ! નિજિયા નિરાધાર ધામેં,
સતગુરુ સેવાથી એ પદ પામેં...
હે વીરા ! ઉમર સુધી અંગ અરપણ કરીને,
એ કેવળ કમાયું કામે;
હે વીરા ! મહાવરતીના મુનિવર વીરા,
મન ચિત્ત ચરણુંમાં સામે... હે વીરા નિજિયા...
હે વીરા ! વાચ કાછ વરતી ન ડોલે,
મન વરત્યું એમનું ઠામે;
હે વીરા ! એવી રહેશ સતગુરુસું પાળે,
ત્યારે સાંન આવી કરે અનાંમે... હે વીરા નિજિયા...
હે વીરા ! અજર અમર અલખ અવિનાશી,

પરે ઓળખાણ્યું ગુરુ ગમશે;
હે વીરા ! નજરે નિરખ્યા તે નર નિહાલ છે,
જેની વરતી પોંચી વ્યોમે... હે વીરા નિજિયા....
હે વીરા ! અગમ અગોચર અપાર અમાપેં,
ઈ તો ગોચર થિયા ગુરુ ગમેં;
હે વીરા ! ગોચર થિયા તો ગો ને જીત્યાં,
નિરખ્યા નિરાધાર સનમુખ સામેં... હે વીરા નિજિયા....
હે વીરા ! અખંડ જ્યોતું જાગી ભમણા ભાંગી,
ત્યારે જમરા નો પોંચે આજાંમેં
હે વીરા ! જયોની જનમનો ભે ટળિયો,
ભવ સાગર ભય વામેં.... હે વીરા નિજિયા..
હે વીરા ! સદગુરુ સાહેબે કરુણ દીધી,
જોઈ અંતર જામોં જામે;
હે વીરા ! મોરાર ચરણે રહી જીવો ભાખે,
જઈ સુખ સાગરમાં સામે.... હે વીરા નિજિયા.....

## ૨૭ (જીવાભગત)

હે વીરા ! છેલ્લો જનમ જે પુરુષનો હોશે,
એને આ વાતું ચિત્તમાં વસશે;
હે વીરા ! બીજાને તો આવું બોલ્યે ગમે નૈં,
ઈ તો ટાળા દઈ દઈ ટળશે.... હે વીરા છેલ્લો જનમ...
હે વીરા ! જેમ ઘરમાં રીસાઈ બેઠો,
તેને પંચામૃત પીરશસે,
હે વીરા ! તેમ તેમ અદકો ઈ મરડાશે,
પછે ધૂળ મોઢામાં પડશે... હે વીરા છેલ્લો...
હે વીરા ! આંધળો દિશાએ વાડામાં ગ્યો છે,
ઈ તો કિયે પરકારે નિકળશે;
હે વીરા ! બારણું આવ્યું ન્યાં ખંજવાળું ઊપડી,
એમ બાથું ભવાટવીમાં ભરશે.... હે વીરા છેલ્લો...
હે વીરા ! સતગુરુ મળશે તોય શિખ્ય નહીં પતીજે,
એને આવરણ આડાં ફરશે;
હે વીરા ! કર્મના હીણાને કબુદ્ધિ ઉપજે,

ઈ અભાગી સતગુરુને શું મળશે... હે વીરા છેલ્લો..
હે વીરા ! એવા કુટિલ જીવ અનેકો ફરે છે,
જઈને ખાણ્યું ચારે ભરશે;
હે વીરા; ભૂતની છાયામાં ભૂત જ થાયે,
તો સતગુરુનો પંજો કેમ ફરશે... હે વીરા છેલ્લો...
હે વીરા ! બગાસું ખાતાં મોઢે સાકર આવી,
ઈ તો ચાવી ચાવી સ્વાદ લેશે;
હે વીરા ! તાળી ઠોકતાં કાલ કાગડો હાથ આવ્યો,
ડાહ્યો હશે તો દબાવી દેશે... હે વીરા છેલ્લો...
હે વીરા ! આ તો વાતું અનુભવીને કે' છે,
જે કોઈ પળે પળે સંભાળી લેશે;
હે વીરા ! મોરાર ગુરુ ચરણે જીવો ભાંખે,
ઈ તો વૈરાગવાન ઉધરશે... હે વીરા છેલ્લો....

## ૨૮ (જીવાભગત)

હે વીરા ! નિજાર વરતીના કોક વીરલા જ થાશે,
એને દેખી જમડા દૂર પળાશે...
હે વીરા ! પ્રથમ સતસંગ સંતની સેવા કરશે,
પછે સતગુરુ ચરણાં ગ્રેહશે;
હે વીરા ! આ દેહી ગુરુને અરપણ કરીને,
સ્નેહથી સેવાયું કરશે... હે વીરા....
હે વીરા ! અંતરમાં વાલપ્યું અધિક રાખીને,
ઈ વચનામૃત પીશે;
હે વીરા ! દિલની દૂબધા દૂર કરીને,
ગુરુને નિરખી નેણાં ભરશે... હે વીરા....
હે વીરા ! દયાળ ગુરુનાં દિલ રીઝવી લીધાં,
એને સહેજ ઘરની સાનું મળશે;
હે વીરા ! સાનુમાં જોયા ને મનમાં પાયા,
અટળ પદવીને ઈ વરશે.. હે વીરા....
હે વીરા ! અધર દરિયા સુભર ભરિયા,
નાહી નિરખીને નેણાં સરાહે;
હે વીરા ! કોટિ જનમનાં કુકર્મ બળિયાં,

ઈ તો સેજે બ્રહ્મ રસ પીવે.... હે વીરા....
હે વીરા ! અસંખ જુગનો જીવ ઘરને ભૂલ્યો,
તેને સે'જે પોતાનું ઘર જડશે;
હે વીરા ! ઘેલ જડ્યો ને પંથ ગિયો ખૂટી,
હવે ફરી પંથમાં કોણ પડશે..... હે વીરા....
હે વીરા ! ઠરીને ઠામે થિર થઈ બેઠા,
ઈ તો નિશંકે ઘર મોજું કરશે;
હે વીરા ! મોરાર ગુરુ કૃપાયે જીવો જશ ગાવે,
રિયા નિરાધાર દરશન કરશે... હે વીરા....

## ૨૯ (જીવાભગત)

હે વીરા ! સાનું સતગુરુના ઘરની એવી,
ઈ તો અમરાપરથી આઘી;
હે વીરા ! સતગુરુ કેરી સાનું કોક વીરલા જાણે,
જિયાં રતીએ ન મળશે વ્યાધિ... હે વીરા સાનું....
હે વીરા ! જેને મળી હોય ઈ જ માણે,
બીજા મરને ફરે થઈને ત્યાગી;
હે વીરા ! જોગ ભોગ બંધ ને મોક્ષ,
એને સુપનામાં નહીં છે અનુરાગી.. હે વીરા સાનું....
હે વીરા ! ખટ શાસ્ત્ર ને અઢાર પુરાણે,
વેદ શાસ્ત્રમાં નથી વળગી;
હે વીરા ! જ્ઞાન ધ્યાન ને વેદાંતથી બારી,
એને સમજે કોક નરનારી.... હે વીરા સાનું....
હે વીરા ! તીરથ વ્રત ને તપસ્યાયું કરશે,
દાન પુણ્ય ને જગન જાગું;
હે વીરા ! જ્ઞાન વિજ્ઞાને રહેણી કરણી,
ઈ થી સતગુરુનું ઘર છે આઘું... હે વીરા સાનું....
હે વીરા ! કરમ કાળની ગતિ ન્યાં નૈં પોંચે,
ચારે અવસ્થાના ચારા;
હે વીરા ! અખંડ અનામીને અમાવે,
નિશંક નિરમળ નિહાળા.. હે વીરા સાનું...
હે વીરા ! નિરાધાર નિરાલંબ નિરંતર,

અધર ઝલકે છે અમરત ધારા;
હે વીરા ! જ્યોતું જલ બિંબ અવનસ રે'શે,'
રૂપ વરણ અક્ષરથી બારા.. હે વીરા સાનું...
હે વીરા ! ઈ સતગુરુનો દેશ વરણાવ્યો,
સેવા કરશો તો ઊતરો ભવપારા;
હે વીરા ! અકથ વસ્તુ દાસ જીવો ભાંખે,
મું ને મળિયા સદ્‌ગુરુ દેવ મોરારા... હે વીરા....

## ૩૦ (જીવાભગત)

હે વીરા ! આ વાતું કોક વીરલા પતીજે,
જેનો જનમ છેલ્લો હોશે...
હે વીરા ! પ્રથમ સતગુરુની સેવામાં વળગશે,
મૂળ વચન શિર ધરશે;
હે વીરા ! અંગ અરપણ કરી આજ્ઞામાં રે'શે,
ઈ તો કમાણી એણી પેરે કરશે... હે વીરા.....
હે વીરા ! દયાળ ગુરુનાં દિલ રીઝાવી,
લક્ષ અલક્ષ જેને લેશે;
હે વીરા ! લક્ષ લઈને લૌ લીન થઈ રિયા છે,
એને સૂઝ અગમની પડશે.... હે વીરા.....
હે વીરા ! અગમ અગોચર વસ્તુ અપારા,
તેમાં અહર્નિશ ચિત્ત પરોવશે;
હે વીરા ! પૂરણ બ્રહ્મ મળિયા કલેશ કર્મ ટળિયા,
હવે ગોચરનું ગોચર રે'શે... હે વીરા.....
હે વીરા ! નિરાધાર નિરખ્યા અંતર પરખ્યા,
ઈ તો સહજ ઘરમાં સમાસું કરશે;
હે વીરા ! નિરંતર રહ્યા નિજ રૂપ આગળે,
ઈ અખંડ પુરુષને વરશે.... હે વીરા....
હે વીરા ! મહાતેજ અખંડ અંજવાળું,
એમાં રિયા વિલાસું કરશે;
હે વીરા ! યોનિ જનમનો ભે એણે ટાળ્યો,

ઈ તો અક્ષય ઘરમાં રે'શે.... હે વીરા..
હે વીરા ! મહાસિંધુમાં જેમ લૂણ જ ભળિયું
કોઈ કાળે નોખું નહીં પડશે;
હે વીરા ! ગુરુ મોરાર ચરણે જીવો જશ ગાવે,
એના વેરી યે વખાણ કરશે... હે વીરા.....

## ૩૧ (જીવાભગત)

હે વીરા ! અધર અધાટે મારા સતગુરુ બેઠા,
આપણે વાણોતર થઈને વણજું કરીએ....
હે વીરા ! મણિ માણેક મોતીડા ને વોરીએ,
રૂડા હીરલાની વણજું કરીએ;
હે વીરા ! ઘરાક મળે તો આ મોંઘા મૂલના,
આપણે શિરને સાટે લઈ દઈએ... હે વીરા....
હે વીરા ! લેનારા જો સચિયારા હોશે,
તો પૂછવા કોઈ પાસે નહીં જાશે;
હે વીરા ! ગૂપત વોરશો તો પરગટ થાશે,
એની ફોરમ્યું ચૌદ લોકમાં જાશે.... હે વીરા...
હે વીરા ! ઈ વસ્તુ મારા શિરને સાટે,
અંતર ઊંડી દબાવી દઈએ;
હે વીરા ! પેટી પટારાને ભે ચોરનો લાગે,
આપણી નજરુંની આગળ રાખીએ... હે વીરા...
હે વીરા ! નેણાં આગળ રાખી દઈએ હરખી,
એ સૌ સુરતે જુગતે કરીએ;
હે વીરા ! મનુષા જનમનો ઈ છે લાવો,
એ ઠરીને ઉંહાં ઠેરાયેં.... હે વીરા....
હે વીરા ! કાચ કથીરની કોથળિયું ભરશે,
એનો ઘરોઘર સોદો કરવા જાશે;
હે વીરા ! રાંડ રોટી ને ચાદરને સાટે,
જઈ જઈ પરાણે એને વોરાવશે.... હે વીરા....
હે વીરા ! એવા જગતમાં ફંદી ફરશે,
જગત ઠેકું મૂત્રમાં પલળશે;
હે વીરા ! ગુરુ મોરાર પ્રતાપે જીવો ભાંખે,
ભાઈ ઈ બૂડેલા તો જરૂર બૂડાડશે..... હે વીરા....

## ૩૨ (જીવાભગત)

હે વીરા ! તરેલ તારશે ને બૂડેલ બૂડાડશે,
એની જોઈ જોઈ સંગત્યું કરજો....
હે વીરા ! પવન નિર્લેપ કેવાય છે,
પણ ઢેઢવાડાને વાસે રે હાં;
હે વીરા ! ફૂલવાડામાં જાશે તો તો,
ઈ વાસું તો ફૂલની દેશે રે હાં.... હે વીરા....
હે વીરા ! મોચીની પેઢીએ અમથા ઊભા જ રહીએ,
ઘડીક ગાંધીની હાટે બેસે રે હાં;
હે વીરા ! લેવું દેવું તો બેઉનું નથી,
પણ સુવાસુંનાં સુખ લેશે રે... હે વીરા.....
હે વીરા ! સાધુની સંગે સાધુ કેવાશો,
એના અંતઃકરણ ઉજળા થાશે રે હાં;
હે વીરા ! જ[illegible] [illegible]ંચો હોય તો સાધુમાં ભળજો,
જેથી જનમ મરણ ન ટળશે રે... હે વીરા...
હે વીરા ! થૂલ સંગે બેસો તો થૂલાં કેવાશો,
ઊલટી બુદ્ધિ નિયાં હેરાશે રે હાં;
હે વીરા ! કરી કમાણી એના આગલા જનમની,
એક પલમાં નાશ એનો થાશે રે.... હે વીરા....
હે વીરા ! સંતનો સંગ ને હરિની કથાથી,
વધત વધત વધી જાશે રે હાં;
હે વીરા ! જ્ઞાન પામશો ને ગોવિંદ મળશે,
જનમ સુકળ થઈ જાશે રે.... હે વીરા...
હે વીરા ! થુલની સંગે ખલ બુદ્ધિ થાશે,
અને વિકારે દૃષ્ટિ ભરાશે રે હાં;
હે વીરા ! નિત નીચ બુદ્ધિ નરસું કેવરાવે,
ઈ તો ઘટત ઘટત ઘટી જાશે રે... હે વીરા...
હે વીરા ! ધન્ય સંતો ને કૈંકને તાર્યા,
એના જશ વેદ પુરાણે વંચાશે રે હાં;
હે વીરા ! જીવો ક્યે ગુરુ મોરાર ચરણ રજથી,
જેની પાવળ લેતાં પાવન થવાશે રે.... હે વીરા....

## ૩૩ (જીવાભગત)

હે વીરા ! તર્યા છે તે વિસવાસી વીરા,
જેનું ગુરુ ચરણમાં ચિત્ત સ્થિરા રે હાં.....
હે વીરા ! આપ કસીને પરમારથ કરશે,
એવા હરિજન પોંચ્યા હજુરા રે હાં;
હે વીરા ! દયા મે'ર ને હિંસાથી દૂરા,
એવા કરણી કમાયુંના પૂરા રે... હે વીરા....
હે વીરા ! આપણો સ્વારથ ઈચ્છતા નથી,
ઈ પરમારથી બંદા શુરા રે હાં;
હે વીરા ! ઈ નર ધણીના હકમી હજુરી,
જેને ગુરુ લક્ષ મળ્યા છે જરૂરા રે... હે વીરા....
હે વીરા ! દરસ્યા પરખ્યા ને હૈડે હરખ્યા.
એ નયણે નિરખે નૂરા રે હાં;
હે વીરા ! કારજ સાર્યાં ને બ્રહ્મરસ પીધાં,
ચરાચર હરિને ભાળ્યા રે..... હે વીરા....
હે વીરા ! કરિયાં કરમનાં પોથાં ફાડ્યાં,
હવે હશે તો થાશે બળીને ચૂરા રે હાં;
હે વીરા ! નર નકલંકી નિરમળ થઈ વરતે,
એણે દેવ દરસ્યા નહીં હવે દૂરા રે.... હે વીરા...
હે વીરા ! યોનિ જનમનો જોખો ટાળ્યો,
થિયા ઈ તો અજન્મા જરૂરા રે હાં;
હે વીરા ! જમકિંકરનો ભે કદીએ ન લાગે,
ઈ થી ઊલટા ભાગે દૂરા.... હે વીરા....
હે વીરા ! નિઃશંક ઘર નિરાધારે વરતે,
એને પાયા પિયાલા પૂરા રે હાં;
હે વીરા ! ગુરુ મોરાર ચરણે મગન થઈ બોલે,
એના દાસ જીવો જશ ગાવે ભરપૂરા રે.... હે વીરા....

## ૩૪ (જીવાભગત)

હે વીરા ! નિજિયા ઘર મેં કોક નુરીજન રહેશે,
એની છતું તો રે'શે કેમ છાની;

હે વીરા ! નિરાધાર પદને નિરખી રહેવે,
લીધું મન કમ વચને માની... હે વીરા....
હે વીરા ! સતગુરુ સેવી અંતર ભેદ લીધા,
ઈ વીર વળગ્યા છે નિજ નામે;
હે વીરા ! વાણીથી વરજીતને સમજયા,
તેની પરસદ કેમ રિયે છાનેં... હે વીરા....
હે વીરા ! જે સમજ્યા ઈ અંતરમાં સમાવે,
ઈ વાતું વરણવી નવ જાવે;
હે વીરા ! કીધા જેવી આ વસ્તુ નથી હો,
જેમ ગુંગો ગોળને ખાવે... હે વીરા....
હે વીરા ! મનમાં ગુણે ને મનમાં માંણે,
ઈ તો બહારે કેમ કહાવે;
હે વીરા ! ખટ ઊરથી ભાંગી ઉરથી,
ઈ તો વાસનિક લિંગ જલાવે.... હે વીરા..
હે વીરા ! નિરખે હરખે ને પંડ્યમાં પરખે,
ઈ રસ નેણાં પાવે;
હે વીરા ! વાણીથી વરજીતને ઈ સમજી લ્યો,
અને પોતાના રૃદિયામાં સમાવે... હે વીરા....
હે વીરા ! લીધા જેવો લાવ મળ્યો છે,
મનને પ્રીછવી સમજાવે;
હે વીરા ! હરતાં ફરતાં હરિજન સેવે,
એની ચરણરજ શિર ધારે.... હે વીરા...
હે વીરા ! ચરણરજથી પરતાપ નૈં મોટો,
ઈ કો વીરલાને જ ફાવે;
હે વીરા ! મોરાર ગુરુ ચરણે જીવો ભાંખે,
ઈ ફેરો પ્રથમીમાં નૈં ખાવે... હે વીરા...

## ૩૫ (જીવાભગત)

હે વીરા ! નિરાધાર મેં કોઈક વીરલા વીરા,
ઈ તો ગહેરાં ને અતિ ગંભીરાં;
હે વીરા ! હલણ ચલણ અવનિ ઉપરં હાલે,
પણ મારે આકાશે તીરા... હે વીરા ! નિરાધારમેં...

હે વીરા ! નિરમળ દશા ને નિરમળ નેણાં,
પણ સુરતે પોંચે ઈ નર શૂરા;
હે વીરા ! આઠો જામ આકાશે રે'વું,
ઈ તો નેણે નિરખે નૂરા.... હે વીરા ! નિરાધાર મેં.....
હે વીરા ! તત્ત્વ સમાસને સરવે દેખે,
એને સદગુરુ મળિયા છે પૂરા;
હે વીરા ! ઝળહળ જ્યોતું જરા બિંબ ઝલકે,
તેમાં એકમેક ભરપૂરા.. હે વીરા ! નિરાધાર મેં...
હે વીરા ! નેણે નિરખે ને અંતર પરખે,
ઈ હકમી બંદા હજુરા;
હે વીરા ! દિન દિન સ્નેહ અધિક વધારે,
એવી કરણી કમાયુંના પૂરા... હે વીરા ! નિરાધાર મેં....
હે વીરા ! દેવ દરશ્યા ને આતમ પરસ્યા,
કુકરમ થિયા દેહના દૂરા;
હે વીરા ! નિરમળ થઈને નારાયણ નિરખે,
જેનાં પડળ થિયાં છે દૂરાં.... હે વીરા ! નિરાધાર મેં...
હે વીરા ! મનખા જનમની મોજું માણે,
એવા પ્રેમ ભગતિમાં પૂરા;
હે વીરા ! સેવા રે કરે એનાં કારજ સારે,
જ્ઞાની વિજ્ઞાની વિવેકી વીરા... હે વીરા ! નિરાધાર મેં....
હે વીરા ! ચારે વરગી તેને મૂકી ન આવે,
પુગાડે ઈ ઠેઠ હજુરા;
હે વીરા ! કરમજાળું એણે કાપી નાંખ્યું,
નિરમળ નિરખે ઈ નૂરા.... હે વીરા ! નિરાધાર મેં.....
હે વીરા ! આ તો વાતું સમજીને કહી છે,
ઈ તો સમજીને ઝીલશે કોક શૂરા;
હે વીરા ! ગુરુ મોરાર ચરણે જીવો ગાવે,
સંત મળ્યે થાશે ઓધારા... હે વીરા ! નિરાધાર મેં....

૩૬ (જીવાભગત)

હે વીરા ! નાથ નિરંજન,
નિરાલંબ ગુંસાઈ,

તે નેણે નિરખી કરીએ ઓળખાઈ... હે વીરા ! નાથ....
હે વીરા ! સેવા કરીએ સાચા સતગુરુની,
એકતા અંતરમાં લાઈ;
હે વીરા ! આ દેહી અરપી ચરણુંમાં રહીએ,
તો તો તરત રીઝે ગુરુ રાઈ.... હે વીરા નાથ....
હે વીરા ! સતગુરુ દયાળ દયાના સિંધુ,
સેજે દિયે સાન બતાઈ;
હે વીરા ! અનંત જુગની ઓળખાણું દઈને,
દિયે ભવસાગર ભુલાઈ.... હે વીરા નાથ....
હે વીરા ! બ્રહ્મ ભૂલીને જીવ થઈ રયો છે,
એની ગાંઠ ગાઢી ઘેરાઈ;
હે વીરા ! જીવ પણે જ યોનિમાં ફરે છે,
ધક્કા ચારે ખાણ્યુંમાં ખાઈ... હે વીરા નાથ.....
હે વીરા ! ચારે ખાણુંના જીવ લક્ષ ચોરાશી,
ઈ તો મેટણવાળા ન કોઈ;
હે વીરા ! મેટણવાળા તો એક સતગુરુ છે,
તેને મળિયે શિશ નમાઈ.... હે વીરા નાથ....
હે વીરા ! નારદને જ્યારે ગુરુ ઢીમ્મર મળિયા,
ચોરાશી એક પલમાં ત્રોડાઈ;
હે વીરા ! એવું શરણું સતગુરુજી કેરું,
દિયો ચરણે શિશ નમાઈ.... હે વીરા નાથ....
હે વીરા ! ધન્ય સતગુરુ ધન્ય શરણાં ને,
જો મળી કરીયે એકતાઈ;
હે વીરા ! જીવો કયે મેં ગુરુ મોરાર ચરણ ગ્રહ્યાં,
હવે કહું છું ગાઈ બજાઈ... હે વીરા નાથ.....

## ૩૭ જેસલ-તોરલનાં ભજનો

(ભજન ક્રમાંક ૩૭ થી ૫૩)

તોળી રાણી કહે છે તમે,
સાંભળો જાડેજા હો જી;
સત રે વણજું જુગ ચાર રે;
જૂનો જૂનો ધરમ તમે સનાતન જાણો રે,

નિરભે થિયા નર ને નાર રે....
પરથમ ધર્મ પ્રહલાદે રચાવ્યો રે હાં,
સતી રત્નાવળી પાટે પધાર્યા રે;
કુંજર વધારી તેની કોળી વરતાવી રે,
તેના જનમ સંતો સુધાર્યા રે;
આદનાથ સામીએ જ્યારે આસન વાળ્યાં,
તેના ગણેશ થિયા છે કોટવાળ;
સોનાના સિંહાસને મહાધરમ ઝીલ્યો,
તેના મટી ગિયા જનમ જંજાળ;
પાંચ કરોડ નર નિમાધારી રે,
નિજિયા ધરમના અધિકારી રે;
અલખને આરાધે એણે કુંજરને ઉઠાડ્યો રે,
જેસલ એ ધરમનો કરો વિચાર....

જૂનો જૂનો ધરમ તમે.....

બીજો બીજો ધરમ રાજા હરિશ્ચન્દ્રે રચાવ્યો રે,
સતી રાણી તારામતી પાટે પધાર્યા રે;
રેવંત વધારી તેની કોળી વરતાવી રે,
તેના જનમ સંતો સુધાર્યા રે;
અમરનાથ સ્વામીએ જ્યારે આસન વાળ્યાં રે,
તેના હનુમાન થિયા છે કોટવાળ;
રૂપાના સિંહાસને મહા ધરમ ઝીલ્યો,
તેના મટી ગિયા જનમ જંજાળ;
સાત કરોડે નર નિમાધારી રે,
નિજિયા ધરમના અધિકારી રે;
અલખને આરાધે એણે રેવંત ઉઠાડ્યો રે,
જેસલ ઈ ધરમનો કરોને વિચાર....

જૂનો જૂનો ધરમ તમે....

ત્રીજો ત્રીજો ધરમ રાજા ધરમે રચાવ્યો રે હાં,
સતી દ્રૌપદીજી પાટે પધાર્યા રે;
કવલી વધારી તેની કોળી વરતાવી રે,
તેના જનમ સંતો સુધાર્યા રે;

મારકુંડ ઋષિએ જે દિ' આસન વાળ્યાં;
તેના ગરુડ થિયા છે કોટવાળ;
ત્રાંબાના સિંહાસને મહાધરમ ઝીલ્યો,
તેના મટી ગિયા જનમ જંજાળ;
નવ કરોડે નર નિમાધારી રે,
નિજિયા ધરમના અધિકારી રે;
અલખને આરાધે એણે કવલીને ઉઠાડી રે,
જેસલ ઈ ધરમનો કરોને વિચાર....
જૂનો જૂનો ધરમ તમે....
ચોથો ચોથો ધરમ રાજા બળીએ રચાવ્યો રે હાં,
સતી વિંજાવળી પાટે પધાર્યા રે;
અજિયા વધારી તેની કોળી વરતાવી રે,
તેના જનમ સંતો સુધાર્યા રે;
ગોરખનાથ જતિએ જે દિ' આસન વાળ્યાં,
તેના ભૈરવ થિયા છે કોટવાળ;
માટીના સિંહાસને મહાધરમ ઝીલ્યો,
તેના મટી ગિયા જનમ જંજાળ;
બાર કરોડે નર નિમાધારી રે,
નિજિયા ધરમના અધિકારી રે;
અલખને આરાધે એની અજિયા ન ઊઠી રે,
સંતો તમે કરજો ઈ ધરમનો વિચાર....
જૂનો જૂનો ધરમ તમે....

## ૩૮ (તોરલ)

હે વીરા ! નર સચિયારા તમે સાચું વોરો રે,
એવાં કૂડ ને કપટ મનનાં મેલો રે જી;
હે વીરા ! મનની માંડવીએ રૂડાં દાણ ચૂકાવો રે,
એવા જમને દાણ દઈ પાછાં ઠેલો રે જી....
હે વીરા ! વણજું કરોને વણઝારા,

મારા વીરાજી ! માળા ને જપના વેપારી રે જી;
હે વીરા ! ધરમ તણી તમે ધારણ બાંધો રે,
એવો શેર સવાયો લીજે રે જી;
હે વીરા ! ખમૈયાનો ખડિયો ને લોહની લેખણ રે,
એવા પુષ્પનાં પાનાં ભરીએ રે જી....
હે વીરા ! ....
હે વીરા ! મહાવરતીમાં મોટા સંતો રે,
એની પેઢીએ બેસી પુણ્ય કરીએ રે જી;
હે વીરા ! નિજિયારાં દાન અભિયાગતને દીજે રે,
એવા લાવ સવાયા લીજિયે રે જી....
હે વીરા ! ....
હે વીરા ! એડા એડા ધરમે અનેક ઓધરિયા રે,
કરોડ તેત્રીસ એણી પેરે સીધ્યાં રે જી;
હે વીરા ! પાંચા સાતાં ને નવાં બારાં રે,
મોટા મુનિવરે મહાવ્રત લીધાં રે જી....
હે વીરા !....
હે વીરા ! જ્યોતુંને અંજવાળે દાન રૂડાં દીજિયે રે,
એવી સફળ કમાયું કીજે રે જી;
હે વીરા ! જાડેજાને ઘેરે સતી તોરલ બોલ્યાં રે,
આપણે લાવ સવાયા લીજિયે રે જી....
હે વીરા ! ....

## ૩૯ (તોરલ)

તોળી ક્યે પરીક્ષા કરોને નર પૂરા,
જી રે સંતો ! સિધ્યા, સોઈ નર પાર ઊતરિયા;
જી રે સંતો ! સમજીને હાલ્યા,
સોઈ નર પાર ઊતરિયા રે જી....
ચંદન રોપાવી તમે કાષ્ટ કાં ભાળો !
બીજ વધાવી તમે બારશ કાં પાળો ?
સાધું એવીને તમે અવરને કાં ઢાળો !

અલખ જીતીને તમે ક્રિયા કાં હારો ? તોળી ક્યે... ૦
અભેદીના નર તમે સભેદી કાં કહાવો ?
પરગટ જ્યોતું ન્યાં તમે છપતાં કેમ જાવો ?
લાંછનથી ડરીએ તો જોઈને પગ ભરીએ
ધરમ લાખેણો ભાઈલા ! શીદને નવ વરીએ તોળી ક્યે.... ૦
પાટે બેઠા રે નર વચન હૂંદા ભૂલ્યા,
કેવાણા પંડિતને બાવા આપે શાપ થૂલાં;
વાટે બેસીને ઈ તો પરમોદા રે થાયે
વિના શબદે કોળી ને પાવળ આપે.... તોળી ક્યે.... ૦
વચન વિચારી તમે મહાધર્મ પાળો,
સંત સાહેબ તમે એક કરી ભાળો;
ચારે ચારે જુગની એક જ છે બારી
કૈંક ગિયા જીતી ને કૈંક ગિયા હારી.... તોળી ક્યે.... ૦
ચારે ચારે પાટ એની એક જ છે કનેરી,
સહસ્ર કળા ને એમાં જ્યોત છે અનેરી;
અલખ પુરુષના છે અવતારા,
ઈ પદ બૂઝે સોઈ ગુરુજી અમારા.... તોળી ક્યે.... ૦
સતના મંદિરિયામાં ધરમના છે દીવા,
સડસઠ તીરથ એમાં કોઈ નથી એવા;
હુકમ દિયો તો પીરજી ! હું રે વધાવું,
પાહોળ દિયો તો પીરજી ! પાટે રે આવું.... તોળી ક્યે.... ૦
સત્યના મંદિરિયામાં જે નર બેઠા,
જુગતિ મુગતિમાં એને રમતા મેં દીઠા;
બીજ રે બરાબર નવ કોઈ જાણો
સંત ઓધરિયા સોઈ ધરમ વખાણો.... તોળી ક્યે.... ૦
શીલ સંતોષના જે નર ભોગી,
ગત્ય રે મુક્તિમાં રમતા રે જોગી;
રૂદિયે રૂદિયે એની છે વાણી,
પીતાં નો ધરાયેં અમરતનાં પાણી.... તોળી ક્યે.... ૦
વચન વિચારી તમે મહાધર્મ પાળો,
[illegible] શિખરથી ગંગાજીને વાળો;
આંગણિયે આવ્યા નર અખર અજિતા,
ધન ધન વખાણ્યું એનાં માતા ને પિતા.... તોળી ક્યે.... ૦

## ૪૦ (તોરલ)

હુકે હાલો હેતે તમે હુઈ મળો રે હાં;
સાચે દલે કરોને ઓળખાણું મારા વીરા રે
મારું મન બાંધો શૂરવીર સાધસે રે હાં,
જેને રૂદે વસે લાલ ગુંસાઈ મારા વીરા રે
તોળી ક્યે.... હકે હાલોને.... ૦

આંજણના આંજ્યા રે ભૂલ્યા તમે કાં ભમો રે હાં,
હાથમાં દીવો ને કાં પડો કૂવે મારા વીરા રે...
આંખ્યુંના ઉજાગરા વીર તમે કાં કરો રે હાં,
તેણે નિરખીને તમે જુવો મારા વીરા રે...
તોળી ક્યે.... હકે હાલોને.... ૦

કાલર ને ખેતરમાં બીજ નવ વાવીએ રે હાં,
પાતર જોઈ જોઈ તમે પેખો મારા વીરા રે;
જોત્યુંને અંજવાળે દાન રૂડાં દીજીએ રે હાં;
રૂડા સાધુને સેવો દલ ચોખો મારા વીરા રે...
તોળી ક્યે.... હકે હાલોને.... ૦

સુવાંતુંના મેવલા રે જળધારા વરસે રે હાં,
તમે નીપજ લેજો ગોતી મારા વીરા રે,
વસિયરને મુખે વીખડાં નીપજે રે હાં
છીપને મુખ નીપજે સાચાં મોતી મારા વીરા રે...
તોળી ક્યે.... હકે હાલો.... ૦

મનના માન્યા મુનિવર જે મળે રે હાં,
તો તો દલડાંની ગુંજું કીજે મારા વીરા રે;
જેસલને ધીરે તોળીરાણી બોલિયાં રે હાં,
આપણા ગુરુને વચને ફળ લીજે મારા વીરા રે...
તોળી ક્યે.... હકે હાલો.... ૦

## ૪૧ (તોરલ)

જેસલ કરી લે વિચાર.... ૦
આવો ને જેસલરાય આપણ પ્રેમ થકી મળીએ રે...
પૂરા સંત હોય ત્યાં જઈ ભળીએ આવોને જેસલરાય...ટેક

જેસલ કરી લે ને વિચાર માથે જમ કેરા રે માર,
સ્વપના જેવો આ રે સંસાર તોળીરાણી કરે છે પુકાર...૧
અનુભવી આવ્યો છે અવતાર માથે સતગુરુ રે ધાર,
જાવું મારા ધણીને રે દરબાર બેડલી ઉતારો ભવ પાર...૨
ગુરુના ગુણનો નહિ પાર ભગતિ ખાંડાની છે ધાર,
નુગરાં શું જાણે રે સંસાર, એનો એળે ગયો અવતાર...૩
ગુરુની ગતિ ગુરુની પાસ, જેવી કસ્તુરીમાં બાસ,
નિજિયા નામ તણો પરગાસ, દીનાનાથ પૂરે આપણી આસ...૪
નિત્ય ઊઠી નાહવાને જાય, હાથમાં દીવડીયો રે દરશાય,
કુડીયાં કૂવે પડવાને જાય, મુરખડાં મુડીઓ રે ગુમાય...૬
ભેદુ વિનાં ભેળાં ઈ તો થાય, એ તો અધૂરિયાં કે'વાય,
એનાં નૂર કાંઈ ન દરશાય, એનાં કલ્યાણ કેમ કરી થાય...૭
છીપું સમદરીએ રે સમાય, એની સફળ કમાયું રે થાય,
સ્વાંતે મોતીડાં રે વરસાય, એ તો મોંઘાં મૂલે રે વેચાય...૮
હીરા એરણમાં રે ઓરાય, માંથે ઘણ કેરા રે ઘાય,
ફૂટે તે ફટકિયાં રે કે'વાય, ખરાંની ખરે ખબરું થાય...૯
ચાંદાસૂરજનો રે ઉજાસ, નવલખ તારા એની પાસ,
પવનપાણીનો રે પરકાશ, ચૌદ ભુવનનો નાથ પૂરે આસ...૧૦
સવાલાખ કોથરીયુંરે બંધાય, ત્યારે પૂરા ગાંધીડા કે'વાય,
એવા સંત વીરલા રે થાય, હીરા તાં હીરલાંઓમાં કે'વાય...૧૧
એના ઘરમે થયા દશ અવતાર, પાંચા સાતા નવાં ને બાર,
કરોડ તેંતરીશાં રે તાર, ઋષિ એંશી તો રે હજાર...૧૨
સતજુગે રત્નાવર ને પેંરાધ, દ્વાપરે દ્રૌપદી ધરમરાય,
ત્રેતાં તારા ને હરિચંદ્રરેરાય, કલીજુગ વીંજા ને બળીરાય.... ૧૩
પ્રેમનો પાટ ને પ્રેમના ઠાઠ, પ્રેમની જ્યોતિનો રે પરકાશ,
તોળી રાણી તેજનો અંબાર, સાયબો પૂરે આપણી આશ.... ૧૪
મનનાં માદરીયાં બંધાઈ, તનડાં પર પડદા રે બંધાય,
જતી સતી ત્યાં ભેળાં થાય, તેનાં નૂર તો વરસાય.... ૧૫
હેતે હરિગુણ એ ગાય, પ્રેમે ગુરુની પૂજા રે થાય,
કોળી પાવલીએ વરતાય, ચાર જુગની વાતુ તોરલરાણી ગાય...૧૬

## ૪૨ (તોરલ)

હે જી મારા સંત પોંચ્યા નિરવાણી,
મહારાણી ધરમ ઝીલો તોરલ કાઠિયાણી રે જી....
આવેલા સંતને આદરભાવ દીજે,
એના પગ ધોઈ પાહોળ લીજે મહારાણી ધરમ...
પરથમ જુગમાં પ્રેહ્લાદ રાજા સીધ્યા
એની હાર્યે રતનાવળ રાણી રે જી
ધ્રમને કારણિયે થંભ ધગાવ્યો ભાઈ !
તર્યે મંદિર પોગ્યા'તા મોરારી... મહારાણી ધરમ....
બીજા બીજા જુગમાં રાજા હરિશ્ચંદ્ર સીધ્યા
એની હાર્યે તારાદે રાણી રે જી
સતને કારણિયે ત્રણે વેચાણાં ભાઈ !
નીચ ઘેરે ભરિયાં પાણી.. મહારાણી ધરમ....
ત્રીજા ત્રીજા જુગમાં રાજા યુધિષ્ઠિર સીધ્યા
એની હાર્યે ધરૂપદી રાણી રે જી
સતને કારણિયે વનમાં પધાર્યાં જેના
દુશાસને ચીર લીધાં તાણી... મહારાણી ધરમ....
ચોથા ચોથા જુગમાં રાજા બળિરાય સીધ્યા
એની હાર્યે વિંજાવળી રાણી રે જી
વામન રૂપે મારો વા'લો પધાર્યા ભાઈ !
ત્રણે ભવનમાં વાત જાણી.... મહારાણી ધરમ...
આ રે ધરમમાં ભાઈ ! અનેક નર સીધ્યા
ઓલ્યા સીધ્યા છે નર ને નારી રે જી
દોઈ કર જોડી રાણી તોળાંદે બોલ્યાં
આ તો આગું તણી છે ઓળખાણી... મહારાણી ધરમ......

## ૪૩ (તોરલ)

એ જી મારા સાધુડાની ભીડું કેમ ન જાણે રે માનેતી રાણી.
મહારાણી વાયક ઝીલો તોરલ કાઠિયાણી.
તારો કોટવાર ઊભો, મહોલ્લુની માંય રે માનેતી રાણી.

માનેતી રાણી, વાયક ઝીલો તોરલ કાઠિયાણી....ટેક.
સોના રૂપાના સતી, પાટ રે મંડાવો....તોરલ (૨)
મારા ગુરુજીને, પાટે પધરાવો માનેતી રાણી વાયક. ૧.
સારાં સારાં રે સતી, ભોજન બનાવો રે..... તોરલ (૨).
મારા ગુરુજીને તમે, ભાવે રે જમાડો માનેતી રાણી વાયક. ૨.
ગંગા જમનાનાં સતી, નીર રે મંગાવો....તોરલ (૨).
મારા ગુરુજીને તમે, નીરે રે નવરાવો માનેતી રાણી વાયક. ૩.
પાટ માંડીને રૂડા, કળશ થપાવ્યા રે....તોરલ (૨).
એની ઝળહળ જ્યોતું રે દરશાણી માનેતી રાણી વાયક. ૪
પોકરણ શે'રથી રે, પીર રામદે પધાર્યા તોરલ (૨).
એની લીલુડે રે ઘોડે અસવારી માનેતી રાણી વાયક. ૫.
મેવાડથી રે પીર, માલદે પધાર્યા રે...તોરલ (૨).
એની સાથે રે, રૂપાંદે સતીરાણી માનેતી રાણી વાયક. ૬.
અંજારથી રે પીર, જેસલ પધાર્યા રે.....તોરલ (૨).
એની સંગે રે, તોરલ કાઠિયાણી માનેતી રાણી વાયક. ૭.
સોના રૂપાંના સતી, મહેલ તમારા રે...તોરલ (૨)
એની ફરતી રે, સમુદરની ખાઈ માનેતી રાણી વાયક. ૮.
જેસલ પૂછે રે, સુણો મારા ભાઈલા.....તોરલ (૨)
એની એની વધે, પીધાં જલ પાણી રે માનેતી રાણી વાયક. ૯.
કોટવાર રે રણસી, પાટે પધાર્યા રે....તોરલ (૨)
ત્યારે ગત્યમારે, વરતાણો જેજેકાર માનેતી રાણી વાયક. ૧૦.

## ૪૪ (તોરલ)

એ જી તમે વિસવાસી નરને કાં રે વેડો,
માણારાજ રે.....
નર રે નુગરાની હાર્યે નેડલો ન કરીએ રે જી.....
એવા નર રે.....
હંસલો ને બગલો બેઉ એક જ રંગના હો જી,
એ જી ઈ તો બેઠા સરોવર પાળે
માણારાજ રે......
નર રે નુગરાની.....
હંસલાને જોઈએ રૂડાં મોતીડાંનો ચારો હો જી,
એ જી ઓલ્યા બગલા ડોળે છે કાદવ ગારો

માણારાજ રે...
નર રે નુગરાની....
આજ મારા ધણી કેરો પાટ મંડાણો હો જી,
એ જી એવી ઝળહળતી જ્યોતું દરશાણી
માણારાજ રે....
નર રે નુગરાની.....
ગુરુના પ્રતાપે સતી તોરલ બોલ્યાં હો જી,
એ જી મારા સંતો અમરાપર માલે
માણારાજ રે.....
નર રે નુગરાની....

## ૪૫ (તોરલ)

સતી ! તારો સાયબો બતાડ્ય.
અનાદિ ધરમની સતી ! અરજ છે અમારી રે....
એમ જાડેજો કે'છે રે......
ઘડી પલ રેજો મોરી પાસ જાડેજા રે,
ઘડી પલ રેજો મોરી પાસ રે.....
કરી લે ભલાપું થોડા જીવણાં રે,
એમ તોરલ કે' છે રે....
સાધુ આવે લખ ચાર જાડેજા રે,
સાધુ આવે લખ ચાર રે....
એમાંને સાયબો મારો આવશે રે,
એમ તોરલ કે' છે રે....
તારા સાયબાનાં શ્યાં રે એંધાણ તોરલદે,
સાયબાનાં શ્યાં રે એંધાણ રે...
શ્યે રે એંધાણે અમે ઓળખીએ રે,
એમ જેસલ કે' છે રે.... ૧

સરવે સાધુને માથે ભેખ જાડેજા રે,
સરવે સાધુને માથે ભગવો ભેખ રે....
મારા સાયબાને માથે પીળી પાંભડી રે,
મારો સાયબો આવશે રે પીતાંબર પોતિયે રે જી..... ૨

હરણાં ચરે લખ ચાર જાડેજા રે,
હરણાં ચરે લખ ચાર રે
એમાં ને સાયબો મારો આવશે રે,
એમ તોરલ કે' છે રે....૩

સાયબાનાં શ્યાં રે એંધાણ તોરલદે,
સાયબાનાં શ્યાં રે એંધાણ રે.....
શ્યે રે એંધાણે અમે ઓળખીએ રે,
એમ જેસલ કે' છે રે.....૪

સરવે હરણાંની માથે શીંગ જાડેજા રે,
સરવે હરણાંની માથે શીંગ રે....
મારા સાયબાની માથે સોનાં શીંગડી રે,
એમ તોરલ કે' છે રે....૫

રોઝાં ચરે લખ ચાર રે જાડેજા રે,
રોઝાં રે ચરે લખ ચાર રે...
એમાંને સાયબો મારો આવશે રે,
એમ તોરલ કે' છે'રે....૬

સાયબાનાં શ્યાં રે એંધાણ તોરલદે,
સાયબાનાં શ્યાં રે એંધાણ રે....
શ્યે રે એંધાણે અમે ઓળખીએ રે,
સરવે રોઝાંને મોઢે ઘાસ રે....
મારા સાયબાને મુખે કાજુ કેવડો રે,
એમ તોરલ કે' છે રે.....૮

અવર થૂલાંને મુખે હશે વેખરી વાણ,
મારા સાયબાને મુખે મધુરી મોરલી રે જી...
બોલ્યા બોલ્યા જેસલ ઘરની નાર.... જાડેજા.,
મારા સંતો અમરાપરમાં માલશે રે જી......

## ૪૬ (તોરલ)

ગોરાં પીરાંની છે વાડી,
સંતો તણી ફૂલવાડી;
ઈ વાડીમાં બીજક રોપાવો,

હો જીયો ગોર ! જીયો.....
એ..... પેલો સંદેશડો તોળારાણી દેવે રે નર જીવો રે હાં.....
પેલા સંદેશડા મારવાડમાં દઈ તમે વળજો,
એ જી તિયાં રાવળ માલો ને રૂપાંદે નારી રે નર જીવો રે હાં....
તમે જોડે-સજોડે વાયકે આવજો,
હો જીયો ગોર ! જીયો...
એ જી તમે જોડા ને સજોડા જમલે આવજો,
હો જીવે ગોર ! જીયો.....
એ.... બીજો સંદેશડો તોળારાણી દેવે રે નર જીવો રે હાં...
બીજો સંદેશડો રણુંજામાં દઈ તમે વળજો,
એજી તિયાં રામદે વીરમદે ને ડાલીબાઈ નારી રે નર જીવો રે હાં...
એ જી તમે જોડે સજોડે જમલે આવજો,
હો જીયો ગોર ! જીયો....
એ..... ત્રીજો સંદેશડો તોળારાણી દેવે રે નર જીવો રે હાં.....
ત્રીજા સંદેશડા કીસકોળાંબે દઈ તમે વળજો,
એ જી તિયાં સાલો શૂરો ને કરમણબાઈ નારી રે નર જીવો રે૦હાં...
એ જી તમે જોડે-સજોડે વાયકે આવજો,
હો જીયો ગોર ! જીયો....
એ..... ચોથો સંદેશડો તોળારાણી દેવે રે નર જીવો રે હાં....
ચોથા સંદેશડા આબુગઢમાં દઈ તમે વળજો,
એ જી તિયાં કુંભોરાણો ને નીરલબાઈ છે નારી રે નર જીવો૦રે૦હાં..
એ જી તને જોડે-સજોડે જમલે આવજો,
હો જીયો ગોર ! જીયો....
એ.....ચારે સંદેશડા તોળીરાણી ગાવે રે હાં..... નર જીવો....
એ જી મારા સંત અમરાપર માલે રે નર જીવો,
હો જીયો ગોર ! જીયો.......

## ૪૭ (સાંસતિયો કાઠી)

શબ્દુનાં બાંધ્યાં રે સંતો અમેં, કેમ તો ર'યેં રે....
સાધુડાં હોય તો રે અમેં, નવ તો ર'યેં રે....ટેક
વાયક તો આવ્યો રે, અમેં, દોઉ તો જણાં રે....
ત્રીજું કામણ તો કે વાય, હો શબ્દુનાં બાંધ્યાં.....૧.

સોનલાં કટારી તો સતીએ, કર તો ધરી રે,
કર તો ધરી ઓદર છેધ્યાં, હો શબ્દુનાં બાંધ્યાં.....૨.
ઓદર છેધ્યાં ને સતીએ, પુતર જનમ્યો રે;
પુતર જન્મ્યો રે માજમ રાત, હો શબ્દુનાં બાંધ્યાં....૩.
ઝાડની ડાળીયે રે સતીએ, બાંધ્યો હીંચકો રે,
બાંધ્યો આંબાની રે ડાળ, હો શબ્દુનાં બાંધ્યાં....૪.
પવન હિંચોરા હરિ મોકલે, આલમ તારો રે,
આલમ તારો રે ઓધાર, હો શબ્દુનાં બાંધ્યાં.....૫.
બાઈ રે પાડોશણ મારી બેનડી, ખબરું રાખો રે,
ખબરું રાખજો નાનેરાં બાળ, હો શબ્દુનાં બાંધ્યાં.....૬.
મારે રે જાવું ધણીને વારણે, તારાં કે'શું રે,
તારાં કેસું કેસું હો જુહાર, હો શબ્દુનાં બાંધ્યાં.....૭.
ચોસઠ ચડાવી ઘરની આગરી, અડસઠ જડ્યાં રે
અડસઠ જડ્યાં રે કમાડ, હો શબ્દુનાં બાંધ્યાં....૮.
ગાય અઢાવી સતીએ ગોંદરે, વાછરું પૂર્યાં રે,
વાછરુ પુર્યાં વાડા માંય, હો શબ્દુનાં બાંધ્યાં.....૯
વનની વાંદરડી વનમાં વસે, મોટી મારે છે રે,
મોટી મોટી મારે છે રે ઠેક. હો શબ્દુનાં બાંધ્યાં....૧૦
બચલાં વરગાડ્યાં તારાં ઉરમાં, રખે ભૂલતી રે,
રખે રખે ભૂલતી ચોટ રે હો શબ્દુનાં બાંધ્યાં.....૧૧.
મારાં બચલાં રે મારી ઉરમાં, તોરલ તારાં રે,
તોરલ તારાં રે તું સંભાર, હો શબ્દુનાં બાંધ્યાં....૧૨,
કોરીયા અન્ન ને કારણે રે, પુતર મેલ્યો રે,
પુતર મેલ્યો તેને રે સંભાર, હો શબ્દુનાં બાંધ્યાં.....૧૩.
પુતર સંભારી સતીને પ્રાણે ચડ્યો, અંગડામાં વ્યાપી, રે,
અંગડામાં વ્યાપી વ્યાપી પીડ, હો શબ્દુનાં બાંધ્યાં.... ૧૪,
થાન હતાં સતીનાં થરહર્યાં, તોરલે છાંડ્યા રે,
તોરલે છાંડ્યાં તુરત પ્રાણ, હો શબ્દુનાં બાંધ્યાં....૧૫.
ગત્ય રે ગંગા અમને પુછશે, તોરલ ક્યાં રે,
તોરલ ક્યાં મેલી આવ્યાં રે, હો શબ્દેનાં બાંધ્યાં.....૧૬.
મરડીને બાંધ્યાં રે મોટ, હો શબ્દુનાં બાંધ્યાં....૧૭.

મોટ રે બાંધીને શીર પર લીધાં, જેસલ હાલ્યા રે,
જેસલ હાલ્યા ધણીને દરબાર, હો શબ્દુનાં બાંધ્યાં...૧૮.
સામા મો'લ રે મહારાજનાં, દિપક રચીયા રે,
દીપક રચ્યા રે રચિયા ચાર, હો શબ્દુનાં બાંધ્યાં.....૧૯.
તમ રે જાગ્યે રે જામો જામશે, ઊઠો તોરાંદે રે
ઊઠો તોરલદે રે નાર હો, હો શબ્દુનાં બાંધ્યાં.....૨૯.
તમ રે જાગ્યે રે જામો જામશે, ઊઠો તોરાંદે રે
ઊઠો તોરલદે રે નાર હો, હો શબ્દુનાં બાંધ્યાં.....૨૦.
સાંસતિયા કાઠીની રે વિનતી, ઊઠો તોરલદે રે,
તોરીએ ઊઠીને કળા વાપરી, ગત્યમાં જેજેકાર...૨૧.
ગત્યામાં જે જે વરતાણે રે, શબ્દુનાં બાંધ્યાં રે અમે......

## ૪૮ (સાંસતિયો કાઠી)

હેડો હેડો ઉમાવ રે જેસલ કરી મળયાજી.
અને સાચો મારાં સાધુડાંનો ભાવ,
ભાવે રે મળયાં રે મારાં ભાયલાજી,
અને સાચે મન સાધુડાંનો ભાવ.. ટેક.
કચ્છમાંથી રે જેસલ ઉમટ્યાજી,
અને માલદે મેવાડુનો રાય,
રણ વાટે રે ભેરા હુઈ મળયાંજી,
અને ભોમુ આધોઅધ કે'વાય...૧
માલદેએ રે જેસલને પૂછયુંજી,
અને જાડેજા કરી લેને ઓળખાણ;
હાથનો પંજો રે જેસલ દઈ મલ્યાજી,
અને કરી રે સાધુ કેરી એ સાન...૨
ઘરે રે જુત્યા રે ધોરી જો નમાવ્યાજી,
અને કુવે કડવાં કડવાં એ' નીર,
કડવાં હતાં તે આરાધી મીઠાં કર્યાં જી,
અને ધનધન સતી રૂપાંનો આરાધ...૩
માલદેએ વાવી રે પારસ પીપરીજી,
અને જેસલે વાવી રૂડેરી રે જાર,

જુગ રે જાશે રે પણ જાર નહીં જાવે જી,
અને પીપરી તો પીરાણે રે પુજાય..૪
નર રે મળયા રે નિજિયા પંથનાં'જી,
અને મુખડે બોલે મઠડી એ વાણ,
માગ્યા માગ્યા રે મેહુલ્યા વરસાવ્યા જી,
અને ધનધન સતી તોરલનો આરાધ...૫
ધનવા ડુંગરે રે સંતો પાવ ધારો રે જી,
અને સાધુડા કરી લ્યો રે સૂ વાંત,
સાસતિયા રે કાઠીની વિનંતી જી,
અને ધનધન અલેખનો ધણીનો આરાધ...૪

(કેટલાક જૂના ભજન સંગ્રહોમાં આ ભજન 'લક્ષ્મણ ગિરધર'ના નામાચરણ સાથે મળે છે.)

## ૪૯ (તોરલ)

રથડા જોડ્ય રે મારા ભાઈ રે,
રથડા કાંઈ ચડ્ય રે અંકાશ.
આજ આવીને ઊભાં રે મેવાડમાં અને હોજી રે સંતો,
પ્રોળીયા વીરા સુતો હોય તો જાગ સંતો ભાઈ રે,
પ્રોળીયા વીરા સૂતો હોય તો જાગ.
આજ મારે રે જાવું રે મંડપ માલવા હોજી રે સંતો,
કુંચી છે કંઈ માલાને દરબાર સંતો ભાઈ રે,
કુંચી છે કંઈ માલાને દરબાર,
આજ પરભાત હુવે રે તાળાં ઊઘડે હોજી રે સંતો,
તોળલે કાંઈ કર્યો છે આરાધ સંતો ભાઈ રે,
તોળલે કાંઈ કર્યો છે આરાધ,
આજ હાથ રે દીધા ને તાળાં ઊઘડિયાં રે હોજી રે સંતો
ચળવળ ત્યાંથી તોળલ ચાલ્યાં જાય સંતો ભાઈ રે,
ચળવળ ત્યાંથી તોળલ ચાલ્યાં જાય,
આજ આવીને ઊભાં રે ધણીને આંગણે હોજી રે સંતો,
ઘુઘરીઆળો માંડો ધણીનો પાટ સંતો ભાઈ રે.
ઘુઘરીઆળો માંડો ધણીનો પાટ,
આજ જળહળ જામૈયો રે આવીયો હોજી રે સંતો.

સાંભળ બેની તોળલ કહું તુંને વાત સંતો ભાઈ રે,
આજ તમે રે આવ્યાં ને પીર કેમ ના'વિયા,
પીરને હતાં કંઈ ઘરડાંનાં કામ સંતો ભાઈ રે,
પીરને હતાં કંઈ ઘરડાંના કામ.
પાધરથી વોળાવી પીર પાછા વળ્યા હોજી રે સંતો.
પંડિતિયા વીરા તું છો ધરમનો વીર સંતો ભાઈ રે,
આજ વીરા રે જો તું કેમ ઝાંખી દીસે હોજી રે સંતો.
સાંભળ બેની તોળલ કહું તુંને વાત સંતો ભાઈ રે,
આજ સ્વર્ગનાં સામૈયાં જેસલ લઈ વાયા,
ગત મળીને દેજો અમને શીખ સંતો ભાઈ રે.
આજ મારે ને પીરને રે છેટાં બહું પડ્યાં,
દીપડિયા વીરા વેલ્યું પાછાં વાળ સંતો ભાઈ રે,
આજ મારે રે જાવું રે કચ્છ અંજારમાં
હો જી રે સંતો.

## ૫૦ (જેસલ)

નહીં રે મેરુ ને નહીં મેદની,
નો'તા તે દિ' ધરણી અંકાશ રે હાં....
ચાંદો ને સૂરજ જે દિ' દોનું નો'તા,
ધણી મારો તે દિ' આપોઆપ રે હાં...
પીર રે પોકારે મુંજાં ભાવરાં રે !
સતી ! તારો ધરમ સંભાળ્ય..... પીર રે પોકારે.....
હે જી હાડ ને ચામ રોમરાય નૈં,
નો'તાં કાંઈ રૂધિર ને માંસ;
પડમાં રે પિંડ અધર રિયું,
નો'તા કાંઈ સાસ ને ઉસાસ...
પીર રે પોકારે....
હે જી પોતાનાં પુણ્ય વન્યા પાર નૈં,
ગુરુ વિના મુગતિ ન હોય;
સત રે ધરમ લ્યો સંતો હાથમાં,
વાંચી લ્યો વેદ ને પુરાણ.....
પીર રે પોકારે...

*કંકુવરણો રે સૂરજ ઊગશે,*
*તપશે કાંઈ બાળોબાળ;*
*ધરતીનાં હોય પડ ધ્રૂજશે,*
*હોશે કાંઈ હલહલકાર....*
*પીર રે પોકારે.....*
*નર રે મળિયા નિજિયા પંથના,*
*એ જી મળ્યા સાંસતિયો ને સધીર;*
*મૂવાં રે તોળલને સજીવન કર્યાં*
*એમ બોલ્યા! જેસલ પીર.....*
*પીર રે પોકારે.....*

## ૫૧ (તોરલ)

*સાધુડાં હાલ્યાં, હાલ્યાં માજમરાત,*
*એજી વીરા મારા હાલ્યાં માજમરાત;*
*આજ જાતરા કરવાને ગરવા દેશની રે....હો....જી.ટેક.*
*દીપકિયા વીરા, વેલણું શણગાર;*
*આજ દિન રે, ઊગે ને મંડપુમાં મહાલ્યે રે....હો....જી. ૧.*
*ભાઈ ગોવારીડા, તું છે રે મારો વીર,*
*એજી વીરા મારા, તું છે રે મારો વીર;*
*આજ રસ્તો, બતાવો ગરવા દેશનો રે....હો.....જી. ૨.*
*ડાબો મારગ, દુવારકાંને જાય,*
*એજી વીરા મારા, દુવારકાંને જાય,*
*આજ જમણો, મારગ ગરવા દેશનો રે.....હો....જી. ૩.*
*વેલ્યું છૂટ્યું રે, વેલાવડને હેઠ્ય,*
*એજી વીરા મારા, વેલાવડને હેઠ્ય;*
*આજ વડલો વરસ્યો સાચે મોતીએ રે.....હો...જી.... ૪.*
*ભાઈ માળીડા, તું છે મારો રે વીર,*
*એજી વીરા મારા તું છે મારો ને વીર;*
*આજ જામૈયો, રચ્યો રે કોને ઓરડે રે.....હો....જી... ૫.*
*ડાબે ટોડલે, લીલી લીલી નાગરવેલ,*

એજી વીરા મારા, લીલી લીલી નાગરવેલ;
આજ જમણે રે, ટોડલે પારસ પીપરો રે.....હો....જી. ૬.
સતીએ રે જઈ, સોનૈયો ધર્યો રે પાટ;
એજી વીરા મારા, સોનૈયો ધર્યો રે પાટ;
આજ અલખ વધાવ્યો રે સાચે મોતીએ રે....હો....જી. ૭.
પંડિત કહે રે, તોરલ મોરી ને બાઈ,
એજી વીરા મારા, તોરલ મોરી ને બાઈ;
આજ તમેં આવ્યાં ને, જેસલપીર ન આવ્યા રે...હો...જી. ૮.
જેસલ પીરને, હતાં ઘરડાનાં રે કામ,
એજી વીરા મારા, હતાં ઘરડાનાં રે કામ,
આજે અમેં આવ્યાંને, જેસલ પીર ન આવ્યા રે.હો.જી. ૯.
તોરલ ક્યે રે, પંડિત મોરા રે વીર,
એજી વીરા મારા, પંડિત મોરા રે વીર;
આજ જ્યોતું રે, કાં જલેરે પીરની ઝાંખીઉં રે....હો...જી. ૧૦.
પંડિત કયે રે, તોરલ મોરીને બાઈ,
એજી વીરા મારા, તોરલ મોરીને બાઈ;
આજ સ્વર્ગનાં સામૈયાં સ્વામી તારો લઈ વળ્યાં રે...હો...જી.૦૧૧.
દીપકિયા વીરા, વેલડિયું રે હંકાર,
એજી વીરા મારા, વેલડિયું રે હંકાર;
આજ દિન રે ઊગે ને અંજાર પોં'ચીએ રે...હો...જી.. ૧૨.
ભાઈ ગોવારીડા, તું છે રે મારો વીર,
એજી વીરા મારા, તું છે રે મારો વીર;
આજ સમાચાર ઘોને જેસલપીરના રે.....હો....જી. ૧૩.
હું રે કહું છું, તોરલ મોરી રે બાઈ,
એજી વીરા મારા, તોરલ મોરી રે બાઈ;
આજે જેસલને રે, સિધાવ્યે તીસરા દિન હુવા રે.....હો...જી.૦૧૪.
ઝાંખાં દીસે રે, અંજાર શે'રનાં રે ઝાડ,
એજી વીરા મારા, અંજાર શે'રનાં રે ઝાડ;
આજ ઝાંખી રે, દીસે રે આંબા આંબલી રે.....હો....જી. ૧૫.
ઝાંખી દીસે રે, ચોરાની રે ચોપાટ,
એજી વીરા મારા, ચોરાની રે ચોપાટ,
આજ ઝાંખા રે, દીસે રે પીર વિના દાયરા રે......હો...જી. ૧૬.

ઝાંખા દીસે રે, અંજાર શે'રના મો'લ,
એજી વીરા મારા, અંજાર શે'રના મો'લ;
આજ ઝાંખી રે, દીસે રે પીરની ડેલીયું રે.....હો....જી. ૧૭
આજ ઝાંખો રે દીસે પીરનો પરિવાર,
એજી વીરા મારા, ઝાંખો પીરનો પરિવાર;
આજ ઝાંખો રે, દીસે રે પીરનો ઢોલીઓ રે....હો...જી. ૧૮.
દીયો ધરતી માત રે, અમને દ્યોને માગ,
એજી વીરા મારા, અમને દ્યોને માગ;
આજ મારે ને, જેસલને છેટાં પડ્યાં રે...હો..જી. ૧૯.
ગાયો ગાયો કચ્છમાં રે, ગાયો કચ્છમાં રે કેદાર,
એજી વીરા મારા ગાયો કચ્છમાં રે કેદાર;
આજ તોરાંદેએ, ગાયો હરિનો ઝૂલણો રે....હો....જી. ૨૦.

## પર (માલદે કોટવાળ)

જાડેજા રે, વચન સંભારીને વે'લા જાગજો રે....
જાડેજા રે, તાર રે તંબૂરો સતીના હાથમાં રે....
અને, સતી કરે અલખ ધણીનો આરાધ રે...જાડેજા;
જાડેજા રે, જે દિ રે બોલ્યા'તા મેવાડમાં રે...
અને, તે દિના બોલને સંભાળ રે...જાડેજા ૧.
જાડેજા રે, મેવાડથી રે માલદે રૂપાંદે આવ્યાં રે...
અને, આવ્યાં આપેલ વચનુંને કાજ રે....જાડેજા;
જાડેજા રે, ત્રણ રે દિવસ ને ત્રણત્રણ ઘડીમાં રે...
અને, શૂરો રે હોય તો રે જાગ રે...જાડેજા ૨.
જાડેજા રે, કાલાં રે કે'વાશે સતી તોરલ કાઠિયાણી રે....
અને, સૂતા રે હોય તો રે જાગ રે....જાડેજા;
જાડેજા રે, માલદે રે પારખ ને રૂપાંદે પેઢીએ રે....
અને, સાચા સાચા હીરલા રે વરતાય રે... જાડેજા ૩.
જાડેજા રે, વચનુંનાં ચૂક્યાં તમે રે જાશો ચોરાશીમાં રે...
અને, મૂવાં પછી મુક્તિ રે નવ હોય રે....જાડેજા;
જાડેજા રે, ધૂપ રે ધ્વજા ને શ્રીફળ તો ચડે રે....
અને, આ છે રે ખરાખરીનો રે ખેલ રે....જાડેજા. ૪.
જાડેજા રે. આળસ મરડીને જેસલરાય ઊઠ્યા રે.....

અને, ભાંગી મારા ભયલાંવતી રે ભ્રાંત રે...જાડેજા;
જાડેજા રે, પ્રથમ રે મલ્યા માલદે રૂપાંદે ને રે..
અને પછી કીધો તોરલદે શું એકાંત રે...જાડેજા ૫.
જાડેજા રે, લીધાં લગન ને કીધાં છાંટણાં રે....
અને, લાગી વિવાહ કેરી રે હોંશ રે...જાડેજા;
જાડેજા રે, કન્યાએ કેસરિયા વાઘા પહેરિયા રે...
અને, મીંઢોળ બાંધ્યો રે જેસલ કેરે હાથ રે....જાડેજા ૬.
જાડેજા રે, ગુરુને પ્રતાપે તોરીરાણી બોલ્યાં રે....
અને; નવીયુ નવીયુ સમાદુ ખોદાય રે...જાડેજા;
જાડેજા રે, માલદે રૂપાંદે સર્વે વળાવી પાછાં ફર્યા રે....
અને, પાછાં ન વર્યા રે તોરલદે નાર રે...જાડેજા ૭.
જાડેજા રે, માલદે કોટવારે ઊભાં આરાધ્યાં રે...
અને, સતીયાં જેસલ તોળીને નિરવાણ રે..જાડેજા;
જાડેજા રે, આ રેજુગમાં સિધ્યાપીર જેસલને તોળી રે....
અને, દલડે ભ્રાંત કોઈએ નવ આણી રે....જાડેજા ૮.

## ૫૩ (માલદે કોટવાળ)

પીર કેવરાણા રે, જેસલ ને તોળી રાણી
સાધ કેવરાણા રે જી
જેની દલડે ભ્રાંતું કોયે ન આણી
અલ્લાહો જુગમાં સીધ્યાં
જેસલ ને તોળી દોઉં....
બીજડિયાં થાવરને જે દિ' જામૈયો રચાયો રે હાં
ધણી કેરા પાટ મંડાણા રે જી
માજમ રાતના હુવા મછંદા તે દિ'
ચોરી થકી ઘેર આવ્યો રે....
અલા હો.... જેસલ ને...
તોળીને ધીરે જે દિ' જામૈયો રચાવ્યાં રે હાં,
અને કાઠીડે કીધી કમાણી રે જી
તોળી, ઘોડી લઈ જેસલને સોંપ્યાં તે દિ'
સાહેબ રાખ્યા'તા સંગાથે રે...

અલા હો... જેસલને....
ચોવીસ વરસ લગી ચોરીયું કીધી રે હાં,
અને જીવ ઘણેરા સંતાપ્યા રે,
ધોળાં રે આવ્યાં તયેં ધણીને ધાર્યો
તે દિ' મંદિર પધાર્યા તાં મોરારી રે...
અલા હો..... જેસલને.....
જેસલ ને પીર જેતો રે ભાઈ રે હાં,
અંજારમાં અજેપાળ સીધ્યા રે,
તોરલે તો ત્રણ નર તાર્યાં
દલડે ભ્રાંત નવ આણી રે.... અલા હો... જેસલને....
બીજ હતું તે સાધુ મુખ વાવર્યું રે હાં,
અને વેણુ વાવી ઘરે આવ્યા રે,
એકમના હુઈ અલખ આરાધ્યો
તયેં સાચાં મોતી ઘરે લાવ્યા....
અલા હો....જેસલ ને.
ઊંચા મહોલ ને ઈ પર આંબલી રે હાં,
અને નીચાં ગંગાજળ પાણી રે
માલદે કોટવાળે ઉમાવ આરાધ્યો,
જેસલ તોળી.....નિરવાણી....
અલા હો..... જેસલ ને...

## ૫૪ (દેવાયત)

સતજુગમાં પાંચે કરોડી પ્રેહ્લાદે,
કાંકણ ભરીઆં,
હસ્તિ લઈ પાટ પધાર્યો,
કાંકણિયામાં કલંક ન લાગે...
ત્રેતા જુગમાં રાજા હરિચંદે કાંકણ ભરીઆં,
તૂરી લઈ પાટ પધાર્યા, કાંકણિયામાં કલંક ન લાગે....
દુવાપરમાં નવે કોડી રાજા ધરમે કાંકણ ભરીઆં,
કવલી લઈ પાટ પધાર્યા કાંકણિયામાં કલંક ન લાગે....
કળજુગમાં બારા કરોડી રાજા બલીએ કાંકણ ભરીઆં,
અજા લઈને પાટ પધાર્યા, કાંકણિયામાં કલંક ન લાગે....

દોય કર જોડી દેવાયત પરમાર બોલ્યા,
મારા નૂરીજન નજરે નિહાળ્યા કાંકણિયામાં કલંક ન લાગે....

## ૫૫ (દેવાયત)

જુમલે પધારો જુગતના રાજા, સુંદર જ્યોત દરશાયા,
તમે વાસના લ્યો પકડી ને જુગત કરલ્યો.....
સુવરીએ મારી વાડી વણસાડી, માલણ કરે પુકાર;
આ નગરમાં છે કોઈ રાજા ! ચડે સુવરીઆને વાર....
જુમલે પધારો...
ચંદા સૂરજ દો રખલે પરોઠિયા, અલખ રાય રા ભંડાર;
આદનાથ સામી આસન વાળી બેસે, તો થાશે જય જયકાર
જુમલે પધારો.....
પાંચા કોડી શું રાજા પ્રેહ્વાદ સીધ્યા, સાતાં શું હરિચંદરાય,
નવાં કોડી શું રાજા યુધિષ્ઠિર સીધ્યા, બારાં શું બલિરાય....
જુમલે પધારો....
દુરબળિયો દેવાયત બોલ્યો મેં શરણાગત તેરા સામી;
ગેતે ને પાટે તમે આવી પધારો, થાજો સંતોના હામી.....
પધારો....

.સ)

આતમા ! ચડો પદ નિરવાણ જી,
ચડો પદ નિરવાણ બંદા !
ચડો પદ નિરવાણ જી....
શબદ પાળો, સાચ વોરો, જુગતીએ નર જાગ્ય;
વણજ સતગુરુ સાથ કીજે, મુગતિરા ફળ માગ્ય....આતમ ! ....
એક અંગે નવલ રંગે રાખ્ય હરિ સું હેત;
અગમ ભોમિ ભગતિ ભાવે, ખેડ અનભે ખેત... આતમ !...
નિગમ રૂપે વિરાટ નિરખો, સત્ય ધીરે આવ્ય;
કરો કરણી બાંધી ક્યારા, બીજ બીજક વાવ્ય...આતમ !.....
સંત સેવા સીંચ પાણી, બીજક મોહું થાય;
જતન વાડી વ્રત છાંયા, કુડ ભંખો કાય...આતમા !.....

બીજક ભોમિ બાર આવ્યું, સંત કરશે સ્હાય;
દયા અંકુર પ્રેમ પાણી, મૂળ પિયાળે જાય.....આતમા !....
દોય પાને સરસ ચાલે આઠ સોળે અંગ;
વિસવાસી ઘેર વેલડી, નિત્ય નવલે રંગ.....આતમા !.....
વેલ્યમાં ફળફૂલ લાગ્યાં, વેડશે સચિયાર;
સંત સુગરા શબદ શોધે બૂડશે કુડિયાર....આતમા !....
કૂડ પડદા આઠ આડા, સંત છેદી જાય;
સતી સંનમુખ એ જ શોભે, ભગત દરશન થાય....આતમ !.....
આઠ ટાળો આપ ભાળો ચીનજો સોહંમ્
બ્રહ્મ પામો ભરમ વામો ઠરી બેઠો ઠામ.... આતમા !.....
તેજના તે તેજ ભેળા, જાગિયા જુગ ચાર;
જ્યોત જાગી ભ્રાંત ભાગી, હૂવો જયજયકાર.....આતમા !....
નૂર વેળા ભગત ભેળા, જાગશે જુગ ચાર;
જુગતિયે નરનાર જાગ્યા, અમરપદ નિરધાર.... આતમા !....
ભગત છે ભગવંત રૂપે, મ જોવો કોઈ જાત્ય;
બીજમાં બીજો નથી, મેલો મનની ભ્રાંત્ય.... આતમા !....
એક અભિયાગતને અર્થે શૂરા અરપે શીષ;
વેલનો વિશ્વાસ આવે, સીધે વિસવા વીસ.... આતમ... !.....
નવમ રસ છે નવલ સંગે, પ્રેમ પૂરે પાય;
દીપો દેવીદાસ દાતા, સંત કરોને સહાય.... આતમા !.....

## ૫૭ (ધ્યાનનાથ)

એ વીરા ! જરણાના ફળ તો,
અફળ કેમ હોશે રે જી;
જરણા જો જીરવે સો નર મુગતિ પામશે,
સાચા સો નર પાવશે.....
હે વીરા ! સરસત સમરું શારદા માતા,
જેણે જરણાનું મૂળ બતાયો;
અજરા જરીને એકાંતે બેઠા,
ફળ સચિયારે પાયો.....
હે વીરા ! મેરુ શિખરને, અજેપાલ ચક્વો,

જેણે જુગતાં રો જામો રચાયો;
જ્યોતું જગાડી એણે અજિયા ઉઠાડી,
જેણે બાદશાને પાયે લગાડ્યો....
હે વીરા ! આબુ શિખર ગઢ કુંભો રાણો,
જેની પૂરી પંદરસેં રાણી;
એક સમે ઘેર બારોટ આવ્યો,
માગે કુંભાની રાણી.......
હે વીરા ! નાસત કહું તો આસત જાવે,
નાસતડે કુળ લાજે;
જે મોલમાં બારોટ તમે અમને ન દેખો
ઈ મોલ તમણે કાજે....
હે વીરા ! સાંજ પડયે મો'લે બારોટ આવ્યો,
મો'લે મો'લે દીવડાની જ્યોતું;
જિયાં જિયાં જાય તિયાં બેઠો કુંભોરાણો,
ખાલી મો'લ ક્યાંથી ગોતું ?
સવાર પડી ને બારોટ દરબારે આવ્યો,
કુંભારાણાને પાયે હાથ ધાર્યો;
રતિ એક રોષ રાજા રૂદિયા મ જાણ્યો,
ધન ધન ધરમ તમારો.....
હે વીરા ! સતમાં હતાં એક રૂપાંદે રાણી,
ઈ તો સદ્‌ગુરુ વચને હકે હાલી;
રાવળ માલો હતો એંકારી તો પ,
ઈ વીસા ધરમે મહાલી.....
હે વીરા ! સતમાં હતાં એક તારાદે રાણી,
ધરમુંને કાજે વેચાણી;
રાજપાટ પરહરી અજોધા નગરીમાં,
નીચ ઘેર ભરિયાં' તાં પાણી.....
હે વીરા ! સતમાં હતાં એક તોરલ કાઠિયાણી,
ચોર હતો જેસલ નિરવાણી;
સાસતિયા ને સધીર ઓધાર્યા,
મહા રે સતી કહેવાણી......

હે વીરા ! સતમાં હતો એક સગાળશા શેઠિયો,
જેના ઘરમાં ચંગાવતી રાણી;
ચેલૈયો વળોંધી જેણે અતીત જમાડ્યા,
મનમાં ભ્રાંતું નવ આણી...
માતા કુંતા સતી દ્રુપદી જેણે,
પાંચ પાંડવને ઓધાર્યા;
દોય કર જોડી ધ્યાનનાથ ગાવે,
એટલી નારીએ તે નરને ઓધાર્યા....

## ૫૮ (ધ્રુવ-પ્રેહ્લાદ)

અજરા કાંઈ જરિયા નવ જાય,
હે જી વીરા મારા ! અજરા કાંઈ
જરિયા નહીં જાય;
તમે થોરે થોરે સાધ પિયો હો જી.....
તન ઘોડો મન અસવાર,
હે જી વીરા મારા ! તન ઘોડો કાંઈ મન અસવાર;
તમે જરણાના જીન ધરો હો જી.....
શીલ બરછી સત હથિયાર,
હે જી વીરા મારા ! શીલ બરછી સત હથિયાર;
તમે માંયલાસે જુદ્ધ કરો હો જી.....
કળિયુગ છે કાંટા કેરી વાડ્ય,
હે જી વીરા મારા ! કળિયુગ છે કાંટા કેરી વાડ્ય;
તમે જોઈ જોઈને પાંવ ધરો હો જી.....
ચડવું કાંઈ મેરુ આસમાન,
હે જી વીરા મારા ! ચડવું કાંઈ મેરુ આસમાન;
એમાં આડા અવળા વાંક ઘણા હો જી....
બોલિયા કાંઈ ધ્રુવ ને પ્રેહ્લાદ;
હે જી વીરા મારા ! બોલિયા કાંઈ ધ્રુવ ને પ્રેહ્લાદ;
તમે અજપાના જાપ જપો હો જી.....

## ૫૯ (નૂર સતાગર)

જી રે વીરા ! આ ઘટે સાસ ઉસાસ નિરંજન,
સત સરૂપી આનંદ રે,
વીરા ! આ ઘટે અનંત મૂરત હંસ રૂપી,
અનંત સૂરજ ને ચંદ રે
વીરા ! આજ આનંદ કળશ ઘટ પૂજા,
રૂડા રિખિશર વીર રે;
સાધી લિયો, નિત નૂરે અમી પિયો હો જી.....
હે જી વીરા ! આજ આનંદ.....
જી રે વીરા ! આ ઘટે ગરુડવાહન સિરિ એ નારાયણ,
હંસવાહન સત બ્રિરમા રે;
વીરા ! દેવ મહેસર ધેન અગોચર
શક્તિ તે સિંહ ચડણાં રે... વીરા ! આજ.....
જી રે વીરા ! આ ઘટે બ્રિરમા ને આ ઘટે વિશનુ,
આ ઘટે દેવ મહેશ રે,
વીરા ! આ ઘટે ગંગા ને ગુરુ ગત કહીએ,
તે વીરલા કોઈ કોઈ લેશ રે....વીરા ! ! આજ....
જી રે વીરા ! આ ઘટે જ્યોત જુગતપદ સેવો,
તો ભગતિ મુગતિના ભંડાર રે;
વીરા ! ઈંગલા પિંગલા સુખમણ નાડી
અહોનિશ વાગે ઝણકાર રે.... વીરા ! આજ.....
જી રે વીરા ! આ ઘટે અનંત કલપ દેવ સીધ્યા,
જેણે રાખ્યા સતના આધાર રે;
વીરા ! સતશાસ્ત્ર સતસંગ નારાયણ
તે ગુરનરથી પામ્યા પાર રે....વીરા ! આજ.....
જી રે વીરા ! કોડી નવાણું ને છપ્પન બત્રીશા,
તે કરતા ઘટ કળશની પૂજા રે;
વીરા ! ચોથા કલપની સંધે તેંત્રીસ
અવર દેવ નથી દુજા રે.. વીરા ! આજ......
જી રે વીરા ! આ ઘટે પાંચે સુ પ્રેહ્લાદ મુગતા,
જેણે અગનિમાં આપ સીંચાવ્યા રે;

વીરા ! સાતે હરિચંદ રોહીદાસ તારા રાણી,
કાશીમાં આપ વેચાવ્યા રે.... વીરા ! આજ...
જી રે વીરા ! મારા આ ઘટે નવે શું રાજા યુધિષ્ઠિર,
સતપંથ ધરમ ધરાવ્યાં રે;
વીરા ! દ્રૌપદી પાંડવ ખટ સત કારણ
હેમાજળમાં હાડ ગળાવ્યાં રે..... વીરા ! આજ....
જી રે વીરા ! બારે ક્રોડી ને નામ નિજાર,
તે સતગુરુ રૂપ ધરશે રે;
વીરા ! અનંત ક્રોડી ગુરુ પીર હસન કબીરદીન
સતીયુંના ભરણ ભરશે રે.... વીરા ! આજ.....
જી રે વીરા ! આપ ને શોધો ને મનને બોધો,
સતગુરુની શિખામણ પરમાણી રે;
વીરા ! હું બલિહારી જે ઘટ નિરમળ,.....
પીર બોલ્યા સતગુરુ નૂર વાણી રે....
વીરા ! આજ આનંદ......

## ૬૦ (ભાણસાહેબ)

તમે કુડ કાયાનાં કાઢો રે,
વીરા ! આવ્યો આષાઢો;
વિખિયાના રૂખ વાઢો રે.... વીરા ! આવ્યો.....
અવસર વારો તો કાંઈ નવ હારો,
તમે કાલર ખેતર મત ખેડો;
પાતર જોઈ તમે જાતર કીજે,
તમે વિખિયા ફળ મત વેડો..... વીરા ! આવ્યો.....
ખોટે મને જેણે ખેડ્યું કીધી,
ખરે બપોરે નાસે;
આઘાં જઈને પાછાં ફરશે,
એનાં કણક વાયે જાશે...... વીરા ! આવ્યો......
વિગત નવ જાણે ને બીજ લઈ વાવે,
કાઢી કઢારો ચાવે રે;
ધાઈ ધૂતીને કાંઈક નર વાવે,

એની આગમ ખાણુંમાં જાવે રે... વીરા ! આવ્યો.....
વાવ્યા તણો જે નર વિચાર જાણે,
ઈ તો મૂઠ લઈને મેલે ટાણે રે;
ભાણ ભણે નર નિપજ્યા ભલા,
મુડા લઈ ભરશે માણે રે.... વીરા ! આવ્યો......

## ૬૧ (ભોજાભગત)

હે જી રે સંતો ! સતગુરુને ચરણે જઈએ રે,
જઈને તન મન અર્પણ કરીએ રે;
હે જી રે સંતો ! મનસા મો'ર ને શીશ શ્રીફળ,
ઈ તો ધડથી ઉતારીને ધરીએ રે.....
સંતો ! રેણી કરણીનાં ગુરુજી કાંકણ બાંધે,
ઈ તો મુગતિની માળાયું આપે રે;
સંતો ! જનમ મરણનો જોખો નૈં તેને,
ઈ તો અમર કરીને થાપે રે....
સંતો ! પરમ ગુરુજીએ ઘટ પાટ જ માંડ્યો,
એ તો અલખ ધણીને આરાધે રે;
હે સંતો ! પ્રેમ જ્યોત્યું ત્યાં પરગટ કરિયું,
ઈ તો વિષય વાયુ થકી ન બાધે રે.....
હે સંતો ! નારાયણ સત ચિત્તના ચોખા,
ને સુમતિ સોપારી લઈને નાથની નમણું કીજે રે;
સંતો ! કામનારહિત ને સ્થિર મન થઈને,
આપણ પ્રીતે શું પંજા લીજે રે...
હે સંતો ! કૃષ્ણ નામનો કળશ થપાવો,
તિયાં કૃષ્ણ નામની કોળી રે;
સંતો ! ભક્તિભાવ મારે ગુરુજીએ આપ્યો,
ઈ તો જ્ઞાનઘૃતમાં ચોળી રે......
હે સંતો ! પડદા ટાળીને સાધુને સેવો,
તમે દિલની દુગ્ધાને ગાળો રે;
હે સંતો ! ચરણ ધોઈને ચરણામૃત લઈને,
તમે એક જ બ્રહ્મને ભાળો રે.....

હે સંતો ! પ્રેહે વૈરાગ્યે જે જન જાગ્યા,
તેણે કામ ક્રોધને વામ્યા રે;
હે સંતો ભોજો ભગત કયે બ્રહ્મને ભજતાં,
ઈ તો અટલ અભેપદ પામ્યા રે.....

## ૬૨ (માણેકનાથ)

નિજ થાવરિયો વાર ભલેરો
રણ થાવરિયો આયો
પાટ માંડીને કળશ થાપિયો
પ્રેમ પિયાલો પાયો
સતની બેડીએ પાંવ ધરો તો
નિત ગંગામાં તરીએ હે જી.... હે....જી.
સાધુ આવ્યા પરોણલાને
કેડી મેમાં કીજે
ભજન ભાવરાં આવ્યાં બેસણાં
નુરત સુરત સું મલીએ.... સતની....
પગલાં પૂજો પીરનાં ને
નામ ગુરુનાં લીજે
અંગનાં ઓશીકાં ને
દેહીનાં ગલેચાં
પરમારથ કું દીજે.... સતની...
કુડ કપટનો નાવ ચલાવે,
પરગટ પીર પુંજાવે,
વેશ્યા કેરો કંથડો તો
નિશ્ચે નરકે જાવે.... સતની....
માણેક હાર રોપિયાં ને.
છીપનાં કાંકણ કીજે
માણેકનાથ ગોરાંને શરણે
ભગતિ કાયમ કીજે.... સતની.....

## ૬૩ મારકુંડઋષિની વાણી

(ભજનક્રમાંક ૬૩ થી ૮૦ સુધી)

મારકુંડ કહે છે તમે સાંભળોને યુધિષ્ઠિર રાય,
સતની વાતું વીરા હું કહું રે હાં....
એવી સતની બાંધી માતા પ્રથમી રે હાં,
સતના બાંધ્યા રૂડા શેષનાગ છે હાં... હાં.... હાં....
સતના બાંધ્યા મારા હરિજન છે રે,
તારે સતના બાંધ્યા રૂડા સાધ છે રે હાં;
સતવાદીએ સત ધરમ ચલાવ્યો રે,
અને ઋષિ અઠાશી હજારે મળીને રે હાં.... હાં...હાં....
તિયાં ઈન્દ્ર ને ઇન્દ્રાણી મળી બ્રહ્મા ને બ્રહ્માણી મળી,
ત્યારે અલખ વધાવ્યો સાચા મોતીએ રે હાં;
કોડ તેત્રીસ મળી જગન રચાવ્યો રે;
અને ઈ જોત્યે અલખ આવ્યા રે હાં...હાં...હાં.....
એવા જોતી સરૂપી નર પાટે પધાર્યા રે,
તિયાં નર નકળંગી બાવો આવ્યા રે હાં;
એના રે જગનમાં ગંગાજી પધાર્યાં રે,
ઈ તો હીરે પાવળ વાળતાં રે હાં....હાં...હાં...
પણ જેના જગનમાં સતી દ્રૌપદી પધાર્યાં રે,
ઈ તો હીરે કોળી પ્રોસાળ વેચતાં રે હાં;
આ ધર્મ આદિ અનાદિનો રે,
અને દેવતાઓએ પરગટ કીધો રે હાં;
કહે ઋષિ મારકુંડ સુણો રાજા યુધિષ્ઠિર,
આ ધરમ મરજીવા તણો તે,
અનુભવિયાને પરવશ પડ્યો રે હાં....

## ૬૪

યુધિષ્ઠર પૂછે રે રાયજી
તમે સાંભળો ઋષિરાય, સાંભળોને મોટા દેવ
એવો નિજિયા ધરમ અમને દીજિયે રે હાં...
એક અંગના કરો નવ નવ ટુકડા રે

અને શીશ ઉતારી ધરણીએ ધરજો રે હાં
કહે ઋષિ મારકુંડ તમે સાંભળો રાજા ધરમ
એવા નિજિયા ધરમને તમે તો વરજા રે હાં....
એક અંગના કરું સ્વામી નવ નવ ટુકડા રે,
ને શીશ ઉતારી ધરણીએ ધરશું રે હાં;
કહે રાજા ધરમ સુણો મુનિ મારકુંડ
તો તો નિજિયા ધરમને કેમ વરશું રે હાં.....
હે જી રે રાજા એની વાતું તો માતા કુંતાજી જાણે રે
એમાં મિથ્યા જરીકે નથી રે હાં;
ધરમ ધૂનો ને પંથ નિજારી રે
સતી દ્રૌપદી સંપૂરણ જાણે રે હાં.....
નિયાંથી સમજીને ચોંપેથી ચાલ્યા રે,
એવા માતાને મંદિરિયે આવ્યા રે હાં;
પરકમ્મા કરીને પાયે રે લાગ્યા નેં
હાથ જોડીને રિયા ઊભા રે હાં....
માતા રે કુંતાજી કહે પુતર અમારા રે,
શિયે રે કારણિયે આવ્યા રે હાં;
મુખારવિંદથી કાંઈ ન ઓચર્યા,
હાથ જોડીને રિયા ઊભા રે હાં.....
ધરમરાય કે' છે તમે સાંભળો માતાજી રે,
એવો નિજિયા ધરમ અમને દીજિયે રે હાં;
જનમ મરણ અમને ભવ ભારે તો
મટે ઈ વિદ્યાયું અમને કીજિયે રે હાં....
સત રે વચન ઋષિ મારકુંડ કેરાં રે,
એમાં મિથ્યા જરીકે નથી રે હાં;
ધરમ ધુનો ને નિજારપંથ ઈ તો રે,
સંપૂરણ જાણે છે સતી દ્રૌપદી રે હાં.....
તિયાંથી ધરમ રાજા ચોંપેથી ચાલ્યા રે,
સતી દ્રૌપદીને મંદિર આવ્યા રે હાં;
ઉનમુન થઈને રાજા ધરમ તો રે,
હાથ જોડીને રિયા ઊભા રે હાં....
ચાકર ઠાકરનો નાતો અમારે રે,

સતી કયે શિયો અમારો અવગુણ આવ્યો રે હાં;
રાજા મુખારવિંદથી નવ ઉચરિયા રે
ઈ તો હાથ જોડીને રિયા ઊભા રે હાં.....
ચાકર ઠાકરનો નાતો નૈં અમારે રે,
અને સ્ત્રી ને પુરુષ એવું શું છે રે હાં;
માતા કુંતા ને રૃષિ મારકુંડ વચને હું આવ્યો રે
એવો નિજિયા ધરમ અમને દીજિયે રે હાં......
સતી કહે નવ રે અંગની છે નવધા ભગતિ રે,
એની સેવા જુજવી જુંજવી રે હાં;
શીશને સાટે શ્રીફળ ગુરુને ચરણે રે
તો નિજિયા ધરમ તમે તરવરો રે હાં....
તન મન ધન લઈને ગુરુજીને સોંપી રે,
તમે ધણીપણું મેલી દેજો રે હાં.....
હાંસલ ખોટના ધણી ગુરુજીને સોંપો રે
એવો નિજાર પિયાલો તમે પીજો રે હાં....
જોડે-સજોડે પછી રાજાજી ચાલ્યા રે
મારકુંડને મંદિર આવ્યા રે હાં
સહસ્ત્ર અઠાશી ઋષિને કોડ તેંત્રીસ દેવતા રે,
રાજા ધરમના કાંકણ ભરિયા રે હાં...
અજર પિયાલો રાજા નિજાર કેરો રે
ઈ તો અમીરસ તમે જીરવો રે હાં;
કહે ઋષિ મારકુંડ સુણો રાજા ધરમ
એવાં અમર ફળ તમે તરત વોરો રે હાં.....

૬૫

દ્રુપદી કે' છે રે તમે સાંભળો ને ધરમરાય !
સાંભળો યુધિષ્ઠિર રાય !
બીજ ધરમ મહા કઠિન છે રે હાં,
એવો સતીયુંનો ધરમ સોહામણો;
જેણે તેણે જીરવ્યો નવ જાય,
અજર પિયાલો હળાહળ ભર્યો રે હાં...

મણિ રે'વે સરપ ઝેરની પાસ,
વિષ તો લેશે તે લોપે નૈં;
છીપ રે'વે સાયર મોઝાર,
ખારાં જળ એને ભેદે નૈં રે હાં...
છીપને છે સુવાંત-બુંદ સેં કામ,
સુવાંતુંનાં જળ વિના સેવે નૈં;
હંસલાને મોતીનો આહાર,
બગલાની સંગે ઈ બેસે નૈં રે હાં....
કુમુદિની રે'વે કાદવ માંય,
પુષ્પ જળમાં ડૂબે નૈં;
એમ જતિ રે'વે સતીયુંની સાથ,
વિષય વાસના વ્યાપે નૈં રે હાં....
કામ ક્રોધ મોહ જે કે'વાય; છે,
ઈ છે ઈરષા તણાં રે ઝેર;
જતિ રે પુરુષ અજરા જીરવે
નહીં ત્યાં કામી કુટિલનાં કામ રે હાં...
જતિ રે'વે સતીયુંની પાસ,
મનની વરતિ ડોલે નૈં;
ઈ તો મહા રે જતિ કહેવાય,
કાળ ને કરાળ એને બોળે નૈં રે હાં....
વાસનાઉં જેની મરી ગૈ રે,
ઈ તો જીવન મુક્ત કેવાય;
કાળ રે કરાળને જી ગળી ગયા,
દેવતા એના દરશને જાય રે હાં....
એવા રે પુરુષની પાંસળે રે,
કરે જો કૃપા એવા સાધ;
અમર અવિચળ પદ આલી શકે,
જેને ભાવ્યો બ્રહ્મ આહાર,
તો અવર વસ્તુ કેમ નજરે ચડે,
પોતે થાય શિવનો આકાર રે હાં....

૬૬

ઠરજો ઠરજો તમે યુધિષ્ઠિર રાય,
ફરી ફરી અવસર આવો ન મળે હાં,
શ્વાસોશ્વાસે જપો જાપ અજંપા રે
અને પૂરા હશે તે પામશે ધરમ જૂનો તે નિજાર રે હાં....
પંથ મંરજીવા હશે તે માલશે રે
શિવ સનકાદિક ઈશ્વર ઉમિયા રે હાં,
બ્રહ્માદિક જેની આશા કરે પણ
વિષ્ણુ ને લક્ષ્મી, દેવીયું ને દેવતા રે હાં....
નિજાર નિજાર મુખથી ઉચરે રે
નવે નવે નાથ ને સિદ્ધ ચોરાશી રે હાં,
જેના પુણ્યથી પ્રથમી ઠેરાણી રે
તે ધન્ય ધન્ય ધર્મ નિજાર છે રે હાં....
નિજારી પુરુષને શુંય વખાણું રે,
શેષ નારાયણ જપે એને મેલીને માથું રે હાં,
નિજાર સાધે એને પુણ્યે પ્રથમી રે કંપે રે
અજર પિયાલ જે કોઈ પીવે રે હાં....
અજરા જરે તે અમર થિયા રે
કહે ઋષિ મારકુંડ સાંભળો ધરમ રાજા
તિજારી પુરુષ તો વૈકુંઠ પામે રે હાં....

૬૭

રાજા પૂછે છે રે યુધિષ્ઠિર પૂછે છે રે,
કહોને ઋષિ કહોને મોટા દેવ રે હાં,
મહા રે ધરમ તો કિયાંથી થિયો રે,
ધરણીથી પેલો રે ધરમ ધુનો રે હાં....
તે દિ ચાંદો સૂરજ દોનું નહીં રે,
પણ પવન પાણી આકાશ નહીં રે હાં,
તે દિ નિરંજન નિરાકાર હતા રે,
તેજ પંજરની માયા છે ન્યારી રે હાં....
ચઉદ બ્રહ્માંડ તો એમાં હતાં

શ્વાસ ઉશ્વાસથી બે વચન પેદા કર્યા હાં,
તિયારે નિજિયાનું થાપન એણે કરિયું રે
શ્વાસ રૂપી તો માયા કહી જે
ઉશ્વાસ તે નિરાકાર રે હાં
એનું ભજન કરીને ભવજળ તરીએ રે
ઈ તો અજંપાના જાપ છે રે હાં....
એની વાતું તો કોક વીરલા જાણે રે
એવા પૂરા હશે તે પામશે રે હાં
કહે ઋષિ મારકુંડ સાંભળો ધરમરાયા
મરજીવા હશે ઈ ધરમ માણશે રે હાં....

૬૮.

મારકુંડ કહે તમે સાંભળો ધરમરાયા,
ધરમની વાતું તો વીરા મારા હું કહું રે હાં,
સતના બેલીને તો વારે વારે નમીએ રે,
ચરણ ધોઈ ચરણામૃત લીજિયે રે હાં...
કોટિક પાપ તો પરલે કરે રે,
અભેપદ આપે આપણે લીજિયે રે હાં,
હરિભજન હોય તે હરિને બહુ વાલાં રે,
સંત તો હરિ કેરા પ્રાણ છે રે હાં....
ઇન્દ્ર ને ઇન્દ્રાણી, બ્રહ્મા ને બ્રહ્માણી રે,
મળે તોયે એક હરિજનની પદવી ન મળે રે હાં,
ઈ પદ તો કોઈ પૂરા પામે રે
જે શશી ઉતારીને રંગે રમશે રે હાં....
સંત ને સાહેબને એક કરી જાણે રે
તે સચિયારા ગમે સાહેબને રે હાં
તે નરને તો અભિયાગત કહીએ રે,
એને હરિ બરાબર જાણીએ રે હાં;
કહે ઋષિ મારકુંડ તમે સાંભળો ધરમ રાજા
આપણે શીશ સાટે ધરમ માલીએ રે હાં....

૬૯

રાજા પૂછે, યુધિષ્ઠિર પૂછે તમે સાંભળો ઋષિરાય
ધન્ય સતનું પ્રમાણ ગુરુજી અમુંને દીજિયે રે હાં....
અચળ ચળે નહીં કોઈ દી' રે હાં,
એવા પુરુષ હરિજન કહીએ રે હાં,
નર નિજાર પંથીને ધરમ છે ધૂનો રે
મનવાંછિત ફળ માંગીએ રે હાં....
ધરમ ધૂનાને શિવજી વખાણે રે,
ને ઉમિયાજી વારે વારે પૂછે રે હાં,
ધરમ ધૂનાને શેષ નારાયણ વખાણે રે
તોય અનુભવ નો કહી શકે રે હાં....
નિજાર ધરમથી પ્રથમી ઠેરાણી રે
ચઉદ બ્રહ્માંડમાં તે રમી રિયા રે હાં
મહામુનિઓ તેનું સાધન કરે રે'
એવાં સતનાં વચન મારકુંડે કીધાં રે હાં....
ધરણી પેલો છે રસ ધરમ ધૂનો રે
તે રસ કસ અધિક રે આવી આપણે હાં,
કહે ઋષિ મારકુંડ સાંભળો રાજા ધરમ
ભરણપોષણના ધણી હરિ રિયા રે હાં....

૭૦

મારકુંડ કહે છે રે તમે સાંભળો રાજા ધરમ
મરજીવા હશે તે મહા ધરમ માણશે રે હાં....
શંકરના ઘરની ઉમૈયા નારી રે,
જેણે મહા ધરમ માનીઓ રે હાં,
શિશને સાટે સનાતન લઈને
ધરમ રૂદિયામાં ધરીઓ રે હાં....
ધરમ ધોરી ધરને ધન્ય કહીએ રે
સનાતન નિજારી પુરુષ એને કહીએ રે હાં
અષ્ટ કુળ પર્વત પચાસ કોસ પ્રથમી રે
એના ચરણુંમાં ઠરીને રહી છે રે હાં....

અઢાર ભાર વનસ્પતિમાં એક નથી ઠાલું રે,
એકવીસે બ્રહ્માંડમાં ધરમ રમી રયો રે હાં,
ધન્ય ધન્ય ધરમ મોટો સહુથી રે
એમ સમજી ઉમિયાજીને કહીયો રે હાં....
સતવાદી તો સતના ભોગી રે
સતથી તો હરિ રે આધીન છે રે હાં
કહે ઋષિ મારકુંડ સૂણજો ધરમરાજા
ચૌદે બ્રહ્માંડ સતના બાંધેલા રયા રે હાં....

૭૧

યુધિષ્ઠિર પૂછે રે રાજા પૂછે રે,
તમે સાંભળો ને ઋષિ મારકંડ રાયા રે હાં,
એવા મરજીવા પુરુષ તે કેને કહીએ રે
આશા તૃષ્ણા જેને એકે નહીં ઉરમાં રે હાં....
અજર પિયાલો તે પિયે રે,
સતને કારણે શિશ ઉતારીને ચાલે રે હાં,
મરજીવા તો લાભ એમ લિયે રે
પોતાપણું નવ ગણીને માલે રે હાં....
પરમારથ કારણે સહુથી પેલા ચાલે રે,
તે મરજીવા પુરુષ અલખને મળશે રે હાં,
પેલે પરભાને રવિ ઊગતાં રે
અન્નનું દાન તો કરીને આવે રે હાં....
અભિયાગતને પ્રેમે પૂજે રે,
તન મન ધનથી પ્રશ્ન કરે રે હાં,
સોઈ તો મરજીવા મોક્ષને વારે રે
ને અલખ વિના બીજી નવ કહે રે હાં....
કહે ઋષિ મારકુંડ સાંભળો રાજા ધરમ
નવધા સાધે તો નરકે નવ પડે રે હાં....

૭૨

મારકુંડ કહે છે રે તમે સાંભળો રાજા ધર્મ
એ તો ધર્મ શું વરણવું રે હાં

શેષ સરખા પણ તેને જપે રે હાં
ને તેનું દરશન કર્યા કરે રે હાં....
પણ અઘોરપંથીનું ચરણામૃત
જો મળે તો ભવસાગર સેજે તરે રે હાં....
શંકર જેવા નિત્ય નીમ હાં
ચરણામૃત વિના ભોજન નવ કરે રે હાં....
અજર પિયાલા શંકરને જરે રે,
અધુરિયાને રસ ક્યાંથી ઠરશે રે હાં
મહા રે મણિએ રતન પેદા થાય રે
જતન કરીને જપો તેજ છે રે હાં....
ધરમ ધૂનો શિશ સાટે માણો
અધમનો ઓધારણ એ જ છે રે હાં....
અધૂરિયાને ઈ તો ક્યાંથી મળશે રે
આ તો વાણી રે વેદની છે રે હાં....
કહે ઋષિ મારકુંડ સાંભળો રાજા ધરમ
નિજાર સાધે તે વૈકુંઠ વસે રે હાં....

૭૩

રાજા પૂછે યુધિષ્ઠિર પૂછે રે
ધર્મનો વિસ્તાર અમને કીજીએ રે હાંહ
ચઉદે બ્રહ્માંડમાં તો તેજ છે એનું રે
તે જ્યાં રે જોઈએ તિયાં વસતો રે હાં....
અજિત પુરુષ તો એને કહીએ રે
મરજીવા હોય તેને મળશે રે હાં
મોંઘી વસ્તુ તો મરજીવા માણે રે
સુન બ્રહ્માંડમાં તે વસે છે રે હાં....
આદ નારાયણ અખંડ મૂરતિ રે,
અવિનાશી તે જ્યોતિને રૂપે રે હાં,
કંઠ કમળમાં વાલો શંકર વિરાજે રે,
તરવેણી ધુબાકા ત્યાં લિયે છે અખંડે રે હાં....
એવા અખંડ અસનાના તિયાં કરીને રહીએ રે,

અલખ પુરુષને ગોતી લઈએ રે હાં,
અખંડ તેજ પાંજર જ્યોતિ તિયાં જાસે રે
દેવ તેત્રીસ કરોડ તિયાં વસે રે હાં....
કહે ઋષિ મારકુંડ સાંભળો રાજા ધરમ
એક મુખથી વિસ્તારી નવ કહી શકું રે હાં....

૭૪

મારકુંડ કહે છે તમે સાંભળો ધરમ રાજા,
નિજાર ધરમ વિસ્તારીને કહું હું હાં....
જેના પુણ્યથી તો પાર તરીએ રે
ઈ તો ધરમ સત્ય જાણીએ રે હાં....
સતગુરુ વચને હુઈને હાલીએ રે
મહા ધરમ આપણે માણીએ રે હાં
સારમાં સાર વસ્તુ એમાં છે રે,
ને વગન બેઈ તેમાં મળે રે હાં,
ધન ધન ધર્મ જૂનો તે કહીએ રે
આવાગમનના ફેરા ટળે રે હાં....
ધન ધન કહીએ સંતના સંગને રે,
મહા રે ધરમ તે પ્રગટ કીધો રે હાં
તેત્રીસ કોડ દેવતા સમરણ એનું કરે રે
એ તો અનુભવિયાને ઉર વસે રે હાં....
પરિબ્રહ્મ કેરો સાર એમાં રે,
ને જોતાં તે વસ્તુ તેમાં મળે રે હાં....

૭૫

યુધિષ્ઠિર કહે છે રે તમે સાંભળો મોટા દેવ
સૃષ્ટિનું થાપન કેણે કરિયું રે હાં,
તેજ પંજર તો આદિ નારાયણ રે
જ્યોતિશ રૂપી તેજ તણો છે અંબાર રે હાં
જળમાં હતું જે દી' ચૌદે બ્રહ્માંડ તે દી'
આદિ નારાયણને ઇચ્છા થઈ રે હાં....
શ્વાસ ઉશ્વાસ બે વચન નીસર્યાં રે

શ્વાસ રૂપી તો વસતી માયા રે હાં
પણ ઉશ્વાસ તો વચન તરણ તારણું છે રે
અધમ ઓધારણ ઈ જ છે રે હાં....
શ્વાસ ઉશ્વાસાના ગોળ બંધાણા રે
એને સૃષ્ટિ કરવાની થઈ છે ઈચ્છા રે હાં
નાભિકમળથી કમળ ચલાવ્યાં રે
એમાંથી ઊભી થઈ છે આદિ શક્તિ રે હાં....
રતિ એક તેજ હરિએ એમાં મેલ્યું રે,
ને મતિ લઈને એને દીધી રે હાં
સોહંશ બાદ ગરજના કરે રે
ઈ કમળમાં દેવી પરવરી રે હાં....
સાત કલપ દેખે કમળમાં રિયાં રે,
પછે આકાશે ચડીને નિહાળ્યું રે હાં,
કમળની વચમાં બેસીને જોવે તો
જળબંબાકાર નજરે ભાળ્યું રે હાં....
કહે મુંને તે પેદા કરી કોણે રે
પછે કમળ વિશે દેવી પાછાં પરવરીઆં
ઓહં સોહં પુરુષ પાસે આવી ખડી રહી ને
અલખ ઉપર તપ આદરિયાં....
બાર વરસની લાગી ઝડી ને રે,
ગગનુંમાં ધૂન શબદ કેરી સાંભળી રે હાંહ
પછે આવીને અલખ પાસે ઊભી ખડી રે
બાર વરસે તો નારાયણ રીઝ્યા રે હાં....
માંગો રે માંગો દેવી ફળ તમે માંગો રે,
પછે ઈચ્છાશક્તિએ વર માગ્યો રે હાં,
તો સૃષ્ટિ અમે તો રચાવીએ રે
ત્યારે નારાયણ મુખથી એમ જ બોલ્યો રે હાં...
અચળ બ્રહ્મા વર દીજિયે રે
પણ તલાતલ માંહી નવ પાતાળમાં જઈને તમે વરો
મનગમતાં ફળ લીજિયે રે હાં
ત્યાંથી શક્તિ પરવર્યાં ને
બ્રહ્મા પાસે આવ્યાં રે હાં

ખટમાસ કલેવર ફરતું ફરે ને રે,
ત્યારે મુખની શુધ એને લાગી રે હાં,
એવી શક્તિયે તપ તાં આદરિયાં રે
બાર વરસે બ્રહ્મા બોલ્યા રે હાં....
માગો વર સતી તુમને આલીએ,
સતી કે તુમે મને વરો હાં.
તારે બ્રહ્માને ઇચ્છા થઈ રે હાં,
ત્યાં તો સાવ પાષાણના બ્રહ્મા થઈ ગયાં હાં,
તેને લઈને શક્તિ નારાયણ પાસે ગયાં હાં,
નિરંજનને કહે છે સત વાણી રે હાં,
આતો પાષાણ તણા બ્રહ્મા થયા.
ક્રિયા કરી કહો સ્વામી અમારા.
હું કેણી પેર સૃષ્ટિ આદરું હાં.
તેના થકી તમે સૃષ્ટિ કરો,
તે વારે સતીએ ઉગર તપ આદર્યો,
તારે આકાશે વાણી એમ થઈ હાં,
અડાયા છાણા જેટલી પૃથ્વી રે હાં,
હાથ અડાડે કોડ પચાસ થઈ,
શક્તિ પુત્ર ત્રણ તુમને આલીએ,
તેનાથી સૃષ્ટિ સંપુરણ ભરો હાં.
તારે દેવીએ વિચાર કર્યો રે હાં,
મનમાં તે એવું આવીઉં,
દશ દીગપાળ પ્રગટ કીધાં
છેડા ગ્રાહીને ઊભા ઊભા રહ્યાં હાં,
ત્રણ હથેળી ચોળી ત્રણ દેવ પ્રગટ કીધા.
બ્રહ્મા વિશ્નુ ને મહેશ્વર હાં,
પ્રથમ પાટની રે ત્યાં થાપના કીધી રે હાં,
ને આદિ નારાયણને તેડાવ્યા,
ઓહં સોહં પુરુષ ગાદીએ બિરાજો,
ત્યાં નિદી નીજીયા ધર્મ લઈ થાપિયાં હાં,
અભેદાન તે દી બ્રહ્માએ દીધા રે હાં,
પછી નિજાર તે દી રે સાધિયા,

કહે રૂષિ મારકુંડ સાંભળો રાજા ધર્મ.
માહારે ધર્મ તેદી થાએ હાં,
નિજાર કેરી જે આશા કરે રે હાં.
વિશ્નુ ને લક્ષ્મી ઈશ્વર ઊભા જેને ઉર ધરે,
ધન્ય ધન્ય રાજા નિજાર છે હાં,
અઘોર છે લેર નિજાર કેરી રે હાં,
પ્રગટ પરચા તેના છે,
કહે રૂષિ મારકુંડ સાંભળો રાજા ધર્મ,
અનાદિ ધર્મ તો આ એક જ છે હાં.

૭૬

રાયજી પૂછે રે યુધિષ્ઠિર પૂછે છે રે,
તમે સાંભળોને રૂષિરાય સાંભળો મોટા દેવ.
મહા મોક્ષમાર્ગી કેને કહીએ રે હાં હાં રે - ટેક૦
સંતને ભાળી રૂદિયાકમળ હસે રે હાં,
ધુંભાર કદીએ નવ કરે,
જેના મુખકમળમાં તેજ વરસે,
તો મહા મોક્ષમાર્ગી તો તેને કહીએ હાં.
ધરમ કરતાં કરમ કે મન ડરે હાં,
ધરમ કરમનાં ધણી ના થાય,
ને શેઠપણું રે નાખી દઈયે,
હાર્ણ વધીં લઉં ગુરુને સોંપીયે,
તો ધર્મ કરતાં કરમ ન નડે હાં,
આરાધી પુરુષ તો તેને કહીએ હાં,
આરાધી હોય તેને આરાધવા હાં રે હાં,
બીજે દેવે શ્રદ્ધા નવ મળે.
આરાધ વિના બીજું અર્થ નવ આવે,
તો આરાધી પુરુષ તો તેને કહીએ હાં.
વ્રજની નારી તો તેને કહીએ રે હાં.
સરાધરા મુસી પ્રેમ રાખે પ્રભુમાં,
દુભાવ કદીએ નવ કરે,
હૃદયકમળમાં હેત ભરપુર રહે,

તો વ્રજની નારી તો તેને કહીએ હાં.
પતિવ્રતા તો કેને કહીયે હાં,
પતિવ્રતા પિયુજીનાં વચ પાળે રે હાં,
પતિને પૂછીને પગલાં ભરે.
પોતાના સતગુરુનાં વચન ઉર ધરે તો,
પતિવ્રતા તો તેને કહીયે રે હાં.
અભિયાગતિ તો તેને કહીયે રે હાં,
હરખ શોખ મન સ્વાદ ન આણે.
ને અમૃતવાણી ઓચરે
એનાં સુરતી કર્મફળ પાવે,
અભિયાગતિ પુરુષ તેને કહીયે હાં.
સતી સ્ત્રી કેને કહીયે રે હાં,
નામ સતીને કરીયા નવ ફળે રે હાં.
સતી સતી એવું ખોટું નામ ધરે,
સાધુ સંગત પરહરે ગુલ સંગતે ઓચરે,
કરી કમાણી પોતાની સરવે ખોવે
નામ રે સતીને નરકે એમ પડે હાં.
નામ સાધુને આવરણ કેમ ન ટળે.
સતગુરુ શાસ્ત્રનું કહ્યું નવ માને
આપો મુને અભિમાન નવ ટળે,
ઉકરતીનો આહાર ન મેલે,
નામ સાધુને આવરણ ટળે હાં.
મહા ભક્ત તો કેને કહીએ રે હાં.
આપે ને પોતે અજાણી રહે,
પ્રેમ કરીને પરમારથ આદરે,
પોતાનું પુન્ય લઈ ગુરુજીને સોંપે,
મહા રે ભક્ત તો તેને કહીયે હાં
મહા રે સતિ તો તેને કહીયે રે હાં.
સતી રે હોય તે તો સત જ બોલેરે હાં.
અસત મુખથી ન ઓચરે,
નખથી તે શીખ સુધી તન મન હરીને સોંપે,
મહા રે સતી તો તેને કહીયે હાં.

પતિને તારી પત્ની પછે રે તરે,
પતિ કહે તો પત્ની મરે - પતિ કહે તો જીવે,
સાત ગોત્રને ચોરાસી છોડાવીને,
પતિને તારી પત્ની તરે હાં.
નામ સાધુને માહે એન બળબુદ્ધિ,
ચૌદ લોકનું જ્ઞાન કથે,
પોતે પાળે ને ધર્મ એક રતિ,
નામ સાધુને માંહે એમ બળબુદ્ધિ.
ધર્મ કરે ને કામ ન ઊગે હાં,
આંગણે મુનિવર આવે તારે અલખ આરાધે,
તેના ચરણામૃત લઈને શીર ધરે.
તે સંત મુનિ પોતાને મંદિર પધારે ત્યારે,
વાંસેથી શ્રી અપકીર્તિ તેની આદરે હાં,
કહે રૂષિ મારકુંડ તમે સાંભળો રાજા ધર્મ,
ધર્મ કરે પણ એમ ન ઊગે નહીં હાં.
મરજીવા પુરુષ કેને કહીએ હાં,
પોતે જીતવાને જેની વાસનાઉં મરી રે હાં,
કામ ક્રોધ અહંકાર જેનો નાશ પામ્યો,
આનંદ થકી ભજન કર્યા કરે,
માન અપમાન જેણે દૂર કરી નાખ્યું,
મુખે થકી જેને નૂર તરે,
મુખકમળ તેનાં તેજ કરે હાં,
એવાં પુરુષને મરજીવા કહીએ હાં.
તેના પુન્યે ફળ નીપજે હાં,
કહે રૂષિ મારકુંડ સુણો રાજા ધર્મ,
મરજીવા અભિયાગત તો તેને કહીએ હાં,
સંત પુરુષ તો તેને કહીએ હાં.

૭૭

પૂછે પૂછે પાંચે પાંડવો સૂણો રૂષિરાય,
ધરમ તણો વિસ્તાર અમને કીજીએ હાં,
શિવ-શક્તિ ચંદ્રમા સૂરજની સાખે

દ્રૌપદી કાંકણ ભરીયાં સદાશિવ હાથે,
ધાયો પાંચ્ય આ ધર્મને,
બારે બારે માસ ને ચોવીશ પક્ષે,
અડતાલીશ અવતાર,
અખંડ એકાદશી મર કરે કોડમ કોડ,
તોય ન આવે બીજનાં સમાન.
વાંચે વાંચે વેદ ને મર પઢે કુરાન,
નીવાજ ગુંજારે ટંક પાંચ,
મસીદે ચડીને મરને મુલાં પોકારે,
તોય ના'વે બીજનાં ધર્મ સમાન.
જપે તપે જોગ મરને સાલેરોદા હાં.
તમારાં તો સરલે અજ્ઞાનીને,
મારા હરિજન મહા વિવેકી.
તમને તુચ્છ માત્ર તે તો નવ ગમે હાં.
આદિ જુગાદિની હું દાસી તમારી રે હાં,
મારું અજ્ઞાન તે તો કેમ નવ ટળે,
પણ જે શેરીયે હું ડગલાં ભરું,
તો સંત છોડાવી મને પાવન કરે હાં.
અવિદ્યાનું અંગ તે તો સ્ત્રી તમારું રે,
તમારી સેવા સંતને નવ ચડે.
પણ નુગરી નારી કદી ન આવે નડે.
ગુરુનર વચન તમારાથી નહીં પળે હાં.
આદિ ને અનાદિની હું દાસી તમારી,
મારી સેવા સંતોને કેમ ન ચડે,
સાંજ સવાર તમારી સેવા કરતા પ્રભુજી,
તે તો નારી નરકે કેમ પડે હાં,
તમે સેવ્યા છે દેવ મોરારીને,
પણ સતગુરુને ચરણે ગિયા વગર,
તે તો નારી નરકે પડે હાં,
આદિ ઉમૈયા અંગ છે તમારું હાં.
તેને પગે તમે જઈને પડો,
સમાધિ ચડાવે અસામાન્ય.

ઊંધે મસ્તક નરને ધુમ્ર તપ સાધે,
તોય નાવે બીજના ધર્મ સમાન.
હજાર મુડા મરને લૂણપાણી વાવરે,
સુવર્ણ લુંટાવે મરને મેરૂ સમાન
કાશી કુરૂક્ષેત્રમાં મરને ગોદાન દેવે,
તોય નાવે બીજનાં ધર્મ સમાન.
બુધવારી આઠમને અમાસ એક કરોડ,
અવર વ્રત તો કરે અનેક ગણું,
કહે રૂષિ મારકુંડ સૂણો પાંડવો,
બીજથી અવર ધર્મ શું વખાણું હાં.

૭૮

લક્ષ્મીજી પૂછે રે તમે સાંભળોને કૃષ્ણ મોરાર.
વિનંતી અમારી તમે રૂદે ધરો હાં હાં,
કૈલાસમાં જઈને તમે ભક્તિ કરો છો રે હાં,
અને અમ સાથે અંતર કેમ કરો,
આદિ જુગાદિની હું દાસી તમારી પ્રભુ
તે અમ સાથે અંતર કાં કરો હાં.
ભક્તિના ભાવમાં તો તમે નથી,
અસંખ્ય જુગનાં તિમિર તમરાં ટળશે,
ને મારગ બતાવશે તુમને ખરો હાં.
ત્યારે લક્ષ્મીજી ચોંપે ચાલ્યાં શંકરને મંદિરે આવ્યાં.
હાથ જોડીને ઉમૈયા પાસે ઊભાં રહ્યાં.
પણ ઉમાજી કહે જાઓ લક્ષ્મી ઘરે તમારે
નુગરીનું મુખ અમે જોતાં નથી હાં.
તમે ઊભા અમોને કુશલ જ લાગે રે હાં,
તે રે ઘડીએ શંકર અમોને તજે,
પણ આદ્ય હરિજનને ઘરે જાતા,
તમે સંગે હો તો અમોને આદર ન કરે હાં.
ત્યારે લક્ષ્મીજી આવ્યાં હરિને દ્વારે રે હાં,
ત્યારે હરિએ તો તાળી શીર ધરી,

પણ અડતાલીશ દિવસે સમાધિ ખૂલી,
જાઓ રે લક્ષ્મીજી બોધ અમો નહિ કરીએ રે હાં.
ત્યારે લક્ષ્મીજીએ તપ આદરિયો હાં,
ને બાર વરસની લાગી જડી.
ત્યારે બાર વરસે સનકાદિક સંત મળ્યા,
તમારું કહ્યું લક્ષ્મીજી અમો નહીં કરીએ હાં
ત્યારે લક્ષ્મીજી અગ્નિમાં પેઠાં રે હાં
તારે સંત ઊઠીને હાથ ગ્રહ્યો,
કહે રૂષિ મારકુંડ સાંભળો રાજા
આ રે મારગ છે મરજીવા તણો હાં.

૭૯

સતી રે ઉમૈયા દેવી શિવજીને પૂછે રે,
એવો નિજિયા ધરમ એવું શું રે છે રે હાં !
એ જી શિવજી મહાભગતિનાં અમને મૂળ બતાવો રે...૦
સતી ઉમૈયાના આશ્રમે મુનિ નારદ પધાર્યા રે,
એનાં સતીએ બહુ સનમાન કીધાં રે હાં....
રૂંઢ રે માળના જ્યારે પરસન પૂછ્યા રે,
એવો ઉપદેશ નારદે બતાવ્યો રે હાં....૦
એ જી શિવજી ! મહા રે ભગતિનાં અમને મૂળ બતાવો રે,
નીકર મારે મન આવે નૈં ઇતબારા રે હાં...
એ જી શિવજી ! અખંડ આનંદ તો તમે કેવરાણા રે,
અમારે નિત મરણ ને અવતારા રે હાં....૦
એ જી સતી ! તમે રે અસ્ત્રી ને અંગ અબળાનાં રે,
તમને મહામંત્ર કેમ કરીને આપું રે હાં...
એ જી સતી ! અજર પિયાલા તમને જરે નૈં રે,
તમને કુબેર ભંડારી કરી થાપું રે હાં....૦
એ જી શિવજી ! ગંગા જાહ્નવી તમે જટામાં રાખો રે.
અને કે'વાણા બાળ બ્રહ્મચારી રે હાં....
એ જી શિવજી ! હરખ ને શોક તમે અમને આપ્યો રે,
તમને નાર મળી છે નિજારી રે હાં....૦
એ જી સતી ! તમારા પિતાનું તમે શીષ ખેદાવ્યું રે,

તે દિ' દોષ લઈને અમને દીધો રે હાં...
એ જી સતી ! અજિયા-સૂતનાં મસ્તક લઈને રે,
તે દિ' અમે પરજાપત દક્ષને બેઠો કીધો રે હાં...૦
એ જી દેવી ! સતી રે સીતાનાં આગળ રૂપ રે ધરીને રે,
તે દિ' રામચન્દ્રજીને નવ જાણ્યા રે હાં....
એ જી સતી ! ચઉદ બ્રહ્માંડના નાથ કે'વરાણા રે,
એને તમે મનખા બરોબર જાણ્યા રે હાં...૦
એ જી શિવજી ! આપોને ભગતિ, નીકર સૃષ્ટિ ઉથાપું રે,
અને જગત કરું ધુંધુકારા રે હાં....
એ જી શિવજી ! એક રે ઘડીમાં ચૌદ બ્રહ્માંડ પ્રજાળું રે,
પછી શું કરે રે સરજનહારા રે હાં....૦
પછે બ્રહ્મા, વિષ્ણુ ને માહેશ્વર જેવા રે,
દેવીનાં વચન સૂણીને વિચાર્યા રે હાં...
એ જી શિવજી ! ઉમૈયા દેવીને તમે મહામંત્ર આપો રે,
નીકર મોત વિનાના માર્યા રે હાં....૦
હરિહર જેવા આગળ હાથ જોડીને રે,
દેવીને મહા ભગતિનો ભેદ સુણાવ્યો રે હાં...
મહામંત્ર દેવી ઉમૈયાને આપ્યો રે,
એનો ગુણ રાજા ધરમે ગાયો રે હાં....૦

૮૦

આપણા બાવાજી ગુંસાઈ,
આપણા ગુરુજી ગુંસાઈ,
ધરમ છે જૂનો પાંડવો !
મત કરો તમે એની આશા...૦
પૂછે પૂછે પંડિતું તમે સૂણો ઋષિ મારકુંડ
આ ધરમ તણો વિસ્તાર અમને હવે કીજિયે
શિવ શક્તિ ચંદર સૂરજની સાખે
દ્રુપદીનું કાંકણ ભરાણું સદાશિવની સાખે
આપણા બાવાજી ગુંસાજી.....૦
બાર બાર માસ ભાયું ! એનાં ચોવીસ પખવાડિયાં
અડતાલીશ છે આદિત વાર, અખંડ એકાદશી આ

મન કરે કોટમકોટ તોય નાવે નાવે આપણા
બીજ ધરમ સમાન...
આપણા બાવાજી ગુંસાઈ.....૦
વાંચે વાંચે વેદ ને ભાયું મર પઢે ઈ કુરાના,
ઈમાં જ ગુજારે ટંક હવે પાંચા,
મસીતે ચડીને ભલે મુલ્લાં પોકારે
તો યે નૈં આવે બીજ ધરમ સમાના...
આપણા બાવાજી ગુંસાઈ...૦
જપે જપે જાપ મરને સાંધે સરોદા
સમાધિ ચડાવે ભલે બાવા અસમાના
ઊંધે રે માથે રહીને ભલે ધોમ તપને સાંધે
તો યે નૈં આવે બીજ ધરમ સમાના...
આપણા બાવાજી ગુંસાઈ...૦
હજારું મુંડા ભાયું ભલે લૂણ પાણી વાપરે
સોનું રે લુંટાવે ભલે મેરુની સમાના
કાશી રે ખેતરમાં જઈને ભલે કન્યાદાન દેવે
તો યે નૈં આવે બીજ ધરમ સમાના...
આપણા બાવાજી ગુંસાઈ...૦
બુધવારી આઠમ, અમાસ એક કરોડ્યું
અવર વ્રત રેવે ભાયું ભલે અગમ ને અપારા
કહે ઋષિ મારકુંડ તમે સાંભળો ધરમ રાજા
આ બીજથી બીજો અવર ધરમ શું વખાણું...
આપણા બાવાજી ગુંસાઈ....૦

## ૮૧ (રાવળ માલો)

પાટ મંડાવીને ચોક પુરાવો,
વરત્યાં મંગળ ચાર;
ચાર તેડાવો મહાસતીયું ને,
વધાવો કાયમરાય... સંતો...૦
રતનાગરમાં રતન નિપજે, વેરાગરમાં હીરા,
ખારા સાગરમાં મોતી નિપજે અલખની છે લીલા... સંતો...૦
ગોરાં સરખી ગોઠડી કીજે, સારો સારો અખર લીજે,

એને આરાધે દોયતર તરીઆ, સેવા દન દન કીજે... સંતો૦
આવી બેઠા, મુખ બોલે મીઠા, જુગોજુગ આશ તમારી,
દોહેલો મિલી સાહેબો દુઃખ ટાળશે, સેવા કરું પાય તમારી...૦સંતો૦
એક વૃક્ષને નવ નવ ડાળ્યું, તે પ્રગટ પિંડ પિંડ માંહે,
કહે રાવળ માલો સૂણો ગતગંગા, અલખ નિરંજનના ગુણ ગાઈએ.
સંતો૦....

## ૮૨ (મૂળદાસ)

પંડ ને વરમંડમાં જે દિ' વાણી નો'તી
તે દિ' નાદ ને બુંદ નવ ઝરતા રે હાં
બ્રહ્મા ને વિષ્ણુ મહેશ્વર નોતા
તે દિ' આપે આપ અકરતા રે હાં
એવો સાચો સાચો મહાધરમ છે હાં
બાર ભીતર એક બ્રહ્મ છે હો જી...૦
મન મથી માયાએ મહેલ રચાવ્યો
તે દિ' નાદ ને બુંદ પરકાશ્યાં રે હાં
પાંચે રે તત્ત્વ લઈને પરગટ કીધા
તે દિ' ચૌદે લોક રચાવ્યાં રે હાં...
મૂળ મહામંત્ર લઈને પંથ પ્રકાશ્યો
તે દિ' ઘાટે ને પાટે પૂજા કીધી રે હાં
પાંચે મળીને મહાવ્રત સાધ્યા
તે દિ નામ ધરાવ્યાં નીમાધારી રે હાં
ભાઈ રે મેરૂ શિખરથી ગંગાજી મંગાવ્યાં
વાચે ને કાછે તરવેણી રે હાં
ભગત જુગત ને લઈને ઓધરણી
એવા શબ્દુંમાં રે'ણી ને કરણી રે હાં
દયાને ધરમ લઈ પરમારથ પેખો
તમે આપો પણ નવ લેખો રે હાં
ગુરુને વચને તમે હુઈ કરી ચાલો
તમે સરવમાં નિરંજન કરી દેખો રે હાં
ગુરુજી ભેદે ને ચારે વેદે

ત્યારે ભગતિ લઈ શિવજીને દીધી રે હાં
શિવ ને શક્તિ મળી ધરમ ચલાવ્યો રે,
ત્યારે ઉમિયાજી પાટે પધાર્યા રે હાં
શબદ નિત હોઈ ઉનમુન રેણાં
ત્યારે જાત વરણ નવ ભાવો રે હાં
મૂળદાસ કહે જે નર ભીતર જાગ્યા
ઈ તો મહા રે ધરમને પાળે રે હાં

## ૮૩ (મેઘ કચરો)

આ સમે ભાઈ ! જાગો હે જી...જી...જી...
જાગે એને જગન ફળ હોય,
હે જી જોડે ને સજોડે હવે જાગ્યા નર કોઈ...
આ સમે ભાઈ ! જાગો...૦
અરે ! રાજા પ્રેહલાદ ભલે જાગ્યા રે જી...જી...જી...
એની જોડે રતનાવળી હે નાર,
જુગ રે પહેલામાં એણે પાવળ વરતાવી રે,
સોના કેરે કળશે રે જી...જી...જી...
એની સતીએ ઝીલ્યો છે નિજાર,
એને પાટે થિયો છે પરકાશ,
પાંચ રે કરોડે રાયવર ઊતર્યા ભવપાર...
આ સમે ભાઈ ! ...૦
અરે ! રાજા હરિશ્ચંદ્ર ભલે જાગ્યા રે જી...જી...જી...
એની જોડે તારામતી નાર,
જુગ રે બીજામાં એણે પાવળ વરતાવી રે,
રૂપા કેરે કળશે રે જી...જી...જી...
એની સતીએ ઝીલ્યો છે નિજાર,
એને પાટે થિયો છે પરકાશ,
સાત રે કરોડે રાયવર ઊતર્યા ભવપાર...
આ સમે ભાઈ ! ....૦
અરે ! રાજા યુધિષ્ઠિર ભલે જાગ્યા રે જી...જી...જી...
એની જોડે દ્રૌપદી છે નાર,

જુગ રે ત્રીજામાં એણે પાવળ વરતાવી રે,
ત્રાંબા કેરે કળશે રે જી...જી...જી...
એની સતીએ ઝીલ્યો છે નિજાર,
એને પાટે થિયો છે પરકાશ,
નવ રે કરોડ રાયવર ઊતર્યા ભવપાર...
આ સમે ભાઈ ! ....
અરે ! રાજા બલિ ભલે જાગ્યા રે જી...જી...જી...
એની હાર્યે વિંજાવળી છે નાર,
જુગ રે ચોથામાં એણે પાવળ વરતાવી રે,
માટી કેરે કળશે રે જી...જી...જી...
એની સતીએ ઝીલ્યો છે નિજાર,
એને પાટે થિયો છે પરકાશ,
બાર કરોડે રાયવર ઊતર્યા ભવપાર...
આ સમે ભાઈ ! ......૦
કહે મેઘ કચરો, એવા નર કોઈ થોડા,
એ જી શિવરામંડપમાં માલે રે સજોડા,
આ સમે ભાઈ ! જાગો હે જી...જી...જી... ૦

૮૪ (મેઘ કચરો)

વડો છે ઘડો ને જેની,
વસમી છે વાટ,
કિયાના હીણા નર,
આવી બેઠા પાટ...
આવો મારા ભાઈલા ! હો જી...જી...જી...૦
આવા મારા ભાઈલાનો,
નો કરીએ વિશ્વાસ,
આપે રે બૂડ્યા ને ઓલ્યા,
બોળે સઘળો સાથ...
આવો મારા ભાઈલા ! હો જી...જી...જી...૦
કુડિયા નર કાલર ખેતર ખેડ્યાં,
વન્યા બીજવે સાંતીડાં જોડ્યાં,

વણ રે ઉઠાના વાવવાને જાવે,
નિપજું એની કેવી કેવી લાવે ?
આવો મારા ભાઈલા ! હો જી...જી...જી...૦
પારકું ધન દેખીને પ્રાણને પ્રજળાવે,
નર ને નારી ભાઈ ! નિરવાણ નૈં જાવે,
કહે મેઘ કચરો, જો મળે અમને હેડી,
સફળ ફળે મારા ભાઈલાંવની જોડી...
આવો મારા ભાઈલા ! હો જી...જી...જી...૦

## ૮૫ (મેઘ ખીમો)

બીજખેતર વાવિયો, ધર પાયો માય,
સાચા ઠાકોર નીમીયા, જંપો દેવ મોરાર.
ધરણ માથે વરખ મોર્યો, જેનાં ફળ ગયાં અપાર,
ચેતન નગરી ને પ્રેમ રાજા, બેઠા સુરીજન ચાર.
સુરીજન સામને સમરીયે, તારે તારણહાર,
જીરે રાણી તે દી હતો, મારી માને પેટ ગરભવાસ.
જેટલા તીરથ નીમીયે, શરણાપતિ તીરથ હોય,
તીરથ ગંગા ગોદાવરી, જેનાં નરમાળા માય સર.
બારાતણા બાર પુંજો, નરત સાંધો સરત,
નરતમાળા સરત સમરો, સુખમનાને ઘાટ.
કાયા વાડી હંસ ભમરો, ખેલે ગઢ મેલાણ,
જીરે રાણી તીરથ'રો રાય છે મે'માન.
શિવ સુખતીઆષ ઉમિયા, કાકણ ભરિયા ચાર,
પેલે કાકણ મેર માંડ્યો, ધરણ ને અંકાશ.
બીજે કાકણ પવને પાણી, વનસંપત્તિ અઢાર,
ત્રીજે કાકણ ચંદો સૂરજ, મોકલ્યા મેઘ મલાર.
ચોથે કાકણ ધરમ છાયો, શિવ સુખતી ઘરે વાસ.
જીરે રાણી દુરીજન, જીણાંમાંયથી મેલ.
સુરજન મેળા મેસુણ્યા, પાયા અપરમપાર.
પાના ફલ્યા ચોખપૂર્યા, બેઠા રણશીરાય.
ધરા જાજમ અંકાશ તંબુ, બેઠા નકળંગપાટ,

રંભા નાચે વેદ વાંચે, હોવો જેજેકાર.
કર જોડી મેઘ ખીમો બોલ્યા,
એમાં ચડ્યા સુરીજન ચાર.

## ૮૬ (મેઘ જીવો) (સતની પાવડી)

જે છે પિંડમાં ઈ છે વરમાંડમાં,
વેદ કુરાને વખાણ્યા,
સતની પાવડી ઝીલે નર શૂરા,
તો મનવાંછિત ફળ માણ્યા... ૦
પેલી પાવડીએ તર્યા પ્રેહલાદ, બીજીએ હરિશ્ચંદ્ર ને રોહિદાસ,
ત્રીજી પાવડીએ પુનવંતી તો ચોથીએ બળિરાય...
સતની પાવડી....૦
પાંચમી પાવડીએ પરીક્ષિત નિરખ્યા, છઠ્ઠીએ મુનિ શુકદેવ,
સાતમી પાવડીએ શેઠ સગાળશા, આઠમીએ અમરસંગ....
સતની પાવડી....૦
નવમી પાવડીએ નિરખ્યા નવ નાથ, દસમી પાવડીએ ઋષિ દશ,
અગિયારમી પાવડીએ એકાદશી જેનો બારે ભાણ પરકાશ...
સતની પાવડી....૦
તેરમી પાવડીએ તુલસીનાં સત તોળાણાં, ચૌદમીએ સુરીજન શૂરા,
પંદરમી પાવડીએ પાંડવ પાંચે પરવરિયા, સોળમીએ ચંદરમા૦પૂરા...
સતની પાવડી...૦
સતરમી પાવડીએ સાધુ સંત જ બેઠા, અઢારમીએ ઉનમુનિ જ્ઞાની,
ઓગણીસમી પાવડીએ અકળ ભવાની, વીસમીએ ધ્રુવ ધ્યાની...
સતની પાવડી....૦
એકવીસમી પાવડીએ અલખનો વાસો, સાંભળજો સૌ વાજાં,
મુંજા પ્રતાપે મેઘ જીવો બોલ્યા, ખૂલ્યા દશમા દરવાજા...
સતની પાવડી....૦

## ૮૭ (મેઘ ધારૂ) (ભજન : રૂપાવેલ)

વાયક આવ્યાં ગુરૂવા દેશનાં રેજી, રૂપારાણી જમલે પધારો જી.
કેમ આવું ગુરૂ મારા એકલી જીએ, સૂતો માલદે જાગે રે જી.
નિંદ્રા મગાવું સારી શહેરની જી રે, ઉપર ચમર ઓછાડી રે હો જી.

સોડમાં સુવાડું વાસંગી નાગને રે, ખૂણે ખાટ ઢળાવું હો જી.
વાળે વાળે મોતી પરોવી આંજી રે, ટીલડી ચોડી લલાટે રે હો જી.
થાળ ભર્યા સગ મોતીડે જી રે, રમઝમ કરતાં ચાલ્યા હો જી.
ત્યાંથી રૂપાદે રાણી ચાલિયાં જી રે, આવ્યા દોડીને દરવાજે હો જી.
ભાઈ પોળીઆ વીરા વીનવું જી રે, તું તો સૂતો છે કે જાગે હો જી.
કાંક સૂતો કાંક જાગીઓ જી રે, રાણી તમે કઠડે પધારો જી.
રસ્યો એકાદશીનાં જી રે, ઈશ્વર પૂજવાને જાવું હો જી.
તાળાં જડાવી વીસળ શેરના જી રે, કુંચી માલા દરબાર હો જી.
ઊભા રહી અલખ આરાધીએ રે, ખડગ બારીને ખેઢેલી હો જી.
ત્યાંથી રૂપાંદે રાણી ચાલિયાં જી રે, આવ્યાં ધણીને દરબાર હો જી.
અલખ વધાવ્યો [illegible] માતીડે જી રે, સોનીએ પતિ પધરાવ્યો જી.
સઉ ગતને હરો[illegible] મારે જી રે, ગુરૂને પ્રણામ હો જી.
આવ્યાં રૂપાંદે રાણી જી રે, ઝળહળ જોતું દરશાણી હો જી.
ચંદ્રાવળી ચા[illegible] ગામમાં જી રે, સૂતો માલાને જગાડ્યો હો જી.
ઊઠો રાજ [illegible]ઠો રાજી સાજી રે, રાણીએ રાજ અભડાવ્યો હો જી.
ઝડપ [illegible] માલાદે જાગીઆ જી રે, સોડમાં વાસંગી ઘુઘવ્યો હો જી.
કર[illegible] હતા પણ ઊગર્યા રે જી, ચંદ્રાવળી ભાગ હો જી.
ખડગ ખાંડું લીધું હાથમાં જી ને, માલાદે કરો ધજ કર્યો હો જી.
જોયાં મંદિર માળિયાં જી રે, જોઈ ઘોડાની ઘોડાર જી.
ત્યાંથી રાવળ માલો ચાલિયા જી રે, આવ્યા ઘોડીને દરવાજે હો જી.
ભાઈ પોળિયા તને વીનવું જી રે, રાણીને જતાં તે જાણે રે હો જી.
કાંક સૂતો કાંક જાગીઓ જી રે, મુજને ખબર નથી રે હો જી.
કોપ કરી ખાંડું ફેરવ્યું પોળીએ, પોળું ઉઘાડીએ હો જી.
ત્યાંથી રાવળ માલા ચાલિયા જી રે, આવ્યા ઋષિને દુવારે જી.
પાછલી પછીતે ચડીઓ જી રે, ભાળી રૂપાંદે નાર હો જી.
ગુરૂ મારા દેવકીજીની જોત્યું, ઝાંખી વરતાણી રે હો જી.
આપણા શહેરમાં કોઈ નહિ નુગરો જી રે, માલદે પધાર્યા હો જી.
બરસીલર મોજ ઉપાડી જી રે, માલદે ત્યાંથી ચાલ્યા હો જી.
સવગનો ન હશે હરિ જી રે, મારા ગુરૂને પ્રણામ હો જી.
ગુરૂ મારા દેવકી જી રે, પ્રભુની મોજડી દેરાણી રે હો જી.
સવ ગતો અલખ આરાધી રે, સ્વર્ગથી મોજડી ઉતારી હો જી.
લો રૂપાંદે પે'રો મોજડી રે, કંઈ કેણે કેવરાવ્યા જી.

ત્યાંથી રાવળ માલો ચાલિયા જી રે, એ તો પોળીઆને માર્યો જી.
શીખું માગી રૂપાંદે ચાલિયાં જી રે, આવ્યાં દોડીને દરવાજે હો જી.
ઊભાં રહી અલખ બોલિયાં જી રે, પોળીઆને સજીવન કીધો હો જી.
સાંકડી શેરીમાં સામો મળ્યો ને, સતીનો છેડલો ઝાલ્યો હો જી.
રાત અંધારી આંબો લુંબેઝુંબે, રાણી તમે કઠડે પધાર્યાં હો જી.
વ્રત એકાદશીનાં જી રે, ઈશ્વર પૂજવા ગયાં હતાં હો જી.
આપણા શહેરમાં નહીં ફૂલવાડિયું રે, ઢોલને ડમ કે પાણી જી.
પે'લી વાડી આબુ શહેરમાં જી રે, બીજી ગઢ ગિરનાર હો જી.
ત્રીજી ધણીના ચોકમાં જી રે, ચોથી થાળીમાં ઠેરાણી હો જી.
ઝડપ લઈને છેડલો તાણીઓ જી રે, કડલે છાજુ ભરાણી હો જી.
જે મારગડે ગયાં હતાં જી રે, તે પંથ અમને બતાવો હો જી.
એ પંથ ચાપવા દોઈલા જી રે, ખેલ ખાંડાની ધાર હો જી.
પેલો માર મોભી દીકરો જી રે, બીજો હંસલો ઘોડો હો જી.
ત્રીજો માર કવલીનો વાછડો જી રે, ચોથી ચંદ્રાવળી રાણી હો જી.
ચાર મસ્તક લઈ આવીઓ જી રે, રાજપથ બતાવું હો જી.
ત્યાંથી રાવળ માલો ચાલિયા જી રે, આવ્યા પોતાને મહેલ હો૦જી.
ચારનાં મસ્તક વાઢવા જી રે, આવ્યા રૂદેની પાસ હો જી.
ત્યાંથી રૂપાંદે માલો ચાલિયાં જી રે, આવ્યાં ધણીને દરબાર હો૦જી.
ગુરૂ રે ગુરૂ મારા દેવકી જી રે, મોટો ભૂપ નમાવ્યો હો જી.
સર્વ ગતને કરો હરિ જી રે, માલાનાં કડણ ભર્યાં કંકણે હો જી.
પે'લો જીવાડ્યો મોભી દીકરો રે, બીજો હંસલો ઘોડો હો જી.
ત્રીજો જીવાડ્યો કવલીનો વાછડો રે, એની માતાનો ધાવ્યો હો જી.
ચોથી જીવાડી ચંદ્રાવળી જી રે, એ તો હરિની આરતી ઉતારે હો જી.
ભલે પડ્યો મેઘ ધારૂવો જી રે, મુવા સજીવન કીધા હો જી.
ગાય શીખે સૂણે સાંભળે જી રે, સંતનો વૈકુંઠ વાસ હો જી.
મેઘ ધારૂ એમ બોલિયા જી રે, સંતનો વૈકુંઠ વાસ હો જી.

## ૮૮ (મેઘ ધારુ)

સતના બેલી ! હાલો જામૈયે જઈએ
અડસઠ તીરથ જઈએ ને
ગંગા જમુના ન્હાઈએ... સતના બેલી !...
પહેલો પહેલો જંગન રચિયો પ્રેહલાદરાય,

કુંજર દોરીને ઊભા ધણીને દરબાર
સોના કેરો કળશ ને સોના કેરો પાટ
સોનાને સિંગાસણ બેઠા નકળંગીરાય
વરોંધ્યો વરોંધ્યો કુંજર ધણીને દરબાર
પાંચ પાંચ કરોડે કોળી-પાવળ વરતાય
બીજ ધરમ ક્રિયા હોય ત્યાં મળિયા
કુંજર ઊઠીને સિંહલદ્વીપમાં ભળિયા...
સતના બેલી !......૦
બીજો બીજો જગન રચિયો હરિશ્ચંદ્રરાય,
રેવત દોરીને ઊભા ધણીને દરબાર
રૂપા કેરો કળશ ને રૂપા કેરો પાટ
રૂપાને સિંગાસણ બેઠા નકળંગરાય
વરોંધ્યો વરોંધ્યો રેવત ધણીને દરબાર
સાત કરોડે કોળી-પાવળ વરતાય
બીજ ધર્મ ક્રિયા હોય ત્યાં મળિયા
રેવત ઊઠીને સૂરજ રથમાં ભળિયા...
સતના બેલી !.....૦
ત્રીજો ત્રીજો જગન રચિયો યુધિષ્ઠિરષ્રાયય,
કવલી દોરીને ઊભા ધણીને દરબાર
તાંબા કેરો કળશ ને તાંબા કેરો પાટ
તાંબાને સિંગાસણ બેઠા નકળંગીરાય
વરોંધી વરોંધી કવલી ધણીને દરબાર
નવ નવ કરોડે કોળી-પાવળ વરતાય
બીજ ધરમ ક્રિયા હોય ત્યાં મળિયા
કવલી ઊઠીને કદળીવનમાં ચરિયાં...
સતના બેલી !....૦
ચોથો ચોથો જગન રચિયો બળિરાય,
અજિયા દોરીને ઊભા ધણીને દરબાર
માટી કેરો કળશ ને માટી કેરો પાટ
માટીને સિંગાસણ બેઠા નકળંગીરાય
વરોંધી વરોંધી અજિયા ધણી કેરે દ્વાર
બાર કરોડે કોળી-પાવળ વરતાય

ઊઠી ગઈ ગત્યને પડી છે અજિયાય
એડા એડા વચન મારા કળજુગના પરમાણ
બોલ્યા મેઘ ધારુ મારા ગુરુને પરણાંમ...
સતના બેલી ! હાલો.....૦

## ૮૯ (મોરારસાહેબ)

જી રે સત ધરમકી
હાં જી રે સાધુ !
ભક્તિ કરો ભાવે બ્રહ્મરી....૦
ધન ધન બીજ દિન થાવરો, જિયાં જુગતિરા જગન રચાયા,
પુનરો પાટ પ્રેમરી પૂજા, નિયાં કરણીરા ક્લશ થપાયા,
હાં જી રે સાધુ !....૦
આ તન અંચલો, પાટ પાથરણું, ચિતારા એક પુરાયા,
શ્રદ્ધા શ્રીફળ સંતોષ સાધકા, મન મોતીડે વધાયા...
હાં જી રે સાધુ !...૦
ધન્યારો ધૂપ ખેવે ધણી આગે, જ્યોતે જ્યોતું જાગી
જાગી જ્યોત તિહાં છોત જ નહીં, ભ્રાંત ભરમણા ભાંગી...
હાં જી રે સાધુ !....૦
નમણ કરો ગુરુ દેવ નાથને, પૂરણ પંઝા લીજે,
જ્ઞાન રી કોળી દેરે સારી ગતમાં, નિજાર પાવળ લીજે...
હાં જી રે સાધુ !.....૦
જતિ-સતી મળી મેળે મિલજો, નિજિયા ધરમના નૂરી,
મહાવ્રતધારી ને પરઉપકારી, હુકમ બંદા હજુરી...
હાં જી રે સાધુ !....૦
નર-નારી મળી નિમ જ લીજે, દ્રેહને વિખિયા વારી,
શીલ શણગાર પેર્યો સાંવરો તો, આપે આનંદકારી...
હાં જી રે સાધુ !....૦
ભગત ભગવંત સંગ ભક્તિ આવે, ગુરુ ચરણે ચિત્ત લાવે,
દાસ મોરાર કે સંત સનૂરા, આવાગમન નહીં આવે...
હાં જી રે સાધુ !.....૦

## ૯૦ (મોડ-શિષ્ય રવિદાસ)

એ જી રે સંતો ! નિજિયા ધરમનો મહિમા છે મોટો રે,
જેનો શેષનાગ પાર ન પાવે રે હાં...
એ જી રે સંતો ! નિત નિત જેને વેદ નિરૂપે રે,
જેને શારદાજી નિત નિત ગાવે રે હાં....૦
જી રે સંતો ! બ્રહ્મા ને વિષ્ણુ મહેશ્વર જેવા રે,
ક્રોડ તેત્રીશ નિજિયા-ઉપાસી રે હાં...
જી રે સંતો ! જ્યોત સ્વરૂપી ધરમ ચલાવ્યો રે,
એવા આદ્ય પુરુષ અવિનાશી રે હાં...૦
જી રે સંતો ! નિરંજન પુરુષની નિજિયા શક્તિ રે,
એની ભગતિ ભાવેથી કરીએ રે હા...૦
જી રે સંતો ! માતા ને પુત્રને મુગતિ પમાડે રે,
આપણે પૂતર થઈને પરવરિયે રે હાં....૦
જી રે સંતો ! સતીયું તે તો રૂપ શક્તિનું જાણો રે.
એનો મોહ મનમાં નવ ધરીએ રે હાં...
જી રે સંતો ! અજર પિયાલ તેને જરણાથી જીરવો રે,
આપણે નિજારી થઈને રહીએ રે હાં....૦
જી રે સંતો ! આ રે ધરમ છે આદિ અનાદિનો,
જેને ચરણે અનેક નર ઓધરિયાં રે હાં...
જી રે સંતો ! પાંચ ક્રોડ લઈને પ્રેહલાદ સીધ્યા રે,
ઈ તો અમર પુરુષને વરિયા રે હાં...૦
જી રે સંતો ! ઈંદરાસણથી રાજા ઈંદર ભાગ્યો રે,
એવો ભગતિનો તાપ નો જીરવાણો રે હાં...
જી રે સંતો ! પાંચ પાંચ પાંડવ ને દ્રુપતી કુંતા રે,
જેને નિજિયાના ગમિયા નખતા રે હાં....૦
એ જી રે સંતો ! અલખ પુરુષ જેણે આપે ઓળખ્યા રે,
એની સંગે સામી રાજા રમિયા રે હાં....
જી રે સંતો ! બળિરાજા મહા રે નિજિયા અપવાસી રે,
જેણે નિજારી પુરુષને જાણ્યા રે હાં,
જી રે સંતો ! અભિયાગત થઈને અવિનાશી આવ્યા રે,
જેણે નિજાર ધરમ સુખ માણ્યા રે હાં...૦

એ જી રે સંતો ! શેષ નારાયણ નિજિયા ધરમથી રે,
એવી ધરણી રિયા છે ધારી રે હાં...
જી રે સંતો ! સામી રાજાએ, ચોવીશ રૂપ લીધાં રે,
એવા નિજારી પુરુષને લીધાં ઉગારી રે હાં...૦
એ જી રે સંતો ! ચોરાશી સિદ્ધ ને ચોસઠ જોગણી રે,
બાવન વીર બહુ બળિયા રે હાં...
જી રે સંતો ! અઠાસી હજાર ઋષિને નીમ નિજિયાનાં રે,
એના નિજારનાં મહાતમ ફળિયાં રે હાં...૦
એ જી રે સંતો ! આઠ કુળ પરવત ને નવ કુળ નાગ છે રે,
સાત આયર વન ભાર અઢારાં રે હાં...
જી રે સંતો ! થાવર જંગમ નિજિયાને ઓથે રે,
એવો મહા રે ધરમ છે અપારા રે હાં...૦
એ જી રે સંતો ! અગ્નિ, પાણી ને પવન, અકાશા રે,
એવાં ધરણી મહા ધરમને વરિયાં રે હાં...
જી રે સંતો મોડ પરતાપે રવિદાસ બોલ્યા રે,
ચંદ્ર સૂરજ નિજિયાની કરતા કિરિયા રે હાં...૦

## ૯૧ (મોડ-શિષ્ય રવિદાસ)

એવા નિજારને પંથે રે, ચાલો તમે નિર્મળા રે જી,
મળશે મળશે નકળંગી જ્યોતિ સ્વરૂપ રે હાં...
અચળ ને પદવી રે અલખ ધણી આપશે રે જી,
કાપશે કાપશે અનંત જનમનાં રે પાપ.....
નિજારને પંથે રે...૦
એવા અજર અમર રે પદને આપણે પામીએ રે જી,
અને આપણ સેવીએ જ્યોતિ સ્વરૂપ રે હાં...
નિજારને પંથે રે...૦
અનહદ ને વાજાં રે વાગે ધણીને આંગણે રે જી,
ઈ રે ધણીના અનંત યુગ તો ગુણ ગાય રે હાં...
નિજારને પંથે રે...૦
અને જ્યોતિ ને સરૂપી રે પૂજવાને કારણે રે જી,
ઉમૈયા, લક્ષ્મી, બ્રહ્માણી નિત જાય રે હાં...
નિજારને પંથે રે...૦

## ૧૯૨ ● બીજમારગી ગુપ્ત પાટ-ઉપાસના...

અનંત ને સતીયું રે ઉતારે હરિની આરતી રે જી,
રૂડે ઝીણે મોતીડે વધાવે કિરતાર રે હાં...
નિજારને પંથે રે...૦

ચંદા ને સૂરજ રે હીરા મણી લાલ છે રે જી,
ઝળકે ઝળકે શોભા તણો નહીં પાર રે હાં...
નિજારને પંથે રે...૦

તેજ ને પંજર રે પરભુજીને નીરખ્યા રે જી,
એ જી મારા અંગમાં આનંદ નો માય રે હાં...
નિજારને પંથે રે....૦

બ્રહ્મા ને ઈંદર રે શંકર ને શેષજી રે જી,
હરિના ચરણકમળને ચ્હાય રે હાં....
નિજારને પંથે રે....૦

ક્રોડ તેત્રીશ દેવતા રે દરશનને કારણે રે જી,
બીજના ધરમને નિત નિત ધારે રે હાં....
નિજારના પંથે રે...૦

ચોસઠ જોગણિયું રે કરે નિત સાધના રે જી,
એવા બાવન વીર હારોહાર રે હાં...
નિજારના પંથે રે...૦

મહા ધરમનો મહિનાં રે નવ જાય પ્રણવ્યો રે જી,
અગમ ને નિગમ તો એમ જ ગાય રે હાં...
નિજારને પંથે રે...૦

સિદ્ધ ને ચોરાશી રે નવનાથ ધ્યાન ધરે રે જી,
નવ જોગેસર સનકાદિક સાથ રે હાં...
નિજારને પંથે રે....૦

ચંદર ને સૂરજ રે કરે નિત્ય સાધના રે જી,
અગ્નિ, પાણી ધરણી ને આકાશ રે હાં....
નિજારને પંથે રે...૦

ભરથ મોડ ચરણે રે રવિદાસ બોલિયા રે જી,
નાવે નાવે બીજના ધરમ સમાન રે હાં...
નિજારને પંથે રે...૦

## ૯૨ (રવિસાહેબ)

હે વીરા ! હેતે આવો સદા મન ભાવો,
તમે મહાવરતીના સચિયારા,
ક્રિયા ટાણે કરણીના પૂરા,
ઈ તો ખેલે ખાંડાની ધારા... હે વીરા !...૦
હે વીરા ! આદ પુરુષની ઈચ્છા શક્તિ,
તેના બ્રહ્મા વિષ્ણુ મહેશા,
બ્રહ્મા વિષ્ણુને વશ કરી લીના,
દિયા શિવજીકું ઉપદેશા... હે વીરા !...૦
હે વીરા ! રુદ્ર કળશની સ્થાપના કીધી,
ત્યારે શક્તિના પાટ મંડાયા,
ગાયત્રી, સાવિત્રી મળી કરીને,
ત્યાં ગૂપત ધરમ ચલાયા... હે વીરા !...૦
હે વીરા ! સ્વયંભુ મનુ ને શતરૂપા રાણી,
ઈ તો બ્રહ્મા થકી પરવરીઆ,
મૈથુન સૃષ્ટિ એના થકી ચાલી
એના કંકણ શિવજીએ ભરીઆ... હે વીરા !...૦
હે વીરા ! અંતરના ખોટા ને મૂળના લટીઆ,
એ તો આડા અવળા દોડે,
બુદ્ધિ-હીણાને બગલા ધ્યાની,
ઈ તો મૂળ ધરમને મરોડે... હે વીરા !...૦
હે વીરા ! આદિ ધરમનું મૂળ નિવેડો,
એને રખે દેતા કોઈ મૂકી,
ચાર થોકની ભગતિ ન કીધી
ઈ તો ગયા કમાયું ચૂકી... હે વીરા !...૦
હે વીરા ! હરિની માયા સદ્‌ગુરુને સોંપો,
એવા આપે રહે નિરાશા,
સતપુરુષ વાચા એણી પેર બોલ્યા,
કહે ભાણ ચરણ રવિદાસા... હે વીરા !...૦

## ૯૩ (રવિસાહેબ)

હે વીરા ! કળિયુગ ક્રિયા, સંત બહુ તરિયા,
તિયાં ચાલો મુનિવર મળીએ
મોટા માનુભાવ ચરણે ચાલ્યા,
એનાં આચરણ જોઈ આચરીએ...
હે વીરા !...૦
હે વીરા ! સતજુગ સત, ત્રેતા જુગ તપસ્યા,
દ્વાપર પૂજા આચારા,
કળિયુગ ભગતિ સંતની સેવા,
સતનામ ભજન અધિકારા... હે વીરા !...૦
હે વીરા ! સમરણ, કીર્તન, શ્રવણં, સેવા,
આપણ ગુરુ ચરણે ચિત્ત ધરીએ,
આચરણ વંદન અભ્યાગત સેવા,
આપણ આ તન અરપણ કરીએ... હે વીરા !...૦
હે વીરા ! હાથ જોડીને રહે નિજ દાસા,
આપણે સ્વામી સખાને નમીએ,
અનુભવમાં પ્રફુલ્લિત થઈએ,
અરસ પરસ થઈ રમીએ... હે વીરા !...૦
હે વીરા ! પાંચ પેસારા ને ષોડશ પુકારા,
એવી નવધા ભગતિ ઓપે,
હરિ ગુરુ સંતને સરવે સમરપી,
એનું ફળ લઈ ગુરુને સોંપે... હે વીરા !...૦
હે વીરા ! સ્થૂલ સ્વભાવીનો સંગ ન કીજે,
ઈ તો અજ્ઞાની ને અદેખા,
અંતરના કપટી મુખના મીઠા,
જેની દૃષ્ટિમાં રહે છે દોષા... હે વીરા !...૦
હે વીરા ! શૂરા રણ સંગ્રામે ચડિયા,
જેણે તન, મન, ધન છોડી આશા,
સત પુરુષ વાયક એણી પેરે બોલ્યા,
કહે ભાણ ચરણ રવિદાસા... હે વીરા !...૦

## ૯૪ (રામદેવપીર)

હે જી વીરા ! ધૂનો રે ધરમ રે,
જૂનો જૂનો ધરમ રે
અબાદ રાખી બોલજો રે
એ જી એના ઘેરા ઘેરા ગુણ ગંભીર
અગમ ને અગોચર રે
વાતું વીરા ! આઘીયું રે
એ જી જેનો પોથી ન પામે પાર... જૂનો જૂનો...૦
હે જી વીરા ! ધરણીને માથે રે અમર ધરા આળખી રે
ઘડ્યાં છે ગગન તણાં ઘાટ
પ્રથમ રૂપી દેવી ઉમૈયા પ્રગટિયાં
એણે આણ્યો અગમ કેરો પાટ...૦
હે જી વીરા ! જમીં માથે રે જમલો રચાવ્યો
મેરૂ તણા થંભ ઠેરાઈ
દશે દિશાએ રે દિગપાળુ નોંધીયા
તો પ જમીં સૂપડાની જેમ સોવાય...૦
હે જી વીરા ! સતની ફણિયું રે પતાળુંમાં થાપિયું રે,
એ જી માથે માંડ્યાં પ્રથમીનાં મંડાણ,
સતી ઉમૈયાએ રે મહાધરમ માગીઓ રે
ગગનેથી ઉતારેલ તે દી' પાટ....૦
હે જી વીરા ! પાંચે મળીને રે પાટ ઠાટ પૂરિયા
નિજિયા ધરમ તણે કાજ
બીજકનાં ફળ લઈને રે વાયકમાં વાપર્યાં
ત્રણે ભુવન સ્થિર થઈ જાય...૦
હે જી વીરા ! અઠ્યાસી હજાર ઋષિ રે, કોડ તેત્રીશ દેવતા,
જેના વેદ કરે છે વખાણ,
જૂના જૂના ધરમની વિધિ કોક જાણશે રે
ઈ તો પદ પામશે નિરવાણ....૦
હે જી વીરા ! ભમ્મર હૂઈને વાસનાઉં વોરીએ,
જીલો ધરમ તણી ધાર,

ગરાગ મળશે રે ગરવા દેવના,
એનો વિવેકથી કરજો વિચાર...૦
હે જી વીરા ! આગુની વિધિએ રે અંમરત નિપજે,
વગર વિધિએ વખડાં કહેવાય,
ધાજો રે ધરમે રે, ધરમ છે ધણી તણો,
એનાં વરણી શું કરવાં વખાણ....૦
હે જી વીરા ! સિદ્ધને ચોરાશી રે નિજાર પંથે માલતા,
જોઈ લેજો પંથ હૂંદા પરમાણ,
બાળનાથ ચરણે રે બોલ્યા સિદ્ધ રામદે,
સતગુરુ વચનની છે આણ...૦

## ૯૫ (રામદેવપીર)

એવા રામને પૂછે રે, લખમણ બંધવા રે હાં,
કેજો કેજો નિજિયા ધરમની અમને વાત રે હાં;
એવા અંતરના પડદા રે સ્વામી તમે ખોલજો રે...૦
ચંદા ને સૂરજ રે લક્ષ્મણ ! દોઈ નો'તા,
નો'તા કાંઈ ધરણી ને અંકાશ રે હાં,
એથી આઘેરા રે સતધરમ જાણજો રે
ઈ તો છે કાંઈ અલખ ઘરની વાત રે હાં....૦
પાતર છોટા રે વસ્તુ છે મોટિયું રે,
એ જી ઈ તો ઠામ વિના નૈં ઠેરાય રે હાં,
કાચો છે પારો રે લક્ષ્મણ ! જરે નહીં રે
એને મહા ધરમ કહેવાય રે હાં...૦
મુક્તિ રૂપી રે બીજધરમ માનજો રે,
એમાં ઓધર્યા લાખું ને કરોડ રે હાં,
શીલે ને સંતોષે લક્ષ્મણ ! ઓધર્યા રે,
જતિ સતી ને જોડ સજોડ રે હાં....૦
બીજ સમોવડ રે બીજું જ કોઈ નૈં રે,
નાવે નાવે તપ તીરથ ને જોગ રે હાં,
બાળનાથ ચરણે રે બોલ્યા સિદ્ધ રામદે,
ઈ-તો ચડશે મહા પુરુષને ભોગ રે હાં....૦

## ૯૬ (રામદેવપીર)

ભગતિ કરો તો હરજી ! અગમ ભેદ જાણો
અને કહ્યું તે વચનુંમાં હાલો રે... હાં...
ધરમ જૂનો છે હરજી ! નિજારપંથ આદિ રે,
મોટા મુનિવર થઈને તમે મ્હાલો રે હાં...

ભગતિ કરો તો...૧

જતિ રે સતીનો હરજી ! ભેદ જાણો રે હાં...
પછી નિજિયા ધરમ ઉરમાં આણો રે હાં...
મૂળ રે વચનનો હરજી ! મરમ સમજી લ્યો રે,
તમે સાબિત રાખજો દાણો રે હાં...

ભગતિ કરો તો...૨

કામનાનાં બીજને હરજી ! પહેલાં બાળો રે હાં...
પછી રજ ને વિરજને સંભાળો રે હાં...
કરમ રહિત હરજી ક્રિયા રે કમાવો રે,
તમે ગુરુનાં વચનુંમાં મનડાને ગાળો રે હાં...

ભગતિ કરો તો...૩

લિંગ ને ભંગનો હરજી ! ભાવ મટાડો રે હાં...
તમે જોગની ક્રિયાને જગાડો રે હાં...
કૂડી વરતીથી હરજી ! ધરમ જાશો હારી રે,
તમે મનડાંના વિકારો મટાડો રે હાં....

ભગતિ કરો તો...૪

જતિ પુરુષને મોહજાળ નહીં વ્યાપે રે હાં...
સતી નારી પરપુરુષને ત્યાગે રે હાં...
વિષયની વાસના એના અંગડામાં ના'વે રે,
એને મોહનાં બાણ નવ લાગે રે હાં....

ભગતિ કરો તો...૫

જતિ રે પુરુષ વિના જામો નૈં જામે રે હાં...
અને સતી વિનાનો ધરમ નૈં હાલે રે હાં...
આત્માને ઓળખી હરજી ! દેહભાવ મટાડો રે,
પછી મનડાને બાંધીને વેરાગે રે હાં...

ભગતિ કરો તો...૬

સતીયાં થઈને તમે સતમાં પેલો રે હાં...
એવી સતની સદા છે સવાઈ રે હાં...
બાળનાથ ચરણુંમાં બોલ્યા સિદ્ધ રામદે રે,
પછી સતની આગળ બીજું નથી કાંઈ રે હાં...
ભગતિ કરો તો...૭

## ૯૭ (રામદેવપીર)

અસન જુગ પહેલાં અમર જોગી,
પ્રેમબુંદ જેની પાસ,
કાસબને ઘેર આદિતારાણી,
જેણે ઝીલ્યો ધરમ નિજાર,
અવતાર કહું રામદે તમે,
સુણો વીરમદે ભાઈ,
આવી રૂડી રીતું તમે પાળો રે...૦
મોટો ધરમ શેષનાગે ઝીલ્યો, જેણે ઉપાડ્યો ધરાનો ભાર,
શેષના ઘરમાં અલીલા રાણી, જેણે ઝીલ્યો ધરમ નિજાર,
ઈ ધર્મથી મેઘરાજા વરસે, વરસે અખંડ ધાર...
આવી રૂડી રીતું...૦
ઈન્દ્રના ઘરમાં અજમેલા રાણી, જેણે ઝીલ્યો ધરમ નિજાર,
બાવન-બાંસઠ, અનંત કોટિ સાધુ અપરંપાર,
વ્યતિપાતે કોઈ દાન દેવે તોય નાવે મહાધરમ સમાન...
આવી રૂડી રીતું...૦
કનક-કુંજર કોટિક ભરિયા, ગાય કરોડ પચાસ,
કુરુક્ષેત્રમાં જઈને દાન દેવે તોય નાવે બીજધરમ સમાન...
આવી રૂડી રીતું...૦
કહું રામા તમે લખી લ્યો નામા, અંત મળ્યા છે સુજાણ,
અમરફળ તમારી હાથે આવ્યું, ભૂલો નહીં રીત સંસાર...
આવી રૂડી રીતું...૦

## ૯૮ (રામદેવપીર)

તમને પૂછું પૂરા પંડિતા,
તમને પૂછું ભણતર જોશિયા,
તમારા નીમના ગુરુ પંડિતા ! કૌન હૈ ?

આદ્યકી ઉત્પત્તિ પંડિતા ! કૌન હૈ ?
નિજ કી ક્રિયા આમાં કૌન હૈ ?
નકળંગ નકળંગ સબ કહેતે હો
મેઘડીકી જાતિ આમાં કૌન હૈ ?
આ જમીં કેરી જાતિ પંડિતા ! કૌન હૈ ?
ઈન્દ્ર કા ગાજ હવે કૌન હૈ ?
ઈ ગાજમાં બાર મેઘ વરસતા હૈ
કહો પંડિતા ! પાણી માંયલા ફૂલ કૌન હૈ ?
— તમને પૂછું પૂરા પંડિતા...૦

કાંતનેવાલીકા સૂતર કૌન હૈ ?
વાંઝણીકા પુતર કૌન હૈ ?
ઈ સૂતર પેરીને તમે ઝૂઠા બોલ્યા હો
કહો પંડિતા ! આમાં નુગરા કૌન હૈ ?
સાર માંયલી ધાર પંડિતા ! કૌન હૈ ?
ધાર માંયલી ધીરપ એમાં કૌન હૈં ?
ઈ ધીરપમાં તમે માળા ફેરવો છો
કહો પંડિતા ! આમાં વચન કૌન હૈ ?
— તમને પૂછું પૂરા પંડિતા...૦

શિવજીની લિંગ પંડિતા ! કૌન હૈ ?
ભવાનીકી ભંગ એમાં કૌન હૈ ?
ઈ ભંગમાં એક જ્યોતિ જલત હે
કહો પંડિતા ! ઈ દેવી કૌન હૈ ?
ભણે રામો ન્યાં લખી દેશે નામો,
તમે સૂણો સંત હવે સારા
બાળનાથ ચરણે રામદે બોલ્યા
આમાં ખોળણહારા સંત કોક હૈ.
— તમને પૂછું પૂરા પંડિતા...૦

## ૯૯ (રૂખી રામદાસ)

એ જી ગુરુ મારા મહામંત્રનો મોટો છે મહિમાય,
એ વખાણું બ્રહ્મના ભેદમાં રે
જેનો ઋષિમુનિ જપતા'તા જાપ

ઈ નોતા ચારે વેદમાં રે...
એ જી ગુરુજી અસન જુગમાં નો'તો આધાર
પચાસ કરોડમાં પાણી રે તે દિ નિરંજન હતા નિરાકાર
એમાંથી શક્તિ દરસાણી રે...
એ જી ગુરુજી શક્તિએ કીધો સમાગમ
નિરંજનને વચન દીધાં રે
પછી ઉમિયાને વધ્યો રે ઉમેદ
ત્રણ દેવ પરગટ કીધાં રે
એ જી ગુરુજી મહા ચંડી રૂખી મહારાજ
શંકરનો પરમોદ પાયો રે
પછી ધરતીનું બાંધ્યું ધરણ
તે દિ' બીજ ધરમને સ્થાપ્યો રે...
એ જી ગુરુજી નાદ ને બુંદનો વિસ્તાર
સંસાર પેદા કીધો રે
એમ બોલ્યા છે રૂખી રામદાસ
મહામંત્ર મારકુંડને દીધો રે...૦

## ૧૦૦ (રેવા ભારથી)

સાધુને અમ્મર ભાળ્યા,
નિરખીને નિહાળ્યા
શુંન ધુંનના વાસી રે
બુઝ્યા દેશ, બ્રહ્મ મેં ભાળ્યા... હે... જી...૦
જતિ બીજમાં, સતી બીજમાં,
બીજમાં સકલ સંસારા,
ચાંદા રે બીજમાં, સૂરજ બીજમાં,
બીજમાં નવલખ તારા...
બ્રહ્મા રે બીજમાં, વિષ્ણુ રે બીજમાં
ઈ બીજમાં ઈશ્વરી માયા
ધરતી બીજમાં, આકાશ બીજમાં
બીજમાં તેજસ માયા...
હિંદુ રે બીજમાં, મુસલમાન બીજમાં
બીજમાં વેદ ને વાણી

ખટ દરશન બાર પંથ બીજમાં
બીજમાં ચારે ખાણી...
પ્રહલાદ બીજમાં હરિશ્ચંદ્ર બીજમાં
બીજમાં દશ અવતારા
બાર પંથ ને બળી રે બીજમાં
સાધુના રણુંકારા...
ગંગા રે બીજમાં, જમુના રે બીજમાં,
બીજમાં મેરૂ મંડાણા
જેસલ બીજમાં, તોરલ બીજમાં
બીજમાં દેવ ને દાના...
બીજ ધરમનો મહિમા મોટો
અનુભવીએ ઓળખાયો
ગુરુ મળ્યા મુંને નિજારી તો
ફેરો ચોરાશીનો ફાવ્યો...
બીજ વિનાના ફરે ભટકતા
નુગરા નરકે જાશે
અનેક જનમનાં ભૂલેલાં તે
નધણિયાં કુટાશે...
બીજ વિના તો કાંઈ નથી બીજું
કહેવા સરખું કોઈ
વિદેહીની વાત જ વિરલા જાણે
પળમાં પોંચ્યા સોઈ
ઓહંકાર બ્રહ્મ સાધુ રહેવે
રણુંકારમાં રહેણી
ભારથી રેવાને ગુરૂ મનોહર મળિયા
જોગ કળા ગત ઝીણી... સાધુને...૦

(આ ભજનમાં કેટલાક ભજનિકો પરબના શિષ્ય નાનકનું નામાચરણ મૂકીને પણ ગાય છે...)

## ૧૦૧ (લખમો માળી)

સત વિશ્વાસ સદા રિખ સીધા,
જુગાં જુગાં રિખ અગવાણ હુઆ,

અમર જોત રિખાં ઘર માંહી,
સત હી સત વાં કે નાસત નાંહી... સત વિશ્વાસ...૦
પહલી મારો સાયબો સૃષ્ટિ ઉપાઈ,
સાત સાયર આઠોં મુલતાન,
સતકી તણી મેઘ રિખ ઝેલી,
કન્યા કુંવારી દીન્હીં દાન... સત...૦
સત જુગમેં પ્રહલાદ સરિયાદે,
ભેરંગ રિખકી આજ્ઞા પાર,
મેઘ રિખિ સત શબ્દ ઝિલાયો,
પાંચ કરોડ પ્રેહલાદકી લાર... સત...૦
રાજા હરિચંદ રાણી તારાંદે,
બિલોચન્દજી ગુરૂ નિવાજ,
રિખ ઉંકારજી શબ્દ ઝિલાયો,
સાત કરોડ કા સરિયા કાજ... સત...૦
નરહર ગુરૂકા પુત્ર દુર્વાસા,
કુંતા પાંડુ લાગ્યા લાર,
સતકા શબ્દ દિયા રિખ રાજા,
નૌ કરોડ લે ઊતર્યા પાર... સત...૦
ગુરૂ અત્રિ રિખ રાજા બલિચંદ,
ચિત મન બુધ કિના વિસ્તાર,
જુદા જુગાં રિખ સત શબ્દ ઝિલાયો,
બારહ કરોડ ઊતરિયા પાર... સત...૦
રાજા અજેસિંહને તાલ ખુદાયો,
નીર ન નીકલ્યો એકણ ધાર,
મહાચંદ મન્ના મેઘ રિખિ કાયા હોમી
ધ્રુ લગ નીર ભરે પનિહાર... સત...૦
રણશી આગે ખીંવણ રિખ સીધાં,
પરચો દિયો દિલ્લી કે માંય,
સત કા કરવત લિયા સિર પરા
દૂધ ફૂલ નીકલ્યા દેહી માંય... સત...૦
રામદેવ આગે ડાલીબાઈ સીધાં,
ગુફા ખુદી ઘણિયાં હિતકાર,

દે પરચ્યો પડદો બાઈ લીન્હો,
રામદેવજી પૂગ્યા સત અવતાર... સત...૦
માલદે રૂપાં આગે ધારુ રિખ સીધાં,
જમલો જગાયો ધારું કે દુવાર,
સાતોં જીવ જુમામેં સામિલ,
સત પરવાના સે ઊતર્યા પાર... સત...૦
કુમ્હલગઢ રાણો કુંભોજી હોતા,
રિખ નરાંણ પાંચાકી લાગ્યા લાર,
જમા જગાય ધણિયાં ને ધ્યાયા,
સત રિખ ભગતિ ઊતર્યા પાર... સત...૦
ગુરુ ખીંવણ જસ ગાવે માલી લિખમો,
રૂજમો દેખ્યો રખાં કે માંય,
પડદે ભગતિ પકાઈ મેરે દાતા,
ખૂબ ફલી વા નિર્ફલ નાંય... સત...૦

(આ ભજન રાજસ્થાનમાં ગવાય છે, એનું ગુજરાતી પાઠાંતર લીરાયબાઈના નામાચરણથી સૌરાષ્ટ્રમાં ગવાય છે – તે નીચે મુજબ છે.)

## ૧૦૨ (લીરાયબાઈ)

કુંભારાણા હાં...
જે દિ' મારા ધણીએ કુંભા ! આ સૃષ્ટિ નીપાવી રે,
સાત દીપ ને નવકૂળ નાગ,
ધરમની દોરી મારા મેઘ ધારવે ઝીલી
અને સાચા નૂરીજન પોંચ્યા નિરવાણ
સતને વિસવાસે સદાય ઋષિ મુનિ સિધ્યા રે...૦
કુંભારાણા હાં...
ઢેલડી નગરમાં કુંભા ! બે મુનિવરાં સિધ્યા રે,
રાવત રણશી ને ખીમડિયો કોટવાળ,
કાશીએ જઈએ કરવત મેલાવ્યાં રે,
બાન છોડાવ્યાં ચઉ હજાર... સતને વિસવાસે...૦
કુંભારાણા હાં...
ગરીબાંનો સંઘ જિયારે ગંગાજીએ હાલ્યો રે,

ટકો આપ્યો રોહીદાસ ચમાર,
સોનાવરણી ચૂડીએ માયે હાથમેં વધાવ્યો રે
ટકો લીધો છે હાથોહાથ... સતને વિસવાસે...૦
કુંભારાણા હાં...
મેઘ ધારવાને ઘેરે જે દિ' પાટ મંડાણો રે,
પાટે પધાર્યાં સતી રૂપાંદે નાર,
કનકથાળનો તે દિ' કરંડિયો બન્યો'તો
હેરણાં હેર્યાં જે દિ' માલદે રાય... સતને વિસવાસે...૦
કુંભારાણા હાં....
જેસંગ સિદ્ધરાજે કુંભા ! નવાણ ગળાવ્યાં રે,
પાણી આવ્યાં નહીં ટાંક લગાર,
સોનાવરણી કાયા વીરમાયા મેઘમાયે હોમી
નિયાં પાણી ભરે છે લાખો પનિહાર... સતને વિસવાસે..૦
કુંભારાણા હાં...
અંજારમાં પીર અજેપાળ સિધ્યા રે
સાથે હતા મામૈયો મેઘવાળ,
શિશ રે ઉતારીને હાથમાં લીધું રે
તો ય મુખે કર્યો તો સતનો ઉચ્ચાર... સતને વિશ્વાસે...૦
કુંભારામાં હાં....
રણુંજામાં પીર રામદેવ સિધ્યા રે,
હાર્યે હતાં સતી ડાલીબાઈ મેઘવાળ,
સમાત્યું ગળાવી માથે ધજાયું ખોડાવી રે
ન્યાં તો નમણ્યું કરે છે નર નાર... સતને વિસવાસે...૦
કુંભારાણા હાં...
ઉગમશીની ચેલી સતી લીરાયબાઈ બોલ્યાં રે,
મારા મેઘ ધારૂ જુગોજુગના આગેવાન,
ધરમની દોરી મારા મેઘ ધારવે ઝીલી
સાચા નુરીજન સંત પોંચ્યાં નિરવાણ....
સતને વિસવાસે સદાય
ઋષિ મુનિ સિધ્યા રે જી...૦

## ૧૦૩ (લીરલબાઈ)

ગુરુ ! મારા સતની વેલડીએ રે,
એવાં રૂડાં દત્ત ફળ લાગ્યાં રે હાં...
ગુરુજી.! મારા સતની...૦
બીજ વરતી બીજ વાવ્યાં, વાવ્યાં છે વિશ્વાસ આણી,
કરણીના તો ક્યારા બાંધ્યા પ્રેમ હુંદા પાણી...
ગુરુ ! મારા સતની...૦
ઊગી છે જો અમર વેલી, એની પાનું તો પિયાળે મેલી,
ફાલી ફૂલી ઈ તો રૂદા કમળમાં, નિજિયા ઘરમમાં રેલી...
ગુરુ ! મારા સતની...૦
ભાયલાં સે ભાવ જાગે તયેં વેલડીએ રૂડાં ફળ લાગે,
હોંશે હોંશે હુઈ મળે તો અમરાપરમાં માલે...
ગુરુ ! મારા સતની...૦
પરથમ ભગતિ પ્રેહલાદે કીધી, રાજા હરિશ્ચંદ્ર તારાદે રાણી,
પાંચ પાંડવ દ્રૌપદી એવી બલિ ઘેર ઓળખાણી...
ગુરુ ! મારા સતની...૦
ભાયલાં સે ભાવ રાખો, ડાબું મેલી રૂડાં ફળ ચાખો,
બોલીઆં લીરલભાઈ અમને સંત ચરણુંમાં રાખો...
ગુરુ ! મારા સતની...૦

## ૧૦૪ (લીરલબાઈ)

એ જી મોટા મુનિવર મળ્યા રે,
બેની ! આજ મારે આંગણે રે...૦
બીજ થાવર રેન રૂડી વા'લા ! જામૈયાની જુગત ઘણી,
પાટે તો પધાર્યા વા'લો મારો આપે અલખ ધણી...
બેની ! આજ મારે...૦
પાટ માંડી કળશ થાપ્યો, જ્યોતુંમાં છે કળા ઘણી,
આજુનો દિવસ બાઈ ! મારે આનંદની છે ઘડી...
બેની ! આજ મારે...૦
મોતીડાંના ચોક પૂરીને બેઠાં છે ધણીના નૂરી,
કરી લેજો કમાયું બાઈ ! હવે વેળા જાયે વરી...

બેની ! આજ મારે...૦
સતને કારણ આથડી, આજ દેવને દુવારે ચડી,
દયા કરી મુંને દરશન દીધાં, દિલની દુબધા હરી...
બેની ! આજ મારે...૦
આનંદ ઊપજ્યો અંગમાં ગુરુ બોલ્યા અમરત વાણી,
કોળી ને પાવળ બાઈ ! ગતમાં વરતાણી...
બેની ! આજ મારે...૦
હું યે રાજી મારો સતગુરુ રાજી, સંત શરણમાં લીજે,
સામાં તો હાલીને બાઈ ! મારા સાધુને મળીજે...
બેની ! આજ મારે...૦
સદ્દગુરુની સેવા કીજે, હેતે મળીને હરિરસ પીજે,
બોલિયાં લીરલબાઈ આજ તમે પાતર જોઈ પોંખીજે...
બેની ! આજ મારે...૦

## ૧૦૫ (લીલમબાઈ)

આવો મારા શબ્દુંના સોદાગર,
વીરા ! મારા વણઝારા !
ઘડી એક હીરલો દેખી
વણજું કરી લે રે હો... જી...
કાયા કેરી કોટડી ને
રતન અમુલખ ભર્યાં
એક વાર ભાવ તો બોલીજે,
જહાં રે દેખું તિહાં બોલણહારા
સોહં શબદે તરીજે... આવો મારા !...૦
તન કર ત્રાજવાં ને
મન કર તોલાં
સુંદર કાયા તોલીજે... એ ભાઈલા !
નમતી ધારણ કીજે... આવો મારા !...૦
એક મારા બેલીડાને આદર દીજે,
પગ ધોળી પાવળ લીજે,
ઊજળા ને ઊજળા, ફૂલ ફટકિયાં,
વાકો સંગ ન કીજે... આવો મારા !...૦

આપ બૂડે ને ઓર કું બુડાવે,
દોનું મિલિને બૂડી જે
એક મારો બેલીડો જે સાહેબ સરીખા,
વાકો સંગ કરીજે... આવો મારા !...૦
આપ તરે ને ઓર કું તરાવે,
દોનું મિલિકે તરીજે,
એડા એડા સંત મારા સાયબો સુહાગી,
પંજા લેઈ લેઈ મળીજે... આવો મારા !...૦
માઝમ રાતના હૂવા ભૂજમેલા,
કર જાડીને લીલમબાઈ બોલ્યાં,
મન માને ભાવ ભરીજે... આવો મારા !...૦

## ૧૦૬ (લોયણ)

જી રે લાખા ! ઋષિ રે વૈશંપાયન મારકુંડને પૂછે રે,
એવો નિજિયા ધરમ એવું શું છે રે હાં...
જી રે લાખા ! આદિ અનાદિનો ધરમ છે જૂનો રે,
એવો મારગ મુગતિનો ઈ છે રે હાં...
જી રે લાખા ! શિવ ને શક્તિ મળી ધરમ ચલાવ્યો રે,
પછી વેણેથી સૃષ્ટિ રચાવી રે હાં...
જી રે લાખા ! ઈ રે ધરમને કોઈ જાણે વિવેકી રે,
જેને ભગતિ હૃદયમાં ભાવી રે હાં...
જી રે લાખા ! શ્વાસ ઉશ્વાસાના જાપ જેને જડિયા રે,
ઈ તો નિંદરા કેણી પેરે કરશે રે હાં...
જી રે લાખા ! પાંચે તત્ત્વને કોરે મૂકીને રે
ઈ તો અવિનાશીમાં જઈને ભળશે રે હાં...
જી રે લાખા ! શ્વાસ જોને શિવ ને ઉશ્વાસ છે શક્તિ રે,
એની જુગતિ કોક વીરલા જાણે રે હાં...
જી રે લાખા ! નુરત સુરતમાં કોઈ જપે રે અજંપા રે,
ઈ તો બ્રહ્મના સુખને માણે રે હાં...
જી રે લાખા ! ધ્રુવનો ધરમ જેને શિવજી વખાણે રે,
જે સમજે, સમજે તે મત ના તાણે રે હાં...
જી રે લાખા ! શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાં રે,
ઈ તો ગુરુજીના વચનુમાં હાલે રે હાં...

## ૧૦૭ (લોયણ)

હે જી રે લાખા ! મૂળ રે વચનનો મહિમા છે મોટો રે,
એને સંત વિરલા જાણે રે હાં.
જી રે લાખા ! વચન થકી જે કોઈ અધૂરા રે,
ઈ તો પ્રેમરસને શું માણે રે હાં...
હે જી રે લાખા ! વચન થકી બ્રહ્માએ સૃષ્ટિ રચાવી રે,
અને વચને પ્રથમી ઠેરાણી રે હાં.
જી રે લાખા ! ચઉદ લોકમાં વચન રમે છે રે,
એને જાણે કોક પુરુષ પુરાણી રે હાં...
હે જી રે લાખા ! એવા રે વચનની જેને પરતીત આવે રે,
ઈ તો લખ રે ચોરાશી નવ જાવે રે હાં.
જી રે લાખા ! વચનના કબજામાં વસે જે કોઈ રે,
એની સુરતા શૂનમાં સમાવે રે હાં...
હે જી રે લાખા ! ઈ રે વચન તો શિરને સાટે રે,
એને ઓછા માણસને ન કહેવું રે હાં.
જી રે લાખા ! સદ્‌ગુરુ આગળ શીષ નમાવી રે,
એના હુકમમાં હંમેશાં રે'વું રે હાં...
હે જી રે લાખા ! આદિ ને અનાદિમાં વચન છે મોટું રે,
એને જાણે વિવેકી નર પૂરા રે હાં.
જી રે લાખા ! શેલણશીની ચેલી સતી લોયણ બોલ્યાં રે,
એના નેણામાં વરસે સાચાં નૂરાં રે હાં...

## ૧૦૮ (લોયણ)

જી રે લાખા ! સતગુરુના પદનો કોઈ પાર ન પામે જી
જેને શિવ ઉમૈયા વખાણે રે હાં...
જી રે લાખા ! મોટા મોટા મુનિ જેની આશા કરે છે,
તે પદ અનુભવી ઉરમાં આણે રે હાં...
જી રે લાખા ! બ્રહ્માના પુત્ર અનકાદિક જેવા રે,
એણે હંસને ગુરુ કીધો હાં...
જી રે લાખા ! હંસના મુખનો ઉપદેશ લઈને જી
એણે મુગતિનો મારગ લીધો હાં...

જી રે લાખા ! શૂરવીર થઈને જે હુકમે હાલે રે,
ઈ તો સતગુરુનો મહિમા જાણે રે હાં...
જી રે લાખા ! માન અંતરમાંથી મેલી કરીને જી,
પછી થાય વચન પરમાણે રે હાં...
જી રે લાખા ! એવા અધિકારીને આવરણ નાવે જી,
ઈ તો રેણી કરણીથી પૂરા રે હાં...
જી રે લાખા ! શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાં,
એને સદ્‌ગુરુનાં શરણાં શૂરાં રે હાં...

## ૧૦૯ (લોયણ)

જી રે લાખા ! મન શુદ્ધ કરી તમે વચને ચાલો રે
તમે પાળજો સાચી રેણી રે હાં...
જી રે લાખા ! વાદ કે વિવાદ નહીં ઈ ઘરમાં રે,
તમે કહેવા ન શીખજો નકરી કે'ણી રે હાં...
જી રે લાખા ! એક યોગ એની બાર છે ક્રિયાઉં રે,
તમે એકચિત્તે સાંભળજો રે હાં...
જી રે લાખા ! આ રે વાણી કાંઈ નથી કીધા જેવી રે,
તમે જ્ઞાન હિમાળે જઈ ગાળજો રે હાં...
જી રે લાખા ! પહેલી ક્રિયા સદ્‌ગુરુ વચન છે જી રે,
એવી બીજી ક્રિયા એને પાળી જાણો રે હાં...
જી રે લાખા ! ત્રીજી ક્રિયા તમે બ્રહ્મચર્ય પાળો રે
એવી ચોથી ક્રિયાએ અમીરસ ચાખો રે હાં...
જી રે લાખા ! પાંચમી ક્રિયા તમે ઇન્દ્રિયો જીતો રે,
છઠ્ઠી ક્રિયાએ પવનને થંભાવો રે હાં...
જી રે લાખા ! સાતમી ક્રિયા તમે મનને જીતો રે,
આઠમીએ વાણી નિયમમાં લઈ આવો રે હાં...
જી રે લાખા ! નવમી ક્રિયા તમે સુરતાને સાધો રે,
દશમી ક્રિયા છે મૂળને બાંધો રે હાં...
જી રે લાખા ! અગિયારમી ક્રિયા ચન્દ્ર-સૂરજને જાણો રે,
અને બારમી ક્રિયાએ પ્રેમ જગાડો રે હાં...
જી રે લાખા એવી ક્રિયા જ્યારે ગુરુજી બતાવે રે,
ત્યારે ફરી લખ રે ચોરાશીમાં નવ આવે રે હાં...
જી રે લાખા ! શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાં રે,
ત્યારે ભવનો ફેરો ફાવે રે હાં...

## ૧૧૦ (લોયણ)

જી રે લાખા ! ધ્યાનમાં બેસીને તમે ધણીને આરોધો રે,
તમે મન રે પવનને બાંધો રે હાં...
જી રે લાખા ! નુરતે નિરખો તે સુરતે પરખો રે,
તમે સુરતા શુન્યમાં સાંધો રે હાં...
જી રે લાખા ! નાદ બુંદની તને ગાંઠ બાંધોને,
મૂળ વચને પવન થંભાવો રે હાં...
જી રે લાખા ! ઊલટા પવન એને સુલટમાં લાવી રે,
એવી રીતે એક ઘરમાં આવો રે હાં...
જી રે લાખા ! ઈંગલા પિંગલા સુખમણા સાધો રે,
ચન્દ્ર-સૂરજને એક ઘરમાં લાવો રે હાં...
જી રે લાખા ! તરવેણી નેળમાં જીવોને તપાસી રે,
પછી જ્યોતમાં જ્યોત મિલાવો રે હાં...
જી રે લાખા ! અનભે પદને ઓળખવાને માટે રે,
તમે જ્યોત ઓળાંડી આઘા હાલો રે હાં...
જી રે લાખા ! શેલર્ષીની ચેલી સતી લોયણ બોલ્યાં રે,
તો તો અકરતાના ઘરમાં માલો રે હાં...

## ૧૧૧ (શીલદાસ)

જી રે સંતો શિવરા મંડપમાં મારો સદ્‌ગુરુ બેઠા રે,
તમે આવો ને મુનિવર મળીએ રે હાં,
તમે આવો જોગેશ્વરમાં ભળીએ રે હાં,
મન કર્મ વચને માન તો મેલીને રે,
આપણે ગત્ય તો ગંગામાં ભળીએ રે હાં...
હે જી રે સંતો શિવરા મંડપમાં...૦
હે જી રે સંતો કલકી નામ તે આપે સતગુરુનું રે,
ઈ તો આગમ તણી ગત આપે રે હાં,
કૃપા તો કરીને કોટિ જનમનાં રે,
એવા કર્મ બંધનને કાપે રે હાં...
હે જી રે સંતો...૦
હે જી રે સંતો શિવરા મંડપના ચરણામૃતનો રે,

એનો મહિમા માહેશ્વર જાણે રે હાં,
પ્રીતિ કરીને પૂછે છે પારવતી રે,
જેને વારે વારે શિવજી વખાણે રે હાં...
હે જી રે સંતો...૦
હે જી રે સંતો સત મુગતિનો મારગ મોટા તે જાણે રે,
ઈ તો સત ધરમના શૂરા રે હાં,
ઓળખિયા ઈ તો અનભે પદને આપે રે
પરમારથમાં છે ઈ પૂરા રે હાં...
હે જી રે સંતો...૦
હે જી રે સંતો સાત સાયર ને અડસઠ તીરથ રે,
એકેય ધરમ બરાબર નો આવે રે હાં,
એવા સતી રે ઉમૈયાજી શિવજીને પૂછે રે,
એનું અચરજ અમને આવે રે હાં...
હે જી રે સંતો....૦
હે જી રે સંતો અન્ન તો દાતા ને અન્ન તો ભોક્તા રે,
એવા અન્ન તો અલખને આરાધે રે હાં,
એવા શીલદાસ ક્યે છે શિવરામંડપનો રે,
એવો લક્ષ અલક્ષનો લાધે રે હાં...
હે જી રે સંતો....૦

## ૧૧૨ (શીલદાસ)

હે જી રે સંતો આજ મંડપમાં આનંદ વરત્યો રે,
તમે જતિ રે સતી મળી જાગો રે હાં,
જી રે સંતો પ્રેમે ગુરુજીના પાંવ પખાળો રે,
તમે મનગમતાં ફળ માંગો રે હાં...
હે જી રે સંતો...૦
હે જી રે સંતો પ્રથમ પારવતીએ શિવજીને પૂજ્યા રે,
ઈ તો મુગતિના ધરમને માટે રે હાં,
ધન્ય ધન્ય બીજ રે ધર્મનું માતમ
ઈ તો સાટવ્યું શિરને સાટે રે હાં...
હે જી રે સંતો...૦
હે જી રે સંતો બ્રહ્મા ને બ્રહ્માણી, ઈશ્વર ને પારવતી રે,

ઈ તો પંચ રૂડાને વર વરિયાં રે હાં,
હંસ ગીતાનો હાર હારદ લઈને રે
ઈ તો ધર્મ લાખેણો વરિયા રે હાં...
હે જી રે સંતો...
હે જી રે સંતો ઈન્દ્ર ઈન્દ્રાણીને માટે આવ્યા રે,
જેણે ઓળખિયા'તા આદ્ય સ્વામી રે હાં,
અન્ન તો દાન લઈને ઈન્દ્રને કરાવ્યાં રે,
ત્યારે વિષયની વેદના વામી રે હાં...
હે જી રે સંતો...૦
હે જી રે સંતો વીરોચન રાજાએ બ્રહ્માની પાસેથી રે,
રૂડા ધરમ રૂદામાં ધાર્યા રે હાં,
પણ પાછું રે વળીને પૂછી નવ જોયું રે,
ત્યારે હાથે કરીને ભવ હાર્યા રે હાં...
હે જી રે સંતો...૦
હે જી રે સંતો ભગતિ ને ભોળાપણું ભેગાં ન હાલે રે,
અને તમે ચતુરાઈથી ભગતિ ખોજો રે હાં,
શીલદાસ કહે છે આ છેલ્લો જનમ છે રે.
પછી જોગ મળે તે જોજો રે હાં...
હે જી રે સંતો...૦

## ૧૩ (સરવણ કાપડી)

સમરું સેવક સંતો કેરા દાસ રે હાં બાળક સ્વરૂપે બાવો પંડે પ્રકાશ.
જ્યાં જોઉં ત્યાં અલખ નિરંજન હોય, ભવના સીતાફળ પૂરો સોય,
જંબુદ્વીપમાં ધર્યો અવતાર, તરત રૂપ લિયો કિરતાર,
કાખમાં લઈ-જાય સવાર, મહેલે સમાણાં સતી દેવળદે નાર.
દેવળદે-દેવાયત પંડિત નર શશીયાર, ધર્મ તણો જેણે ઝીલ્યોછે ભાર.
રોહળગઢની સૂઝાડી રૂડી વાટ, સ્વર્ગભવનથી આણ્યો પાટ,
જેસલ-તોળીનો ધન્ય અવતાર, ધર્યો ધણીએ પૂરી કરી આશ.
માલાં-રૂપાંદેનો પૂરો વિશ્વાસ, ધર્મ ચલાવ્યો એણી વાર,
સર્વગત મળી કરિયો આરાધ, ઊઠો તોળલરાણી હુવો પ્રભાત.
ગુરુ ઉગમશી ગુઠ્યા નિરધાર, સમર્થ ધણીએ લીધી મારી સાર,
મેકરણ પીરને કુંભો-રાણો જાણ, કેવળ સંતનાં કરો વખાણ,

પંદરસો રાણીએ લીધાં વ્રત નીમ, તન-મન-ધન સોંપીહુવા આધીન,
ગગન ગરજે ને વરસે નીર, સંત તેડાવ્યા રામદેપીર.
સફળ કમાયું જેને ગુરુજી મળ્યા, આવાગમનના ફેરા ટળ્યા,
ગુરુ સદાફળ પ્રગટ પીર, ચાંદો ડાકાર માંહી સોડ સધીર.
નુરતસુરત માંહી બાવાજીની શાખ, રામનું નામ હૃદયમાં રાખ,
રાવતરણસિંહ ખળહર ખીર, ખીમરાને મસ્તક નિર્મળ નીર.
કાજીઓની કરવત રગતુંની રેલ, ખરાતીવેલ હુવા અજામેર,
સુરવે, સાલો ને ડાંકો, વણવીર, ખરી ચોટીના બાવન પીર.
તનડા ટાઢા હુવા નિર્વાણ, સોહીનર પહોંચ્યા સાહેબને ફરમાન
દેવતણખી ને લીરબાઈ, ભાંગ્યો રથ ચલાવ્યા સાંઈ.
ગુરૂ મામૈયો માંહી ઝાકમઝોળ, જેની ઘુંટીમાંહી મડીઆળો,
કુંડ દામો ને ગઢ ગિરનાર, આસન વાળી બેઠા કિરતાર.
સંઘ કરેણી જતીનાથ, તે રામ રૂગનાથે પૂર્યો સાથ,
ગૌમુખી ગંગા ને ભીમકુંડનાથ, પંડના પ્રાયશ્ચિત્ત એણી પેરે જાય.
રેવતી કુંડનો કળશ સ્થપાય ગંગા-જમનાની પાળ વરતાય,
દત અગોચર દીજીએ રૂડા દાન, એક મન સૌ ભજો ભગવાન,
કહે ગુરૂ સરવણ પ્રગટ દેવ, ગત ગંગાની કરીએ સેવ.

## ૧૧૪ (સરજ્યુગિરિ)

બીજનો મર્મ બતાવો પંથીડા,
કૌન બીજ તુમ માન્યો રે હો...જી...
સમજ વિના તુમ પંથ ચલાવો
બીજ નહીં ઓળખાણો રે હો... જી...
બીજમાં બ્રહ્મા, બીજમાં વિષ્ણુ, બીજમાં શંકર સ્વામી
ચન્દ્ર સૂર્ય એ બીજસે ઉપન્યા બીજમાં અંતરજામી
મારા વીરા કૌન...૦
અગમ અગોચર બીજ કહાવે, બીજ વિના નહીં કોઈ
અશુભ પદારથ બીજ માનકે બૈઠા સર્વસ ખોઈ
મારા વીરા કૌન....૦
સ્ત્રી પુરુષકા જોડા મિલાકે વિષય ભોગ કરાવો,
વીર્ય બીજને સત્ય જ માની, મન અભિમાન ધરાવો
મારા વીરા કૌન...૦

વિષયી ગુરવા વિષયી ચેલા. ચેલી વિષય ભરેલી
બાલા સુંદરી પાટ મંડાવો ભજનકી એલી કરેલી
મારા વીરા કૌન...૦
રજસ્વલાનાં પૂજન કરતાં આભડછેડ નહીં આવે
વેદ નીતિ મર્યાદા તોડી અધમ ગતિને પાવે...
મારા વીરા કૌન....૦
વામપંથ કાપાલિક કિરિયા અસુર લોગ ચલાવી
સ્વામી સરજ્યુગિરિ અનુભવ કરકે સાચી બાત બતાઈ
મારા વીરા કૌન....૦

## ૧૫ (સરજ્યુગિરિ)

બીજમારગ છે જોગનો રે ભાઈ !
સાધો તો સુખ થાય...
નિરવ્રતીને આદરો વીરા ! સાધન કરો મન લાઈ,
મૂળ તપાસો આપણો કહાં સે આવે ક્યાં જાય ?
બીજમારગ...૦
સોહમ્ મંત્રને સાધવા વીરા ! ચક્કર શોધો સાત,
મનવરતીને એક ઘરે લાવો તબ કરો નિજારની વાત...
બીજમારગ....૦
અપાનને જો વંશ કરો વીરા ! રોકો કંઠમાં પ્રાણ,
ઓહં સોહં શબ્દ સાધો તો વાગે આકાશમાં બાણ...
બીજમારગ...૦
સ્થંભ ગતિ હોય પ્રાણની વીરા ! સૂરતા શૂનમાં સમાય,
સુખમણાને મારગે રે સહજ સમાધિ થાય...
બીજમારગ....૦
ઈ આનંદના ભોગિયા વીરા ! કરોડમાં કોક હોય,
નિષ્કલંકી જ્યોત જગાડે તો ભેદ ન ભાસે કોય...
બીજમારગ....૦
અનુભવલીલા અટપટી વીરા ! સમજ વિનાનો ત્રાસ,
સ્વામી સરજુગિરિ બોલિયા ભાઈ ! કરો એનો અભ્યાસ...
બીજમારગ....૦

## ૧૧૬ (સહદેવ જોશી)

હકે હાલો તમે હૂઈ મળીને,
ખરી વરતીમાં ખેલો ભાઈ ! ભલો છે આ,
ભાવનો મેળો....૦
સતના શબ્દે ચાલોને તમે,
ગુરુ વચનુમાં માલો, મુમના !
ભલો છે આ ભાવનો મેળો...૦
ભ્રાંતું ભાંગો તમે દિલને ભેળવો
ખરી વરતીમાં ખેલો... ભાઈ ! ભલો રે...૦
પ્રથમ જુગમાં પ્રેહલાદ સિધ્યા, હાં હાં હાં...
એ... કરી એણે સત ધરમની વાત,
એ જી રાણી રતનાવળીએ રોપી દીધો
ધન ધન ધરમ નિજાર.... ભાઈ ! ભલો રે...૦
ઋષિ માતંગને ઘેર પાટ માંડ્યો, હાં હાં હાં...
રચિયો તો મહા જાગ,
નિજિયા ધરમને કારણે,
નીકળ્યાં તારાદે ને હરિચંદ... ભાઈ ! ભલો રે...૦
રાજા ધરમ ને સહદેવ નકળંગ, હાં હાં હાં...
અરજુન ને વળી ભીમ,
શ્રીકૃષ્ણ ને રાણી રૂખમણી,
જેને નિજિયા ધરમના નીમ.... ભાઈ ! ભલો રે...૦
વામન રૂપે મારો વાલો આવ્યા, હાં હાં હાં....
ઈ બલી તણે દુવાર,
ગુરુ શુક્રાચાર્ય આવિયા,
હવે ચારે વસ્તુ તું હાર... ભાઈ ! ભલો રે...૦
ઈન્દ્ર, બ્રહ્મા, શેષ, શંકર, હાં હાં હાં...
નારદ, વિદુર ને વ્યાસ,
નવે નાથ ને સિદ્ધ ચોરાશી,
એને નિજિયા ધરમની આશ... ભાઈ ! ભલો રે...૦
શિવ સનકાદિક અને ભરથરી, હાં હાં હાં...
ગુરુ દત્તાત્રેય ને ઋષભદેવ,

નવે જોગેશ્વર ને જનક વિદેહી,
એને નિજિયા ધરમની ટેવ... ભાઈ ! ભલો રે...
નિજિયા ધરમનો મહિમા મોટો, હાં હાં હાં...
મુખથી કીધો નહીં જાય,
સંતને શબદે, ગુરુને વચને,
સહદેવ જોશી એમ ગાય.. ભાઈ ! ભલો રે...૦

## ૧૧૭ (હરજી ભાટી)

વાગે ભડાકા ભારી ભજનના
વાગે ભડાકા ભારી રે... હો... જી...
બાર બીજના ધણીને સમરું, બાર બીજના રે હાં...
એ... ધણીને સમરું, નકળંગ નેજાધારી...
ભજનના વાગે...૦

ધ્રુવરાજાને અવિચળ થાપ્યો, પ્રેહલાદ ઉગાર્યો પડકારી રે..હો.. જી..
સંધ્યા ટાણે દૈત સંહાર્યો, સંધ્યા ટાણે રે હાં....
એ... દૈત સંહાર્યો, હરિએ નોર વધારી...
ભજનના વાગે....૦

તારાદેનું સત રાખવા માળી બન્યા'તા મોરારી રે... હો... જી...
માલે રૂપાંનાં હેરણાં હેર્યાં, માલે રૂપાંનાં હાં...
એ... હેરણાં હેર્યાં, આરાધે મોજડી ઉતારી..
ભજનના વાગે.....૦

તોળીરાણીએ ત્રણ નર તાર્યા, જેસલ ઘરની નારી રે... હો...૦જી...
સુધન્વાના નામ પરતાપે, સુધન્વાના રે હાં...
એ... નામ પરતાપે, ઊકળતી કડા ઠારી...
ભજનના વાગે....૦

પલેપલે પીર રામદેને સમરો, ઈ છે અલખ અવતારી રે..હો.. જી..
હરિ ચરણે ભાટી હરજી બોલ્યા... હરિ ચરણે રે હાં...
એ... ભાટી હરજી બોલ્યા, ધણી ધાર્યો નેજાધારી...
ભજનના વાગે...૦

## સંદર્ભસૂચિ

## મહાપંથી સાધના અને સિદ્ધાંતો તથા બીજમારગી પાટ-ઉપાસના વિશે જેમાં થોડા-ઘણા ઉલ્લેખો હોય એવા ગ્રંથો

* * *

'અતીતની આંખે' મોહનપુરી ગોસ્વામી, પોરબંદર, આ. ૧, ૧૯૭૯

'અલખ ઉપાસના' સ્વામી શ્રી ગોકુલદાસજી, અલખસ્થાન ડુમાડા, (અજમેર), સં. ૨૦૪૩ (રાજસ્થાની ભાષામાં)

'આપણી લોકસંસ્કૃતિ' જયમલ્લ પરમાર, ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. આ. ૧, ૧૯૫૭

'ખોજા સર્વ સંગ્રહ' એદલજી ધનજી કાબા, અમરેલી, આ. ૨, ૧૯૧૮

'ખોજા વૃત્તાંત-૧' સચેદીના નાનજીયાણી કૃત, પ્રકા. એદલજી ધનજી કાબા, અમરેલી આ. ૨, ૧૯૧૮

'ગુજરાતના સંતકવિઓ અને બાઉલ પંથ' જયંતિલાલ આચાર્ય, ફાર્બસ સભા મુંબઈ, આ. ૧, ૧૯૭૩

'જેસલ તોરલ' મોહનપુરી ગોસ્વામી, પોરબંદર, આ. ૧, ૧૯૭૭

'ડુંગરી ગરાસિયાઓમાં.......' ભગોરા રત્નાભાઈ ધનજીભાઈ,(અપ્રગટ લઘુ શોધનિબંધ) ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય.

'તંત્ર સાધના, મહાપંથ અને અન્ય લેખો' ડૉ. રાજેન્દ્રસિંહ રાયજાદા. ૧૯૯૩

'દર્શન અને ઇતિહાસ' ડૉ. રાજેન્દ્રસિંહ રાયજાદા, આ. ૧, ૧૯૮૩

'નકલંકી ગીતા' પ્ર. મુખી લાલજી દેવરાજભાઈ, આ. ૧, ૧૯૨૦

'બીજમાર્ગ - એક અતિ પ્રાચીન સંસ્કૃતિ' નાથાલાલ માધવજી મંડલી, વીરમગામ, આ. ૧, સં. ૨૦૧૯ (પત્રિકા) ।

'ભજનમીમાંસા' ડૉ. નિરંજન રાજ્યગુરુ, આ. ૧, ૧૯૯૦

'મરમી સંતોનું દર્શન' જયંતિલાલ આચાર્ય, સરદાર પટેલ યુનિ. વલ્લભવિદ્યાનગર, આ. ૧, ૧૯૯૨

'મેઘવંશ ઇતિહાસ' (રાજસ્થાની ભાષામાં) સ્વામી ગોકુલદાસજી, અલખ સ્થાન ડૂમાડા, (જિ. અજમેર) આ. ૩, સં. ૨૦૩૯

'રણજિતરામ ગદ્ય સંચય : ૧' ગુજરાતી સાહિત્ય પરિષદ- અમદાવાદ પૂ.મુ આ. ૧, ૧૯૮૨

## ઋણ-સ્વીકાર

મહાપંથી ભજનવાણીના પરખંદા ભજનગાયકો સર્વશ્રી -

(૧) સાજણભગત જાદવ — માંગરોળ
(૨) રામભગત છાશીયા — (ઓડદર) હાલ કડિયા પ્લોટ. પોરબંદર
(૩) સવદાસ વેગડા — ટૂકડા ગોસા તા. પોરબંદર
(૪) રામભગત પરમાર — (મૈયારી) હાલ ગાંધીનગર - કેશોદ.
(૫) મોતીબહેન ડાકી — તલોદરા, પો. શીલ- તા. પોરબંદર
(૬) વીરૂબહેન રાવલિયા — કાલિંભડા. તા. માળિયા હાટીના.
(૭) દેવજીભગત મિસ્ત્રી — કંકાસા - તા. માંગરોળ
(૮) અરજણ ભગત. — કરમદી ચિંગરિયા. તા. માંગરોળ
(૯) બાબુભાઈ ભટ્ટી. — ગોંડલ.
(૧૦) નવલદાસ હરિયાણી. — ભંડુરી, તા. માળિયા હાટીના.
(૧૧) પ્રાણગિરિ ગોસ્વામી. ભુજ (કચ્છ)

## લેખકના અન્ય ગ્રંથો

(૧) 'રંગ શરદની રાતડી' (કાવ્ય સંપાદન) અન્ય સાથે
(૨) 'કૃષ્ણગાન' (કાવ્ય સંપાદન) અન્ય સાથે
(૩) 'ભજન મીમાંસા' (સંશોધન-વિવેચન)
(૪) 'દૂધઈ વડવાળા ધામના દૈવી સંતો' (સંતચરિત્ર-સંશોધન) ૧૯૯૮
(૫) 'સંતવાણીનું સત્ત્વ અને સૌંદર્ય' (સંશોધન વિવેચન) ૧૯૯૪
ડૉ. એન. પુ. ગોહિલ ડૉ. મનોજ રાવલ સાથે.
(૬) 'પ્રેમસખી પ્રેમાનંદનાં શ્રેષ્ઠ કાવ્યો' (સંપાદન-અભ્યાસ), ૧૯૯૫ નવભારત
(૭) 'મૂળદાસનાં શ્રેષ્ઠ કાવ્યો' (પ્રેસમાં) (સંપાદન-અભ્યાસ), ૧૯૯૫ નવભારત
(૮) 'દાસી જીવણનાં શ્રેષ્ઠ કાવ્યો' (પ્રેસમાં) (સંપાદન-અભ્યાસ), ૧૯૯૫ નવભારત
(૯) 'સર્જનહારનાં સંભારણાં' (ભજન સંપાદન) (પ્રેસમાં) ૧૯૯૫ નવભારત
(૧૦) 'સતની સરવાણી' (સંત સાહિત્યનો સ્વાધ્યાય) (પ્રકાશ્ય)

